'સુન્દરી સુબોધ'ના ગ્રાહકોને ભેટ: વર્ષ ૮–૯ ની.

# બાલા.

(' યોગિની અથવા સરસ્વતીના જીવન સુવાસ'–નું અનુસન્ધાન.)

સામાજિક નવલકથા.


રચનાર:

રામમોહનરાય જસવંતરાય.

'સુન્દરી સુબોધ' મન્દિર, અમદાવાદ.


LOVE AND LABOUR !–'ચ્હાઓ અને સેવો!'


(સર્વ હક્ક સ્વાધીન.) મૂલ્ય. રૂ. ૦–૯–૦

ઇ. સ. ૧૯૧૩ પ્રથમાવૃત્તિ: ૩૦૦૦ નકલો.

અમદાવાદ: સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

# મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !

મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !
લ્યોને ભરતભૂમિની નરનાર રેઃ— મીઠડાં૦

ઝરે વેગે ઝળકન્તાં ને ઊજળાં,
ધર્મધેનુનાં દૂધ અમિધાર રેઃ— મીઠડાં૦

ધેન સેવે શ્રીસ્વામિનીજી સોહ્યલાં,
નીરે પડે પ્રભુજી જળચાર રેઃ— મીઠડાં૦

ગોપગોપિકા ઝિલન્ત દેવી તેજીલાં, 21642
કનકકળશે, વહે અનન્ત ધાર રેઃ— મીઠડાં૦

રસઝરણે કુંજનવન ભીંજીયાં,
સર્યાં કાલિંદીમાં સુધાસાર રેઃ— મીઠડાં૦

સકળ વિશ્વમાં વિલોલ રમે રંગીલાં,
લહે પાન એનું જીવન અમરપાર રેઃ— મીઠડાં૦

પીયો પારસી, ઇસ્લામી, આર્ય બાલુડાં,
પીતે બ્રિટનનાં ગોરાં કુમાર રેઃ— મીઠડાં૦

પૂર ન્હાણે ઝુલેલ ઉરફૂલડાં,
નન્દનન્દન કંઠે સહાય હાર રેઃ મીઠડાં૦

# પ્રસ્તાવના.

'**યોગિની** અથવા સરસ્વતી ( સાધ્વીઓ ) ના જીવન સુવાસ ' નું પુસ્તક લખાયાને દસ વર્ષ થયાં. **સુન્દરી સુબોધ**ની પ્હેલી ભેટ તરીકે તે પ્રકટ કરીને **બન્ધુસમાજે** એ નવલકથા તરફ પ્રીતિ પક્ષપાત દર્શાવ્યો હતો; અને અમારી સમાજના સુપ્રસિદ્ધ લેખકો રા. રા. **શિવુભાઇ બાપુભાઇ** તથા રા. રા. **ભોગીન્દ્ર**રાવ રતનલાલ ( બી. એ. ) એ બન્ધુઓ, 'યોગિની ' બ્હાર પડયા પછી, ત્હેમાં સ્વીકારાયલા દૃષ્ટિ બિન્દુથી,–પણ વધારે વિશાળાં કર્મક્ષેત્રોનું અવલોકન કરતી,–અલક્ષ્ય જ્યોતિ, પદ્મનાભ, મધુકર તથા કપિંજલા,અને ઉષાકાન્ત તથા મૃદુલા, એ નવલકથાઓ લખવા પ્રવૃત્ત થયા હતા. તથાપિ સત્યશઃ સ્વ. શ્રીયુત્ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સરસ્વતીચન્દ્રની વર્તમાન ગુજરાતી સાહિત્ય ઉપર થયેલી સર્વવ્યાપી અસરમાં બન્ધુસમાજની ગ્રન્થાવલીનો પણ સમાવેશ થઇ જાય છે. 'યોગિની' પૂર્ણ કરતાં આપેલાવચન અનુસાર, દસવર્ષને અંતરે પણ, **આશા** પ્રકટ થઇ શકે છે, તે માટે દયાળુ પ્રભુનો હું ઉપકાર માનું છું.

'સુન્દરી સુબોધ'ને અંગે ગતિમાન થયેલા સુન્દરી સુબોધ મંડળની યોજના નવી નથી. 'યોગિની'માં ત્હેનાં બીજ જોવામાં આવ્યાં હશે. 'યોગિની' અને 'આશા'ના સમય વચ્ચે જે લોકવૃત્તિમાં, સમાજભાવનામાં, ફેર દૃષ્ટિએ પડેછે, તે'યોગિની'ની બીજીઆવૃત્તિની પ્રસ્તાવનામાં દર્શાવાયોછે. હિન્દીખ્રિસ્તીઓની કેળવણી તથા રહેણીકરણી તરફ મ્હારૂં ધ્યાન ખેંચવા માટે બન્ધુ રા. રા. દુર્લભરામ જ્યેષ્ઠારામનો હું આભાર માનું છું.

આપણા નવા હિન્દની ઉન્નતિને માટે નવો ધર્મ–નવો કર્મમાર્ગ આવશ્યક છે. માતૃભૂમિનાં સંતાનોનો ચાલુ રહેલો મહાક્ષય અટકાવવાને ત્હેનાં કારણોમાં બહુ સ્પષ્ટતાથી, આગ્રહથી, સહૃદયતાથી ઉતરવાની જરૂર છે; અને તે અટકાવવાનાં સાધનોનો સ્વીકાર જેમ અને તેમ ત્વરાથી કરવાની તેથી પણ વધારે જરૂર છે. હિન્દી પ્રજાની

નિર્ધનતા, અજ્ઞાનતા, અને વિનાશ,—એ ત્રણે આપણા જમાનાના મહા પ્રશ્નો છે. અજ્ઞાન દૂર કરવાનું કામ આપણે પ્હેલું હાથ લેવાનું છે; જ્ઞાન સૂર્યનાં કિરણો જેમ અજ્ઞાન તિમિરને ભેદી નાંખશે, તેમ વિનાશનાં હિંસક જંતુઓની સામે પણ વધારે વિજય મેળવી શકાશે. પરન્તુ તે સાથે દેશ મૈયાની સંતતિનો ચાલુ ક્ષય જો આપણે વેળાસર નહિં અટકાવી શકીએ, તો પછી કદિય તે રોકી શકાશે કે કેમ, એજ એક સવાલ છે! તેથી જે પગલાં લેવાનાં છે, હવે તે તાકીદથી, લેવાવાં જોઇએ.

છેલ્લા સેન્સસ ( વસ્તીની ગણત્રી ) વખતે ઇંગ્લેન્ડમાં જન્મની સંખ્યાનું પ્રમાણ ઓછામાં ઓછું હતું, છતાં મૃત્યુની સંખ્યાનું પ્રમાણ પણ ઘણુંજ ઓછું હતું. એટલે તે દેશ પોતાની ચાલુ સ્થિતિ જાળવી શક્યો છે. પરન્તુ પ્રગતિમાન પ્રજાઓ જેવી કે, રશિયા બલ્ગેરિયા, રૂમેનિયા,સર્વિયા, ઑસ્ટ્રિયા–હંગરી, પ્રશિયા–જર્મની, તથા જાપાન ની જન્મની સંખ્યાનું પ્રમાણ ઇંગ્લેન્ડથી વધારે, અને ફ્રાન્સથી ઘણું વધારે આવે છે: તથા યુરોપખંડના સઘળા દેશોમાં મરણની સંખ્યાનું પ્રમાણ ગતવર્ષમાં, આગળનાં કોઇ પણ વર્ષોમાં નહિં આવેલું, એટલું ઓછું આવ્યું છે! * હવે હિન્દુસ્થાન તરફ આપણે નજર કરીશું, તો સંખ્યાનાં પ્રમાણો લેવાની પણ જરૂર ભાગ્યે જ રહેશે! આપણી ગૂજરાતી પ્રજામાં ઘેરે ઘેર અને કુટુમ્બે કુટુમ્બમાં નિર્બળ સંતતિનો જન્મ અને યુવાન સ્ત્રી પુરૂષનાં મરણની સંખ્યામાં અતિવૃદ્ધિ એટલી ત્રાસદાયક થઇ પડી છે, કે તે વિશે સાબીતી માગવા કરતાં, તે અટકાવવાના ઉપાયો લેવામાં વખતનો વધારે સદુપયોગ થઈ શકશે.

શ્રદ્ધા છે કે, 'બાલા'ના અનુસન્ધાન રૂપ ' **વસન્તી** નામની નવલકથા થોડા સમયમાં પ્રકટ થઇ શકશે.

સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.
તા. ૭ મી. એપ્રીલ, ઈ. સ. ૧૯૧૩ } **રા. જ.**

*Daily Mail–Year Book, 1913.

# અનુક્રમણિકા.



---

**અશુદ્ધ શોધન:** પ્રકાશનની ત્વરામાં પ્રેસની ભૂલો રહી ગઇ છે, તે સુધારી લેવા વિનંતિ છે.—પૃષ્ઠ ૩૦૭ ની ૯ ૧૦ મી લીંટીમાં **અધર્મ ભાવના** ને બદલે **આ ધર્મભાવના** વાંચવું.

# નિવેદન.

૧. જગપિંજરમાં વિધિ પ્રેરિત, આ,
દિલકોમલ પંખિ પુરાઇ રહ્યું;
જહિં સ્નેહિ વિહંગ સહોદરમાં,
નિજ બન્ધન, તેય ભુલાઇ ગયું !
દિસતું ક્રૂર પિંજર સુમધુરું,
સુરવાડી સમું હૃદયે વિલસે;
'અમિપાન અહિંજ સદૈવ કરું,'
પડ્યું બાલક એ મિઠિ ભ્રાન્તિ વિશે !

* * * *

૨. પ્રિય ! જન્મ કંઇકનું સંચિત તે
ફળી, આપણ જીવિત એક થર્યાં;
ગુંથ્યું અંતરનું રૂડું ઐક્ય, અને
કુમળાં કુલરત્ન સુશીલ મળ્યાં:
વધ્યું નન્દન જીવનબ્હેન, ઉષા
રસયૌવનની ખીલી રંગભરી;
રજનિદિન આત્મ મૃદુ વિકસ્યા,
તુજ વત્સલતા જહિં, વ્હાલી ! ઝરી.

૩. પ્રિય પિંજરવાસ બન્યો મુજને !
ભગિની રસિલી રમી અંતરમાં,
દ્વય બન્ધુ પરાક્રમી, પ્રેમલ ને,
સરતાં મળી સૌખ્ય–સરોવરમાં:

જગદંબની મૂર્ત્તિ શી માતુ થકી,
　　જગવંદ્ય પિતા સમ માતુલ, ને
જનનિ રૂપ ફાકી–તણા ઉરથી,
　　અણમોલ મળ્યાં પ્રીતિપુષ્પ મ્હને.

૪.　પણ સ્વપ્ન ખરૂં દીઠું, સાંભળ્યું કે ?
　　ઉડ્યું રમ્ય પ્રભાત, બપોર તપ્યા !

ઉરમાલિની બ્હેનડી, ઉજવલ ને
　　પ્રિય બેલડી બન્ધુની; સર્વ કયહાં ?
દીનબાલ તણું દિલ છાયી રહ્યાં,
　　મુજ પુણ્ય પવિત્ર ગુરૂજન, તે
તપજીવન આચરી સંચરિયાં,
　　પ્રભુમાન્દર પાવન ભાન્ડુ સહે.

તદપિ નહિં બન્ધનવિષ ખસ્યું,
　　મૃગવારિ તટો હજી ચિત્ત ચુમે !

તુજ પ્રેમ પ્રફુલ્લિત કુંજ વસ્યું,
　　શિશુફુલ મૃદુલ શું ઉર ઝુમેઃ

ઘનગર્જન અંતર ભેદી રહે,
　　સહસા ઝબુકી વિજળીની લતા;
ખુટી કર્મ વિભુતિઃ હરિચરણે
　　પ્રિય ને પ્રિયબાલ વદાય થયાં !

૬.　પ્રિય ! શું સ્મરૂં, શું વિસરૂં ?–તમ જીવન
　　ફેરી પરિમલ વ્યાપી ઉરે;
વીરબાલકુમાર, સુપુત્રી સુહાવન
　　અંતર, સૌ તુજ પન્થ સરે !

કટુ લાગતી જિંદગી, ચિત્ત સુકોમલ,
    વજ્રની હેલિ સહે જગની;
નહિ 'પિંજર મોહ' ટળ્યો ! પ્રીતિ નિર્મળ
    જાગી, શાળી પ્રભુજી સ્મરણી;
    અવ આત્મતૃષા પ્રિય સંગતિની !

*      *      *      *

૭. 'પ્રિય સંગતિની રહી આત્મતૃષા ?'
    –પ્રીતિગ્રન્થિ શું કાળ શિથિલ કરે ?
પરમાત્મ સુહાવતી પ્રેમપ્રભા,
    અમરાવતીમાં થતી અસ્ત, ખરે ?

તૂટ્યું બન્ધન, હોય ખંશી ન શકું,
    લીધી પાંખ, ન હોય ઉડાય, પ્રિયે !
બન્યું સેતુ દ્વિલોકનું મૃત્યુ દીઠું,
    પણ કર્મની આડી દિવાલ નડે !

૮. પ્રિય પ્રાણસમાં પ્રીતિધામ બધાં !
    પ્રભુ–આંગણમાં સુખમાં વિહરો;
ગતિ આત્મ તણી નિત પ્રેરી રહ્યાં,
    ઉર રંક સુપન્થ વહાવી રહો;
ઋષિરાજ સમાન પિતાજી તણું,–
    દિલવત્સલ સૌ સ્વજનો મુજનાં,-
ગુણ–વ્હાલ સ્મરું; અવશેષ ધરું
    દીન જીવન જન્મભૂમિ પદમાં:
    જનનિભૂમિના પ્રિય સેવનમાં !

# બાલા.

## પ્રકરણ ૧ લું. ઉપયોગ કે શણગાર ?

### ૧. મંજુલ અને સરલા.

"શેઠાણી સાહેબને વરધી આપો કે, પ્રબોધચન્દ્રભાઇ કલેક્ટર સાહેબને ઘેરથી બાઇસાહેબ મળવા આવ્યાં છે."

એક સોળ વર્ષની યુવતી દીવાનખાનામાં હિન્દોલાખાટ ઉપર ઝુલતી સૂતી હતી; પડ્યે પડ્યે તે નવલકથાનું એક ઇંગ્રેજી પુસ્તક વાંચતી હતી. ઉપરના શબ્દો ત્હેને કાને પડ્યા કે તરત તે ઉઠીને બેઠી થઇ, ચોપડી આઘી ખસેડી; લૂગડાં ઠીક કરવા લાગી. એક મરેઠણ બાઇ અંદર આવી.

"લક્ષ્મીબાઇ ! ત્હમે લોકો કેવાં છો ? એવાં સારાં માણસને માટે વરધી શી ?—જાઓ, એમને સન્માન સાથે લઇ આવો. ત્હમને લોકોને હજારવાર કહ્યું તોપણ ?"

"હા જી. બોલાવી લાવું છું," કહી દાસી તરત પાછી વળી અને કંપાઉન્ડ બ્હાર ઉભેલી બગી પાસે ગઇ. બે સ્ત્રીઓને છેક બંગલા પાસે આવી પ્હોંચતી જોઇ, શેઠાણી પાસેના મ્હોટા તખતામાં પોતાનાં લુગડાં અને ચ્હેરો વગેરે તપાસી લઇ માથાની ગુચ્છાદાર લટો ઠીકઠાક કરી, હસતે મુખડે અંદરથી બારણું ઉઘાડી ઓટલા ઉપર આવી.

" આવો, પધારો. " મલકાતું મ્હોં રાખી ત્હેણે આવકાર આપ્યો. અને ત્રણે સન્નારીએ દીવાનખાનામાં દાખલ થઇ. હિન્દોલા ઉપર બેસવાનો ત્હેમને આ ન્હાની શેઠાણીએ આગ્રહ કીધો પણ તે વ્યર્થ જવાથી, તેઓ ત્રણે કોચ અને આરામખુરશીઓ ઉપર બેઠાં. આ બાઇઓ અમદાવાદના એસિસ્ટંટ કલેક્ટર પ્રબોધચન્દ્રની બ્હેન તથા પત્ની હતી.

પ્રબોધચન્દ્ર રજીસ્ટ્રેશન ખાતાના પેન્શન લઇ હાલ કેટલાક વખતથી નિવૃત્ત થયેલા અમલદારનો પુત્ર હતો. તે એમ. એ. ની પરીક્ષામાં માન સાથે પસાર થઇ રેવેન્યુ ખાતામાં જ્યારે કારકૂન તરીકે જોડાયો, ત્યારે એના ઘણા મિત્રો અને સંબન્ધીઓને દિલગીરી થઇ હતી. પરંતુ ત્હેણે પોતાની સ્વાભાવિક બુદ્ધિપ્રભા અને ખંત ઉદ્યોગથી ચાલુ પ્રયાસો કર્યાં કરવાની જે ટેવ ન્હાનપણથીજ સ્વીકારી હતી, તે વડે મામલતદારના હોદ્દાને માટેની આવશ્યક દરેક પરીક્ષા ઘણા ટૂંકા વખતમાં ઉંચે નંબરે પસાર કરી દીધી હતી; અને પોતાના ખાતાના ઉપરીઓ તથા મ્હોટા ઇંગ્રેજ અમલદારોની પણ પ્રીતિ તે સારી રીતે મેળવી શકયો હતો. કેટલાક વખત સુધી ત્હેણે હલકા પગારની નોકરીમાં કામ કર્યાં પછી  ...નત, હુંશિયારી અને પ્રમાણિકતાને લીધે કામચલાઉ ...ક કરવામાં આવી હતી. પરન્તુ એવામાંજ ત્હેની પત્ની ... થી, ત્હેના હૃદયને અત્યન્ત વેદના થઇ; અને ત્હેને પરિણામે તે સ... મંદવાડનો ભોગ થઇ પડવાથી, નોકરી ઉપર હાજર થવાને બદલે ત્હેને લાંબી રજા ઉપર જવું પડયું.—દાક્તરની સલાહ મુજબ આબુ ઉપર ત્હેને રહેવાનું થયું અને પોતાનો ભાઇ ચન્દ્રકાન્ત, જે હૅારપીટલ આસિસ્ટન્ટની પરીક્ષામાં પાસ થઇ દાક્તરનો ધંધો કરતો હતો તે, તથા વિધવા બ્હેન લલિતા જે ત્હેની સારવાર માટે સાથે આવી હતી ત્હેની, સંભાળથી ધીમે

ધીમે હેની તબિયત ઠેકાણે આવી. પણ મામલત હવે ફરીથી મળવાની આશા તો હમ્મેશને માટે દૂર ગઇ દેખાઇ!

પરન્તુ "જ્યાં ખુદા વરસે છે, ત્યાં શી કમી રહે છે?" આણુ ઉપર પ્રબોધચન્દ્ર જેવીજ મંદવાડની હાલત ભોગવતો એક યુરોપિયન અમલદાર અને હેની પત્ની હવાફેર માટે આ સમયમાં આવ્યાં. આ અમલદાર લશ્કરી ખાતામાં કર્નલને માનવન્ત દરજ્જો ભોગવતો હતો અને રાજસ્થાનમાં તે બહુ લાગવગ ધરાવતો હતો. એનું નામ કર્નલ મોન્ટીથ હતું. એણે સાધારણ રીતે ઘણા યુરોપિયનો કરે છે તે મુજબ પ્રૌઢાવસ્થામાં એક તરુણ, નિખાલસ હૃદયની સ્વજાતિય બાલિકા સાથે લગ્ન કર્યું હતું; અને આ લગ્નની ખાસ ખુબી એ હતી કે વયની અસમાનતા છતાં પતિપત્ની એક બીજાને અન્તઃકરણથી ચ્હાતાં હતાં. કાઠિયાવાડમાંના સુપ્રસિદ્ધ દાક્તર પ્રતાપચન્દ્રરાય ઠાકુર તથા હેમની સ્વદેશપ્રેમી પુત્રી નિર્મળબાળા, જેમના ગાઢ પરિચયમાં પ્રબોધચન્દ્ર આવ્યો હતો અને જેમને હેની માંદગીએ ખરી અન્તરની ચિન્તામાં નાંખ્યાં હતાં, હેમણે કર્નલ સાહેબ તથા હેમનાં પત્ની પોતાની સાથે મિત્રતા રાખતાં હોવાથી, હેમની તરફ ભલામણના કાગળો લખ્યા હતા; અને તે મારફત આ અમલદાર તથા હેમનાં બાનુનું પિછાન પ્રબોધચન્દ્રને થયું હતું.

પ્રબોધચન્દ્રને જ્ઞાનમાં, બુદ્ધિમાં, તથા ઉચ્ચ આશય અને આચાર વિચારમાં લગભગ પોતાના જેવાજ જોઈ તે દંપતીની પ્રીતિ હેના તરફ સ્વાભાવિક રીતે વળી, અને ધીમે ધીમે તેમનો સંબન્ધ વધવા લાગ્યા. માંદાં માણસનાં વૃત્તિ વિચાર માંદાં માણસજ સમજી શકે છે અને તેથી હેમની અરસપરસની લાગણી બહુ મીઠાશ વાળી હોય છે. આ બંનેને પણ તેમજ થયું અને હેમની વચ્ચે સારી મિત્રતા થઇ.

અન્તે પ્રબોધચન્દ્ર સાજો થઈ પાછો આવ્યો અને પોતાની નોકરી ઉપર દાખલ થયો. પત્નીમરણનો શોક અને આજીવિકાના ઉદ્યોગમાં ઊંચું પગથિયું હાથ લાગીને આમ અકસ્માત્ ખશી ગયેલું હોવાથી, તે તદ્દન નિરાશ, અને જીંદગીનો ભાર મને-કમને ખેંચતો હોયની એમ જણાતું હતું. એવામાં વળી ત્હેનાં માતાપિતાએ, ત્હેને પૂછ્યા શિવાયજ, વિવાહ કરી રાખેલ હતો, તે લગ્ન કરવાની ધામધૂમ અને માથાકૂટ ચાલી! તે માંદો પડયો તે પ્હેલાંનો કરી રાખેલો વિવાહ તોડીને આજ સુધી ત્હેની સાથે લગ્ન કરવાની આશાએ રાખી મૂકેલી પારકી છોકરીનું શું થાય ?—અને માબાપનું નાક વઢાય—અને ઘનકોર માશી જેમની મરફત તે સગપણ થયું હતું ત્હેમની સાથે "જન્મો જન્મ" ની લ્હડાઈ તથા અબોલા થાય,—ને માતુઃશ્રીને પણ તેથી વધુ ખોટું લાગે ! આ અને આવાં અનેક કારણોએ ત્હેને ફરીથી કરવાના લગ્ન માટે સંમતી આપવી પડી અને થોડા દિવસમાં સરલા નામની પંદર સોળ વર્ષની ઉમ્મરની બાલાની સાથે લગ્ન પણ થયું. એટલે તે ખરેખર આ સમયમાં એટલી મનોવ્યથામાં આવી પડયો હતો કે જો ભાવિએ ત્હેને એવામાં પ્રબળ સહાય ન કીધી હોત, તો જરૂર તે ફરીથી મંદવાડના બિછાનાપર સૂતો હોત ! પણ આ અરસાની લગભગમાં કર્નલ મોન્ટીથની કોઇ અસાધારણ પ્રસંગોને લઇને મુંબાઇ ઇલાકામાં ખાસ કામપર નીમણુંક થઈ અને પોતાના આસિસ્ટન્ટ તરીકે ત્હેણે સારા પગારથી પ્રબોધચન્દ્રની માગણી કરી ત્હેને નીમ્યો. એકાદ વર્ષમાં તેઓએ ઉપાડેલું કામ એવી સંતોષકાર રીતે પુરૂં થઇ ગયું, કે ત્હેને માટે કર્નલ સાહેબને ઘણો ધન્યવાદ અને ખિતાબ સરકાર તરફથી એનાયત કરવામાં આવ્યો અને મોન્ટીથ સાહેબની જાતભલામણ ઉપરથી,—હિન્દીઓને ધીમે ધીમે એસિસ્ટન્ટ કલેક્ટરની જગાઓ આપી.

મ્હેમની પાસે મ્હોટા અધિકારીનું કામ લેવાના વડી સરકારના ફરમાન મુજબ, તેજ વખતમાં જે થોડી જગાઓ આપણા લોકો માટે ખુલ્લી મૂકવામાં આવી હતી, ત્હેમાંથી એક ઉપર પ્રબોધચન્દ્રને નીમવામાં આવ્યો.

નવા દરજ્જાની જવાબદારીઓ, નવા કામની આકર્ષકતા, નવી પદવીનું પ્રોત્સાહન, અને નવી સાંસારિક જિંદગીની શરૂઆતની કટુમિઠાશ, એ સઘળી વસ્તુસ્થિતિએ ત્હેના મનનું સમતોલન પાછું આણી દીધું હતું. કોઈ કામ પ્રસંગે કરોડાધિપતિ શેઠ લક્ષ્મીનારાયણના પરિચયમાં તે આવ્યો હતો; અને પોતાની નવવધૂ તથા બ્હેન લલિતા જે બંને ઘણુંખરૂં ત્હેની સાથેજ રહેતાં હતાં, ત્હેમનું પણ શેઠ સાહેબના દત્તક પુત્ર રતનરામની પત્ની સાથે ત્હેણે ઓળખાણ કરાવ્યું હતું. સરલા અને લલિતા શેઠની પુત્રવધૂ મંજુલગૌરીને એક બે વાર મળ્યાં હતાં. હમણાં પ્રબોધચન્દ્રની બદલી શહેરમાં થયેલી હોવાથી મંજુલ અને રતનરામને અમદાવાદમાં આવ્યાં જાણી તેઓ મળવા આવ્યાં હતાં.

શેઠ લક્ષ્મીનારાયણને ઘેર લક્ષ્મીનો અખંડ નિવાસ હતો અને "છપ્પન ઉપર નોબત વાગે છે" એમ ક્હેવાતું હતું! ત્હેની સ્થાવર મિલ્કત ઘણી વિશાળ અને જૂદી જૂદી જગોએ હતી; અને ત્હેની સરકાર તથા બજારમાં પણ એવી શાખ હતી કે ત્હેને નામે ત્હેની મહેરબાની વાળા વ્યાપારીઓ મ્હોટા કન્ટ્રાકટ લઈ લાખ્ખો રૂપિયા રળી ખાતા. અર્થાત્ ત્હેની પાસે અનર્ગળ પૈસો હતો. આ પૈસાના પ્રમાણમાં તો નહિં,—કારણ નિરુપયોગી કોઈ પણ ચીજ પાછળ શેઠ પાઈ ખર્ચે એમ ન્હોતા, તોપણ ઘણી સારી, ભભકાદાર, ફેશનને અનુસરતી રીતે મંજુલગૌરી અને રતનરામ રહેતા હતા. નદીને સામે

કિનારે આવેલ, મ્હોટા કંપાઉન્ડવાળો, એક ભવ્ય બંગલો ત્હેમણે વેચાતો લીધેલો હતો અને વખતોવખત તેઓ ત્યાં આવીને થોડા મહિના ગાળતાં હતાં.

સરલાને અરાઢ વર્ષ થયાં હતાં; તે ઊંચા બાંધાની, સુન્દર ચ્હેરાવાળી, મનોહર યુવતી હતી. પાંચમી–છટ્ઠી ચોપડી સુધીનો ત્હેણે ગુજરાતી કન્યાશાળામાં અભ્યાસ કરેલો હતો; પરન્તુ તે માત્ર ભણવાને ખાતર નહિં, પણ ઉપર નંબરે પાસ થઇ ઇનામો મેળવે તો 'સારે ઠેકાણે પડે', એવી ત્હેના કુટુમ્બમાં હર હમ્મેશ વાતો થઈ ત્હેના મગજ ઉપર શિક્ષણ મેળવવાની વ્યાવહારિક જરૂરિયાત ઠશી ગયેલી અને ઘરનાં વડીલોએ ભણવાને માટે ત્હેને સર્વ તરેહની સગવડ કરી આપેલી તેથી. ખરી કેળવણી સરલાને નહિં મળેલી એટલુંજ નહિં, પણ તે સાસરે આવ્યા પછી તરતજ મ્હોટા હોદ્દેદાર પતિની સાથે જ રહેલી અને ત્હેની નજીવી તેમજ ભારે સઘળી જરૂરિયાતો–માગણી થતાંની સાથે–પૂરી પડેલી, તેથી તે એક રીતે સુધરવાને બદલે બગડી હતી! એ વાત ખરી છે કે ત્હેની નણંદ લલિતા ઘણું ખરૂં ત્હેની સાથે રહેતી. પણ લલિતાને પોતાનો પાછલો કડવો અનુભવ, પ્રબોધચન્દ્રની આગલી પત્નીની સાથેનો, નિરંતર સ્મરણમાં આવ્યાં કરતો; અને તેથી પોતે સરસ્વતીને નાહક હેરાન કીધી હતી ત્હેના પ્રાયશ્ચિત્ત તરીકે આ ભાભી ગમે તેમ બોલે, ગમે તેમ વર્ત્તે, તો પણ એક અક્ષરે એ કહાડતી નહિં. પ્હેલાં કાંઇક દાબ લલિતાનો સરલા ઉપર પડતો; પણ ધીમે ધીમે ત્હેને સમજાયું કે નણંદ કાંઇ બોલતી નથી, અને પતિ તરફથી પોતાના સઘળા લાડકોડ પૂરા પડે છે, એટલે પાછળથી તો તે તદ્દન સ્વતંત્ર મિજાજની અને બેપરવા થવા લાગી હતી. પ્રબોધચન્દ્રને નવી નોકરીની ગંભીર જવાબદારી-

ઓમાં રાત દહાડો કામ કરવાનું માથે આવી પડેલ હોવાથી, ઘણી વસ્તુઓ હેના લક્ષપર આવતી નહિં. કદાપિ કોઈ આવે તો તે બાબત વિશે પત્નીને ધીમાશથી, મિઠ્ઠી રીતે કહેતો, જેની અસર ભાગ્યેજ સરલા ઉપર થતી,–ને થાય છે કે નહિં તે જોવાની તક પણ હેને ભાગ્યેજ મળતી !

મંજુલગૌરી સરલાથી જૂદીજ ઢબની તરુણી હતી. ગર્ભશ્રીમન્ત અને કુળવાન, વિદ્યારસિક કુટુમ્બમાં તે ઉછરેલી હતી; અને જો કે પોતાના કુટુમ્બની સ્થિતિ પાછલાં વર્ષોમાં પૈસા સંબંધી બહુ સારી ન હતી, તોપણ હેની વૃત્તિઓ, હેની જરૂરિયાતો, હેની રહેણી કરણી,–સઘળું એક શ્રીમાન કુટુમ્બને છાજે હેવું હતું. તે મધ્યમ બાંધાની અને ભરાઉ શરીરવાળી હતી તથા હેની મુખાકૃતિ લંબગોળ અને આંખો સુન્દર હતી. નિઃસંશય તે કરોડાધિપતિ શેઠની સંપત્તિ અને સાહેબી ભોગવવાનેજ જન્મી હોય, એમ હેની બોલવાની, ચાલવાની, વર્તવાની ઢબ ઉપરથી જણાતું હતું. ઇંગ્રેજી, ગુજરતી, ફ્રેન્ચ, સંગીત, વગેરેમાં હેણે સારૂં જ્ઞાન પ્રાપ્ત કીધું હતું અને વાજીંત્રો વગાડવામાં, કાવ્ય રચવામાં, સુન્દર કંઠથી ગાયન ગાવામાં, તે વખણાતી. ખરી વાત છે કે, આ હેણે મેળવેલું શિક્ષણ બહુ ઊંડું નહિં હતું. કાવ્યો સારાં બનાવતી પણ તે બહુધા 'નાટકિયા' સ્વરૂપ ધારણ કરતાં, ગાયન ગાતી તે કુદરતી કંઠમાધુરીને લીધે દીપતાં પણ હેમાં રસ ભાવના ઉચ્ચ સંસ્કાર કરતાં, ઉપલકિયા પદ્ધતિ વધારે જણાતી, અને ભાષાઓનું વાંચી–બોલી–લખી શકે એવું જ્ઞાન તો હેને મળ્યું હતું, પણ હેનો ઉપયોગ સાધારણ પ્રતિની નવલ કથાઓ અને પ્રેમકથાઓ વાંચવામાંજ થતો. ટૂંકામાં કહીએ, તો મંજુલ સર્વ રીતે મુંબાઇગરી રીતે ઉછરી હતી, એટલે સ્વાભાવિક રીતે તે શહેરની વિસ્તીર્ણતા અને

તરલતા બંને એક સાથે ત્હેનામાં જોવામાં આવતાં હતાં !

લલિતા યુવાન પરન્તુ દીર્ઘકાળના વૈધવ્ય દુઃખને લીધે આધેડ લાગતી હતી. ત્હેના ફિક્કા ચ્હેરા અને ચિન્તાશીલ નયનથી ત્હેની આકૃતિ દયાર્દ્ર જણાતી; અને ત્હેના મ્હોં, કપાળ પરની કરચોલીઓ, હાલ પગની ચામડીની સૂકાયલી સ્થિતિ, તથા ત્હેનાં કાળાં વસ્ત્રો, આ શોકજનક દેખાવમાં વધારો કરતાં હતાં.

## ૨. અદેખાઇનો દંખ !

"ઘણે દિવસે મળ્યાં," મંજુલ હશીને બોલી. તે હસતી ત્યારે ગાલમાં ખાડા પડતા અને ચ્હેરો વધારે મોહક બનતો. "સરલા બ્હેન ! ત્હમે તો આવોને ખાટમાં. લલિતાબ્હેન નહિં બેસે, એમને ફેર આવે છે." ત્હેણે પાછું મ્હોં મલકાવ્યું.

સરલા હશીને ઉઠી; મંજુલ સાથે તે ખાટ ઉપર બેશી હિંચકા ખાવા લાગી. લલિતા કૉચમાં બેશી રહી.

"બળ્યું લલીબ્હેન ! ત્હમને તો હિંચકે બેસવું ના ગમે. મંજુલબ્હેન ! માનશો ? એમનેય ફેરબેર તો કાંઇ આવતા નથી; પણ હવે એ હિંચકા ઉપર બેસતાં નથી, એ વાત તો ખરી. હું નિત પૂછું છું કે કારણ ક્હો; પણ માનતાંજ નથી.–પણ કારણ હું હવે જાણું છું તો !"

લલિતાએ માંડમાંડ મ્હોં ઉપર સ્મિત હાસ્ય આણ્યું પણ એ એવું કૃત્રિમ હતું કે મંજુલ સમજી ગઇ કે એ પ્રશ્ન પૂછવા જેવો નથી.

"ના, ભાભી ! કાંઇ ખાસ કારણ તો નથી; પણ બળ્યું, હવે મ્હને એ ગમતુંજ નથી ! મંજુલબ્હેનને ખોટું લાગે ત્હેવું નથી, એતો આપણા ઘરનાં જેવાં છે, એટલે આ બંગલોયે કાંઇ પારકું મકાન તો નથી કે મ્હારે આગ્રહ જોઇએ ? સ્હેજજ નથી બેસતી." લલિ-

તાએ માફી માગતી હોય એવો દેખાવ કરીને કહ્યું.

"લ્યો, ત્યારે લક્ષ્મી બ્હેન ! ખરૂં કહું ?–મ્હને તો, ભઇ, કાલે ગુલાબ ભાભી કહેતાં'તાં કે, સરસ્વતી બ્હેનને ખૂબ હિંચકા ખાવાની ટેવ હતી, તેથી ત્હમે હિન્દોલા પર નથી બેસતાં. ખરૂં કે નહિં ? મ્હારા જીવના સમ, લક્ષ્મીબ્હેન,–ખરૂં ન કહો તો !"

મંજુલને લાગ્યું કે સરલાએ 'કાચું કાપ્યું' હતું ! તેથી તે તો જાણે કાંઇ વિચારમાં હોયની, એમ નીચું જોઇ રહી. પણ લલિતાએ બીજો ઉપાય નથી જાણી જવાબ દીધો: "હા, ભાભી ! એ પણ કારણ તો ખરૂં. પણ બળ્યું, જવાદોને; હિંચકે બેસવું એમાં તે શી મ્હોટી વાત હતી ?–મંજુલ બ્હેન ! એ તો એમ હતું કે મ્હારાં આગલાં ભાભીની ભલાશ ને મિઠાશ એ બહુ માંદાં થયાં ત્યારેજ મ્હને સમજાઇ અને એમને અસાધ્ય રોગ હતો તે આખરે નજ મટયો !" ત્હેણે નિઃશ્વાસ નાંખતાં કહ્યું. "પણ બળ્યું, બ્હેન ! આપણે તે શું કરવાનાં હતાં,–કાંઇ કોઇની પાછળ કોઇથી જીવ કહડાવાનો હતો ? માણસનું જોર બે આંસુ, તે પાડયાં, ને પછી પાછી એની એજ હું,–કઠણ મન કરીને ભાઇને માટે "ગયાએ'–મની જગાએ નવી ભાભી પણ લઇ આવી !" લલિતાનો ચ્હેરો શોકાર્ત થઇ ગયો.

"બ્હેન ! હોય, એ તો દુનિયાં છે. એની એ જગોએ એક વખત રોકકળ થાય છે; ને બીજી વખત લગનનાં ગીત ગવાય છે. એક વખત માબાપ એક છોકરાને ચિતાપર સૂવાડે છે અને બીજી વખત બીજા છોકરાને પરણાવે છે ! માટે એવી બાબતોમાં હર્ષ શો અને શોક પણ શો ?" મંજુલ ત્હેનું સાન્ત્વન કરતી બોલી.

સરલાનું દિલ નિખાલસ હતું, પણ ત્હેની સાથે ત્હેનામાં બીજાંની લાગણી માટે બેફિકરાઇ, અસંતોષ અને ઇર્ષ્યા, તથા હદ ઉપરાંત

બોલવાની છૂટ, એવા એવા અનેક ન્હાનકડા દોષ હતા. પોતાના પતિની સ્વર્ગસ્થપત્ની માટે ત્હેણે પણ ઘણું સારું સાંભળ્યું હતું; પણ ત્હેમાંની ઘણીક વાતો ને 'એ તો મૂઇ ભેંશના મ્હોટા ડોળા !' જેવી અતિશયોક્તિવાળી એ સમજતી. ત્હેમાંય ખાસ કરીને લલિતા વિરુદ્ધ તો લોકોએ ત્હેને બહુ કહ્યું હતું. સરલા પોતે સરસ્વતીના સદ્દગુણ સ્વીકારવાને તૈયાર હતી, પણ 'નણંદ હવે આમ ડાહી થઇ, પોતાનેજ બધી લાગણી છે અને પોતાનેજ ઘણું લાગે છે !' એમ દેખાડે, એ ત્હેનાથી સહન થઇ શકયું નહિં. પોતે કયાં છે અને પારકાં માણસોની આગળ આવી વાત થાય નહિં, એ બોલી ઉદ્દતાના ઉભરામાં તે ભૂલી ગઇ.

"લલી બ્હેન ! ભઇસાબ, ખોટું ન લગાડશો," ત્હેણે કહ્યું. "પણ મ્હને તો ધોળીબા કહેતી'તી, કે 'લલિતાએ તો સરસ્વતીને પજવીને પેશ ક્હાડી'તી ને જ્યારે એનો જીવ લીધો ત્યારે એનાં સાસરિયાં જંપ્યાં ! ને હવે કાળા પ્હેર્યાં તેયે ઠીક ને ધોળાં પ્હેર્યાં તેયે ઠીક ! જોજે ત્હારીય એ વલે ન થાય!'—હું તો એના બોલ્યાને, કે કોઇના કહ્યાને, કાંઇ ગણકારૂં એમ નથી, પણ રડ્યા લોકો તો એવી એવી વાતો કરે છે."

આ શબ્દો સાંભળી લલિતાનું અંતરનું અંતર વીંધાઇ ગયું ! તે તો પાણીથી પણ પાતળી થઇ ગઇ હોય ને જાણે ધરતી માતા જગો કરે તો અંદર સમાઇ જવાને આતુર હોયની એમ દેખાઇ. પોતાની આગલી મૂર્ખતા, દુષ્ટતા ત્હેને સાંભરી આવી; અને ભાભીની કમઅક્કલ કે બેહદ ભોળપણમાં આવી વાત પારકે ઘેર થઇ, તેથી ત્હેને ડૂમો ભરાઇ આવ્યો ને આંખોમાં આંસુ ઉભરાવા લાગ્યાં. પણ તે ગમ ખાઇ ગઇ.

આડું મ્હોં કરી, પરશેવો લ્હોવાને બ્હાને આંખો સાફ કરી, ધીમે અવાજે તે બોલીઃ "હા ભાભી! ત્હમે કહોછો, તેટલું બધું તો નહિં પણ ત્હેમાં થોડુંક ખરૂં પણું છે. ને લોકોને તો જે બોલવું હોય તે બોલે, 'પૂઠ તો પાચ્છાની' છે! કોઇથી કોઇનું મ્હોં ઝલાય એમ હતું?"

સરલા તો જોરથી હિંચકા ખાતી ખાતી દિવાનખાનાનો સરસામાન જોતી હતી; તે લલિતાના હૃદયની વેદના સમજી નહિં. પણ મંજુલને આ વસ્તુસ્થિતિ ઠીક લાગી નહિં. ત્હેણે તરત વાત બદલી. "સરલા બ્હેન!" તે બોલીઃ "આ પેટી ત્હમે જોઇ નહિં હોય. હમણાંજ શેઠ કાકાએ પૅરિસથી મંગાવી છે. એનું તાળું ઉઘાડતાંની સાથે વાજું વાગવું શરૂ થાય છે, તે આપણે બંધ કરીએ ત્યાં સુધી વાગ્યાં કરે છે. ને અંદર 'ટૉઇલેટ'—(વાળ સમા કરવા મ્હોં ધોવું, શરીર સાફ કરવું, વગેરે ને લગતો—) નો બધો સામાન છે." સરલા ઉઠીને પેટી જોવા ગઇ અને મંજુલે આગ્રહ કરીને લલિતાને પાસે બોલાવી.

"જુવો તો ખરાં, લલીબ્હેન!" પોતે કરેલી ગંજાવર ભૂલ વિસરી જઇને સરલા બોલીઃ "હું પણ એવી પેટી મંગાવીશ. મંજુલ બ્હેન! બહુજ સારી છે, હોં! કેવું સારૂં વાજું વાગે છે? જુવો તો ખરાં, એના જૂદી જૂદી ગોઠવણીના આયના, ને કાંસકા કાંસકીઓ, ને બરૂસ, ને અત્તર—સેન્ટ—ને તેલની શીશીઓ! આ એકેકી કાચની શીશીજ એવી મઝેની છે, કે બધા ખર્ચેલા પૈસા વળી જાય—મંજુલ બ્હેન! એનું શું આપ્યું?"

"ઘણું કરીને સાઠ ગીની એટલે લગભગ સાડા નવસો રૂપિયા એની કિંમત છે અને પચાશેક રૂપિયા એને ફ્રાન્સથી અહિં લાવવાનું ખર્ચ થયું હશે." મંજુલે શ્રીમન્તાઇના ઠાઠથી હીસાબની

બેપરવાઇનો ડોળ કરતાં કહ્યું: "ને આ પંખો પણ હમણાં નવોજ જાપાનથી આવ્યો છે. તે આપણે ચાવી આપીએ એટલે પવન નાખે છે એટલુંજ નહિં, પણ ત્હેના ટેબલ ઉપર પેલો મ્હોટો પ્યાલો છે ત્હેમાં પેલી ફુલની છાબ લઇને છોકરી ઉભી છે, ત્હેમાંથી 'સેન્ટ' (સુવાસિત પાણી)નો સુગન્ધી ફુવારો ઉડયાં કરે છે અને છોકરીના બીજા હાથમાં પાંજરૂં છે ત્હેમાંનું બુલ્બુલ પક્ષી મીઠા સરોદે ગાયન કરે છે. મુંબાઇમાં પણ કોઇ જગોએ આવો પંખો નથી. સરલા બ્હેન ! આ ચીજો લાવતાં તો શેઠકાકાએ વિચારમાં પડી ગયા હતા. તો બીજાની તો વાતજ શી !"

મંજુલે આ પંખાને ચાવી આપી; શેઠના બંગલાના દરેકે દરેક 'હોલ' (ઓરડા)માં તેઓને ફેરવ્યાં અને વિવિધ પ્રકારની અવનવી નવીનતાઓ ત્હેમને દેખાડી. પછી ચ્હા મંગાવ્યો અને મેવા મિઠાઈની સાથે ત્હેના પ્યાલા પણ રજુ થયા. લલિતાએ શેઠાણીના આગ્રહથી બધાંની સાથે નાના કરતાં પણ થોડાં ફળ ખાધાં, ચ્હા પીધો, અને પાન સોપારી લીધાં. પણ મંજુલે ગમે તેટલું કર્યું, તોપણ પોતાની ભૂલથી, કે લલિતાની મરજીથી, કે સરલાની બેકાળજીથી,—એતો કાંઇ સાંભરતું ન્હોતુ,—પણ આજ વાત સરસ્વતીના સદ્ગુણો તરફજ વળવા લાગી. અને મંજુલે પણ થોડું સાંભળ્યા પછી સરલાએ કહેલી હકીકતમાં સત્ય શું છે એ જાણવાને તે આતુર થઈ ગઇ હતી, તેથી તે વાત આખરે ત્હેણે પણ ઉપાડી લીધી.

"મ્હોટાં ભાભીની ખરી ખુબી તો એ હતી, મંજુલ બ્હેન ! કે ગમે તેમ થાય તોપણ મ્હો ઉપર કાંઇ લાવેજ નહિં. એક દિવસ મ્હેં, ને જીજીએ, ને બાપાએ,—બધાંયે એમને કેટલું બધું કર્યું'તું; ને મ્હોટા ભાઇએ પણ કાંઇ કહ્યું હશે, પણ મ્હોંયેથી એક અક્ષરે કૃહાડ્યો

નહિં !–એમની પાસે જઇએ તો કાંઇને કાંઇ શીખવાનું મળે. એમનો રાગ એવો મીઠો, ને ગાવાની ઢબ એવી તો સારી હતી, કે એમને વાંચતાં ને ગાતાં આપણને સાંભળવું ગમે.

" અને **મૈયામન્દિર**વાળાં **માતાજી** ને **શ્રીમતી**,–ત્હમે **શ્રીમતી** ને તો ઓળખતાં હશો, આપણે અહિં બંગાળી દાક્તર સાહેબ રહે છે ને, ત્હેમનાં દીકરી–**નિર્મળ બાળા**, એ તો એમના ઉપર મરી ફીટતાં. **મ્હોટાંભાઇ**ને માટે કર્નલ સાહેબને ભલામણ કરીને એમને સારી નોકરી અપાવનાર પણ એ બાપ દીકરી; ને તેયે ખરૂં કહી એ તો એમણે **મ્હોટાંભાભી** તરફની એમની લાગણીથીજ કરેલું. "

**યોગિની મહાદેવી** અને **શ્રીમતી નિર્મળબાલા**ની સરસ્વતી ઉપરની પ્રીતિ, **પ્રબોધચન્દ્ર**ની સરસ્વતીને માટે ગાઢ લાગણી, **લલિતા** વગેરેને પણ પોતાની ભૂલ ભરેલી વર્તણુકને માટે થયેલ પસ્તાવો, તથા સરસ્વતીના સરલ, પ્રીતિભર્યાં વર્તનને લીધે પોતાની જીંદગીમાં થયેલ મહત્વનો ફેરફાર,—એવી એવી અનેક વાતો થઇ. પણ **સરલા**ને ત્હેમાં કાંઇ ભાગ લેવાનો ન્હોતો, તેથી તે આ બધું સાંભળી રહી. પણ સાંભળતાં સાંભળતાં ત્હેના દિલમાં કાંઇ એમજ થઇ આવ્યું કે, ' લલિતા આ બધું મ્હારા ઉપરજ કહી સંભળાવે છે ! ' લલિતાએ પોતાના અને કુટુમ્બના દોષો પણ બતાવ્યા અને તે માટે દિલગીરી પ્રદર્શિત કીધી, એ ત્હેની ધૂનમાં તે ભૂલી ગઇ પણ પેલી એકની એક વાત ત્હેની દૃષ્ટિ સમક્ષ તરવા લાગી. વળી **પ્રબોધચન્દ્ર** અને સરસ્વતીના ભાઇએ ત્હેના મંદવાડની પાછળ હજારો રૂપિયા ખર્ચી નાંખ્યા, એ વાત પણ ત્હેના મનમાં ઊંડી પેસતી ગઇ ને છેવટે ' એવી ભાભીતો થવાનીજ નથી ! ' એવા **મંજુલ**ના મ્હોંના અકસ્માત—અણધારેલાં વચને આ બધામાં ઉમેરો કર્યો–બળતામાં

ઘી હોમ્યું !' પણ આ વાત એવી ન્હોતી કે જેમાં તે મંજુલને કાંઇ કહી શકે, તેથી ત્હેણે મનમાંજ રાખી; અને મનમાં રાખી તેથી ત્હેને વધારે વધારે ખટકવા લાગી!

સ્વર્ગસ્થ ભાભીના સદ્‌ગુણોનું વર્ણન કરવું એ લલિતાને એવું પ્રિય થઇ પડયું હતું કે, તે પોતાની અને પોતાનાં સ્વજનની સદોષતા તેટલા પૂરતી કબૂલ કરી ગઇ, તે ત્હેને પણ લાગ્યું નહિં. સરલાના શબ્દોનો આઘાત પણ હવે વિસરાયો હતો. પરન્તુ અત્યારે નણંદ ભાભીમાં એક નવીન ફેરફાર થયો હતો; અને તે એ હતો કે જેમ જેમ લલિતા વાતમાં વધતી ગઇ, તેમ તેમ સરલાના દિલમાં કાંટા ભોંકાતા ગયા! આ યુવતી નિખાલસ અન્તઃકરણવાળી અને બોલવામાં ભળભળીયણ હતી; પણ ત્હેનું જીવન પિયર અને ગૃહમાં એવા પ્રકારનું થઇ ગયું હતું કે તે કોઇનો બોલ સાંખી શકતી નહિં; પોતે ધારેલી વસ્તુમાં વાંધો આવે તે સહન કરી શકે તેમ ન્હોતી. આજ બંને ચીજો અકસ્માત્ બની હતી. પોતે લલિતાની તરફ઼ ઘણો સદ્‌ભાવ રાખતી હતી છતાં તે શોકયના ગુણ ગાઇને પોતાને હલકી પાડવા પ્રયાસ કરતી હતી, અને મંજુલને એના પૈસાનું ગુમાન એટલું બધું થઇ ગયું હતું કે—ત્હેના જેવી ચીજો કોઈ પણ જગોએ હોયજ નહિં, એવું કહેતાં એને શરમ ન આવી!—પોતે વાજું વગાડતી પેટીની કિમ્મત પૂછી, તે ઉપરથી મંજુલે ત્હેને મ્હેણું માર્યું અને નણંદના પક્ષમાં ભળી પોતાને હલકી પાડવામાં તે પણ સામેલ થઇ, એવું ત્હેની અદેખાઇથી ઘેરાયલી નજરે ત્હેને જણાવા લાગ્યું.

જે ઉલ્લાસથી તે આવી હતી, જે બેપરવાઇથી પોતે નણંદને તોડી પાડી હતી, તે હોંસ તદ્દન વિસરાઇ ગયાં હતાં! 'સરલા બ્હેન!

કેમ ત્હમારું મ્હોં ઉતરી ગયેલું લાગે છે ? તબિયત તો ઠીક છે ને ?' એવા મંજુલના ઇન્તેજારી બતાવતા સવાલના જવાબમાં, 'ના ના. કાંઇ નથી. એ તો ત્હમને એવું દેખાતું હશે,'–એવો વ્યાવહારિક સલુકાઇનો ઉત્તર આપી, 'હવે તો બહુ વાર થઇ, અમે જઇશું,' કહી તે ઉઠી. લલિતા ને મંજુલ પણ સાથે ઉભાં થયાં. "લલિતાબ્હેન, ત્હમે અને સરલા બ્હેન ત્હમે ! આવજો, હોં. હું પણ એક બે દિવસમાં ત્હમારે ત્યાં જરૂર આવીશ.–પ્હેલેથી પુછાવીને આવીશ, એટલે મ્હારે ખાતરજ ઘેર રહેવાની કે વાટ જોવાની જરૂર નથી. હું કહાવીશ.–અને બ્હેનો આવજો !" એમ બોલતી મંજુલ બગી સુધી સાથે ગઇ; અને જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ સરલાને પણ દેખાવ કરતાં આ બંને જણની સાથે ચાલવું પડયું. માળી પાસેથી તુરતા તુરત બે ફૂલના મ્હોટા ગુચ્છા કરાવી તે બંનેને આપ્યા ને ગાડી ચાલી એટલે મંદગતિથી ચાલતી શેઠાણી બંગલામાં પાછી ફરી.

## ૩. શેઠ લક્ષ્મીનારાયણની પેઢી.

વરસાદ ધોધમાર પડતો હતો, રાત અંધારી ઘોર હતી, અને પાણીનાં વ્હેળીયાં તુટીને મ્હોટા વ્હેળા થઇ ચારે દિશામાં પાણીનાં પૂર ફેલાતાં હતાં. રેલ્વેની સડક ઉપરના પાટા પર થઇને પાણી ખળખળ વહે જતું હતું, અને આગગાડી ધીમી પડી જઇ, ઘણીજ મન્દ ગતિથી ચાલતી હતી. સ્ટેશન ઉપરનો દીવા વાળો હાથ (સિગ્નલ) ઘડીમાં પાસે ને ઘડીમાં દૂર દેખાતો હતો; અને મુસાફરોનાં મનને હવે કોઇ ગામ નજીક છે એવી ખાત્રી આપતો હતો. પવનના સુસવાટા, વીજળીઓના ત્રાસદાયક ચમકારા અને વાદળોની ભયંકર ગર્જનાઓ,

રાત્રિના અંધકારમાં તથા ચોતરફની નિર્જનતામાં જાણે ભયાનક વધારો કરતાં ન હોય એમ ભાસતું હતું.

આગગાડી ધીમી ધીમી ચાલતી હતી; એવામાં જોરથી એક આંચકો હેને વાગ્યો; અને એન્જીન તથા આગળનો ડબ્બો એક ખાડામાં ધશી પડ્યાં ! ત્રાસકારક મ્હોટો કોલાહલ થઇ રહ્યો. માણસોના અનેક અવાજ ઉપરા ઉપરિ જૂદી જૂદી દિશામાંથી સંભળાવા લાગ્યા. સ્ત્રીઓ અને બાલકોની રોકકળ, અકસ્માતનાં ભોગ થઇ પડેલાં મનુષ્યોની પોતાને બચાવવા માટે બૂમો, અને રેલ્વેના નોકરોની લોકોનું સાન્ત્વન કરવાની માથાકૂટ,–એ સર્વમાં થોડી વાર તો સમજાયું નહિં કે શું થયું હતું. પણ કેટલીક વારે સ્ટેશન ઉપરથી માણસો આવી પ્હોંચ્યાં અને મુસાફરોને થયેલી ઇજાની તપાસ ચાલી. દીવાત્રાળાં ફાનસો ચારે તરફ ફરવા લાગ્યાં અને થોડા વખતમાં ખાત્રી થઇ કે કોઇને બહુ વાગ્યું ન્હોતું. એન્જીન ચલાવનાર તથા હેના મદદનીશને જરા ઇજા થઇ હતી પણ ખાડામાંના પાણીમાં તેઓ પડવાથી, વધારે વાગ્યું ન્હોતું.

હવે ગાડીને ત્યાં ને ત્યાંજ રાખી, સ્ટેશન પાસેના ગામમાં મુસાફરોએ રાત ગાળવી, એવા ઠરાવ ઉપર રેલ્વેના અમલદારો આવ્યા. આથી મુસાફરોને પોતાના સામાનનાં પોટકાં, પેટીઓ ને લબાચા ઉચકીને ઉતારતાં અને સ્ટેશન જે લગભગ એક માઇલ દૂર હતું ત્યાં લઇ જતાં ત્રાહ્ય તોબા થઇ ! પણ તે કરવું પડ્યું; બીજો ઉપાય ન્હોતો. કારણકે આખી રાત કાંઇ જંગલમાં લોકોને રાખી શકાય નહિં અને વખત છે, વધારે વરસાદ રાતમાં આવ્યો તો શું કરવું ?–એ હીસાબે એ લોકોની આ ગોઠવણ પણ ઠીક હતી. પરન્તુ લોકોને તેથી ઘણીજ અગવડ પડે, એ પણ સ્વાભાવિક હતું.

આ ટ્રેનમાં રતનરામ મુસાફરી કરતો હતો. હેની પાસે ન્હાની સરખી પતરાંની ચોખંડી પેટી અને એક છત્રી શિવાય કંઇજ ન્હોતું. ગાડીને આંચકો વાગ્યો તે વખત તે ઝોકાં ખાતો હતો અને હેનો ડબો બહુ પાછળ હતો એટલે તે એકદમ જાગ્રત પણ થયો નહિં. આખરે બધા લોકોને ઉતારવા માંડયા ને હેમની સાથે રતનરામને પણ ઉતરવું પડયું, ત્યારેજ હેનામાં પૂરી જાગ્રતિ આવી. લોકોનાં ટોળાં સાથે હેણે પણ ચાલવા માંડયું. પણ એવામાં પેલો ખાડો આવ્યો, જેમાં એન્જિન હજી પડેલુંજ હતું અને હેની સાથેનો ભારખાનાનો ડબો એક બાજુથી અંદર ઉતરી ગયો હતો, ત્યાં–હેમાં થઇને જવાને રસ્તો શોધતાં, તે જરા આઘો ગયો, તો એક ન્હાનકડા ખાડામાં હેને ઠોકર વાગીને તે ઉછળી પડયો. ઉઠીને બેઠો થવા જાય છે એવામાં એનો હાથ કોઇ માણસનાં કપડાંને લાગ્યો. હેણે હાથ વધુ આગળ લંબાવ્યો અને તપાશી જોયું તો એક માણસ ત્યાં પડેલો માલુમ પડયો. રતનરામ બેઠો થયો અને તે માણસની પાસે જઇ, હેને હલાવી જાગ્રત કરવાને પ્રયત્ન કર્યો. પણ તે જરાયે હાલતો ચાલતો ન જણાયાથી અને હેની નાડીનો પણ બરોબર પત્તો નહિં લાગવાથી હેના હૃદયના ધબકારા જોવાને હેણે તે માણસનાં કપડાં ખુલ્લાં કર્યાં. છાતી ઉપર હાથ મૂકતાં હૃદય થોડું થોડું–ઘડીમાં સ્હેજ વધારે, તો ઘડીમાં સ્હેજ ઓછું, ધડકતું જણાતું હતું; અને છાતી ખુલ્લી થઇ બ્હારનો પવન લાગ્યો તેથી, કે ગમે તે કારણથી, તે માણસે એકાદ ઉંકારો પણ કર્યો. આથી રતનરામને વધારે હિંમત આવી ને તે માણસને સ્ટેશન ઉપર લઇ જવાનો તે વિચાર કરવા લાગ્યો. પણ માણસો બધાં ચાલી ગયાં હતાં તેથી પોતાની પેટી ને છત્રી આગગાડીના એક ડબામાં મૂકી તે પાછો આવ્યો અને પેલા માણસની

બંડી તથા અંગરખાની કસો બાંધવા માંડી. આમ કરતાં ત્હેના ગજવામાં કાંઈ પાકીટ જેવું જણાયું તે લઈ ત્હેણે પોતાના ખિસ્સામાં મૂક્યું અને ત્હેને ખભાપર ઉચકી ચાલવા માંડ્યું. થોડીવારમાં તે સ્ટેશન ઉપર જઈ પ્હોંચ્યો.

સ્ટેશન માસ્તર પોતાની કોટડી બંધ કરી ક્યારનોયે સૂઈ ગયો હતો. અને ઑફિસમાં ગાર્ડ તથા એન્જીન ચલાવનાર વગેરે પડ્યા હતા. અહિં એક ઉઘાડી છાપરા વાળી પડાળી શિવાય ઉતરવાનું બીજું કાંઇ સાધન ન્હોતું. એક સ્ટેશન ઉપરનો પોર્ટર (પગારદાર મજૂર) તથા પોલીસનો સિપાઇ એ બે તોલવાના કાંટા ઉપર બેશીને બીડી પીતે પીતે વાતો કરતા હતા. ત્હેમની પાસે જઇ તપાસ કરતાં જણાયું કે પેલા માંદા માણસને સૂવાડવાનું કાંઇ સાધન ન્હોતું. 'એ ઠંડી મેં સાલા મર ગયા હોગા!'—એટલોજ દિલસોજીનો જવાબ પરદેશી પોર્ટર તરફથી મળ્યો; પણ પોલીસના સિપાઇએ પાસે એક મોદી દુકાનદારની પાઠાં છાયેલી ઝૂંપડી બતાવી તથા દીવો લઇને સાથે ત્યાં સુધી આવ્યો. મોદીને જેમતેમ કરીને જગાડ્યો અને ત્હેનું મ્હોં માગ્યું ભાડું કબૂલ કરી તથા ત્હેના મહેનતાણાના બીજા પૈસા આપવાનું સ્વીકારી, તે માણસને મોદીની ખાટલીમાં સૂવાડ્યો. મોદીએ દેવતાં સળગાવ્યો અને રતનરામ તથા ત્હેણે આખી રાત શેક કર્યાં કીધો ત્યારે પાછલી રાતે તે માણસને શુદ્ધિ આવી અને મન્દ સ્વરથી પૂછ્યું, " ત્હમે કોણ છો?—હું ક્યાં છું?"

રતનરામની નિઃસ્વાર્થ ખુશાલીનો પાર રહ્યો નહિં. ત્હેણે જવાબ દીધો; " કાકા! ત્હમે જ્યાં છો ત્યાં ત્હમારા કુટુમ્બમાં છો. હું દાક્તર છું; અને ત્હમને જરા બેશુદ્ધિ થઇ આવી હતી, તેથી ત્હમને

શોક કરીએ છીએ. કાંઇ પણ ફિકર કરશો નહિં પ્રભુ ત્હમને જલદીથી આરામ કરશે.

" પણ ભાઇ ! મ્હારે કોઈ કુટુંબજ નથી. ત્હમે શું કહો છો તે મ્હને સમજ પડતી નથી. હું તો ગરીબ માણસ છું. " તે માણસે મન્દ સ્વરે કહ્યું.

" કાકા ! " રતનરામ ફરીથી આશ્વાસન આપતો બોલ્યો: "કાકા! ત્હમારે કુટુમ્બ નહિં હોય તો હું ત્હમારો કુટુંબીજ છું. ત્હમે ગરીબ છો ને હું પણ કાંઈ તવંગર નથી. એટલે ત્હમને તદ્દન આરામ થયા વિના ત્હમારી સારવાર હું મૂકી દઇશ, એમ મનમાં જરા પણ લાવશો નહિં.–પણ હવે થોડો વખત થાક ખાઓ. બોલ્યેથી ત્હમારી નબળાઇ ઉલટી વધશે. "

તે માણસે આસપાસ જોયા પછી આંખો મીંચી દીધી અને ત્હેનાં નસકોરાં થોડીવારમાં બોલવા લાગ્યાથી સમજાયું કે તે ઉંઘી ગયો હતો. આ માણસ વૃદ્ધ નહિં અને આધેડ પણ નહિ, એવી ઉમ્મર અને બાંધાનો જણાતો હતો. ત્હેના વાળ સફેત થઇ ગયા હતા, આંખોની આસપાસ કાળી લીંટીઓ ફરી વળી હતી, મ્હોં અને કપાળ પર કરચોલીઓ પણ બંધાઇ હતી, તોપણ ત્હેનું શરીર જોતાં તે વૃદ્ધ જણાતો નહિં હતો. અને ત્હેનું ભવ્ય કપાળ, વિશાળ લલાટ પ્રદેશ, મ્હોટી આંખો, તથા પ્રભાવાન મ્હોં,–એ સર્વ ઉપરથી એમ પ્રતીત થતું હતું કે, તે કોઇ મ્હોટો રાજ્યાધિકારી અથવા લોકસમૂહને નિયમમાં રાખનાર મહાન પુરુષ થવાને નિર્માણ થયેલો હતો. તે અત્યારે માંદો, અશક્ત અને નિર્ધન અવસ્થામાં સૂતેલો હતો; છતાં ત્હેનાં વચનનું કોઇ ભાગ્યેજ ઉલ્લંઘન કરી શકે કે એમ ત્હેની મુખાકૃતિ

ઉપરથી ભાસતું હતું. ત્હેને નીરાંતે ઉંઘતો જોઇ, રતનરામ અને મોદી પણ સૂઇ ગયા.

સ્હવારમાં ત્હેને તદ્દન આરામ થઇ ગયા જેવું જણાયું. રતનરામની પેટી ને છત્રી આગગાડીના ડબામાંથી હાથ લાગી, પણ નવાઇ જેવું એ હતું કે પેલા ડોસાના ગજવામાંથી પાકીટ લઇને ત્હેણે પોતાના ખિસ્સામાં મૂક્યું હતું, ત્હેનો પતો ન્હોતો. રતનરામને પ્હેલાં તો મોદી ઉપર શક ગયો, પણ જ્યારે ત્હેના માલીકે કહ્યું કે 'પાકીટમાં કાંઇ ન્હોતું,–એકાદ રૂપિયાનું પરચુરણ અને આગગાડીની ટિકિટ શિવાય બીજું કાંઇ ન્હોતું'– ત્યારેજ ત્હેને તે ખોવાયા માટેનો શોક ઓછો થયો. ધીમે ધીમે રેલ્વેની ગાડીઓ પાછી ચાલવી શરૂ થઇ અને આ બંને જણ પણ ત્હેમાં જવાને તૈયાર થયા. મોદીને ઠરાવેલી રકમ ઉપરાંત બે રૂપિયા આપી રતનરામે રાજી કર્યો અને ડોસાની ટિકિટ કરાવી ત્હેને પણ સાથે લીધો. તેઓએ અમદાવાદ તરફની અકસ્માત્ તૂટેલી મુસાફરી પુનઃ શરૂ કરી.

ગાડીમાં રતનરામનો ઇતિહાસ તે વૃદ્ધ પુરુષે જાણવા માગ્યો. રતનરામે કહ્યું, "કાકા! એમાં કાંઇ જાણવા જેવું નથી. હું અમદાવાદની" મેડિકલ સ્કૂલ (દાક્તરી નિશાળ) માં છેવટના વર્ષમાં અભ્યાસ કરૂં છું. ગરીબ માબાપનો છોકરો છું અને તે પણ મ્હને દસ બાર વર્ષનો મૂકી મરણ પામ્યાં હતાં. મ્હારાં એક વૃદ્ધ માશી જેઓની પ્રીતિ મ્હારા તરફ ઘણીજ હતી ત્હેમણે મ્હને ઉછેર્યો અને પોતે જીવ્યાં ત્યાં સુધી મ્હારું ગાડું ચલાવ્યું. હું પણ મ્હારા નવરાશના વખતમાં બીજા છોકરાઓને ભણાવું છું અને ત્હેમાંથી પણ થોડું ઘણું મળી રહે છે. માશી ગયે વર્ષે મરણ પામ્યાં ત્યારથી હું એકલો છું. હાથે પકાવું છું, કારણ કે વીશીઓની ગંદી ગોઠવણ

આપણને પસંદ નથી. અને હવે છએક મહિનામાં અમારી પરીક્ષા થશે, ત્હેમાં પાસ થવાની આશા છે. એટલે દુનિયાના વ્યવહારમાં પડી, પછી આપણું લાગ્યું આપણે ભોગવી લઇશું !—કેમ ગમ્મત આપે એવી વાત છે ને, કાકા ?—આપણે તો એક નિશ્ચય કર્યો છે, 'લાખ મળવાના નથી ને લખેશરી થવાના નથી;' પણ સ્વતંત્રતાનો સૂકો રોટલો ને જરૂર જોગાં જીંદગીનાં સાધન મળી રહે, તો બસ પછી બીજું કાંઇ જોઇતુંજ નથી !"

પેલો વૃદ્ધ પુરુષ આ ભલા માણસની સંતોષવૃત્તિ અને જીંદગીની મુસ્કેલીઓમાં પણ આનંદ માનવાની શક્તિ જોઇ બહુ ખુશી થયો. તે એટલુંજ બોલ્યોઃ "ભાઇ ! એટલુંજ જો ત્હમારે જોઇતું હશે તો પ્રભુ આપવાને કદિયે પણ આનાકાની કરેજ નહિં. 'કીડીને કણ, ને હાથીને મણ !'—જરૂર જોગું તો દયાળુ ઇશ્વર બધાંને આપે છે. પણ આપણે માણસજાત આપણી જરૂરિયાતો પૂરી પડે તેથી ભાગ્યેજ સંતોષ પામીએ છીએ. આપણે તો મોજશોખ અને ખોટા ખ્યાલ ભરેલી ચીજો મેળવવાની પાછળ ફાંફાં મારવાં જોઇએ; અને ત્હેમાં સફળ થયા તોપણ તેથી સંતોષ ન જ મળે, એમાં કાંઈ નવાઇ જેવું છે ? જાનવરો પોતાનીજરૂરિયાતો પૂરી પડે તેથી તૃપ્ત થાય છે. પણ માણસ,—માણસની તો વાતજ ન કરવી !"

રતનરામ હસી પડ્યો. "કાકા ! માણસોનો ત્હમને કાંઇ કડવો અનુભવ થયો લાગે છે ! પણ આપણી બાબતમાં શંકા કરવાનું રજ પણ કારણ નથી. હાલ તો ત્હમે ને હું, આપણી જરૂરિયાતોયે પૂરી પાડી શકીએ તોપણ બહુ છે ! તો પછી મોજશોખની વાતજ શી ? અને મ્હારે માટે તો હું ખાત્રીથી કહીશ કે કુબેરભંડારીનો ખજાનો

મ્હારી આગળ ઉઘાડો મૂકે, તોપણ હું મ્હારી ખાસ જરૂરિયાત ઉપ-રાંતની કોઈ પણ ચીજ લેવાની દરકાર કરૂં એમ નથી."

ડોસાએ જરા મ્હોં મલકાવ્યું. "ત્હમે કહો છો તે ખરૂં હશે, ભાઇ ! પણ મ્હારો દુનિયાનો અનુભવ જૂદો છે. ત્હમે હજી જુવાન છો, આશાવાન છો ! પણ સંસારની ઘટમાળમાં માણસના અનેક શુભ સંકલ્પ હવામાં કાગળના પુરજાની પેઠે ઉડી જાય છે ! તોપણ કદાચ ત્હમે ત્હમારી પોતાની બાબતમાં ખરૂં પણ કહ્યું હશે.

"ભાઇ સાહેબ ! ત્હમે મ્હને અકસ્માત વખતે જે ખરા દિલની મદદ કરીને મ્હારો જીવ બચાવ્યો તથા મ્હારે ખાતર દસ બાર રૂપિયાના ખર્ચમાં ત્હમારે ઉતરવું પડયું, તે ત્હમારો ઉપકાર હું જીંદગી પર્યન્ત વિસરનાર નથી. ભગવાન ત્હમારૂં સારૂં કરો. ત્હમને થયેલું ખર્ચ તો હું ગરીબ માણસ છું તોય કદાપિ આપી શકીશ, પણ ત્હમારી દયા અને મીઠાશનો બદલો તો મ્હારાથી કદિ વળે તેમ છેજ નહિં. ઠાકોરજી તે ત્હમારું શુભ કામ પોતેજ યાદ રાખી, સારો બદલો આપશે; આપણે અલ્પબળનાં આદમી શું કરવાનાં હતાં ?"

"કાકા !" રતનરામે જવાબ દીધો." અરે, એવા અદલાબદલાની વાતજ જવાદો ને. પ્રભુને આપવું હશે તો કાંઇ આપણી ભલામણની તે રાહ જોતો રહેશે ? અને એક બીજાને આફત વખતે મદદ કરવી એતો આપણો ધર્મજ છે. ત્હમે પણ મ્હને એવી હાલતમાં જોયો હોત તો મ્હારી ખાત્રી છે કે ત્હમે મ્હને સાથે લીધા વિના ત્યાંથી ખસત નહિં. એતો જાણે ઠીક.—પણ કાકા ? અમદાવાદમાં ક્યાં જાઓ છો ? ત્હમારૂં મકાન બકાન, કે સગું વ્હાલું કોઈ છે ? ને અવિવેક ન થતો હોય તો પૂછું કે; ત્હમે ક્યાંના વતની છો ને શું ધંધો કરો છો ?" તે ડોસાએ જવાબ દીધો; "ના ભાઇ !

ના. એમાં અવિવેક શો ? હું એક મ્હોટી વેપારી પેઢીમાં ગુમાસ્તો હતો, અને હાલ કામથી ફારગ થયો છું. પગાર કે પેન્શન તો એ પેઢીમાંથી નથી મળતું, પણ મ્હારો જરૂર જોગા પૈસા જ્યારે માગું છું ત્યારે શેઠ તરફથી મળી રહે છે. ને હું પણ ત્હમારા જેવીજ વૃત્તિવાળો છું એટલે મ્હારી પોતાની પણ જરૂરિયાતો ઘણીજ ઓછી ખર્ચાળ છે, તેથી ભીડ પડતી નથી. હાલતો હું યાત્રાએ નીકળ્યો છું અને જ્યાં જાઉં છું ત્યાં જોઇતા પૈસા શેઠને નામે લઉં છું, એટલે મ્હારું ગાડું ચાલે છે. ઉત્તર હિંદુસ્થાનમાં મહાત્મા શ્રી શાન્તિદાસજીના આશ્રમ તરફ જવાનો વિચાર છે."

"પણ કાકા ! એવી કોઇ બીજી વેપારી પેઢી આટલામાં તો નથી કે જેની શાખાઓ આખા દેશમાં હોય. પણ કદાચ શેઠ લક્ષ્મી નારાયણને ત્યાં—"

"હા. ભાઇ ! એજ શેઠના બાપદાદા મ્હારા અન્નદાતા છે."

"ત્યારે તો, કાકા ! ત્હમે ખરેખરા નશીબદાર છો. એ પેઢીની દુકાનો ને આટ દેશે દેશ છે, એટલુંજ નહિં પણ પ્રમાણિકપણા માટે પણ તે એટલીજ મશહૂર છે. એમ કહેવાય છે કે એ પેઢીમાં મૂકેલાં નાણાં સોયે વર્ષે પણ વ્યાજ સાથે ચૂકવી આપવામાં આવે છે અને ત્હેમાં નોકર રહેનારને કોઇ પણ વખત તે નિરાધાર રાખતી નથી. પણ કાકા ! જો ત્હમારે અમદાવાદમાં કોઇ ત્હમારું સગું વ્હાલું ન હોય તો પેઢીને મકાને જઇને 'આવ્યા શેઠ, તો કે નાંખો વખારે !'— એમ થવાને બદલે ભલા થઇને મ્હારે ઘેરજ ચાલોને. ન્હાનું સરખું મકાન છે, પણ ભાડું સારું આપીને રસ્તા ઉપર રાખ્યું છે તેથી ઠીક રમુજ આવે છે. બિલકૂલ અણગમતું તો ત્યાં આવે એમ છેજ નહિં. માટે મ્હારું કહ્યું માનીને આપણે ત્યાંજ આવવાનો વિચાર રાખજો."

" ભલે, ભાઈ! ત્હમારી એમ ઇચ્છા હશે, તો આપણે એમ કરીશું. મ્હને ત્હમારી ઉપર એવી કુદરતી રીતે પ્રીતિની લાગણી થઈ આવે છે કે, હું ત્હમને મ્હારાં સગાંસ્નેહી કરતાં પણ વધારે ગણું એમ થાય છે. ત્હમારા આમંત્રણને માન આપી હું ત્હમારે ત્યાંજ આવીશ."

તે બંને જણ અમદાવાદ પ્હોંચ્યા પછી, રતનરામને ઘેર ગયાં. તે મકાન ન્હાનું હતું પણ સફાઈદાર અને સગવડ વાળું હતું. ડોસો ત્યાં લગભગ વીસ પચીસ દિવસ રહ્યો. તે દ્હાડા રતનરામે એવા તો આનન્દમાં ગાળ્યા કે તે ત્હેને વધુ વખત રોકાવાનો આગ્રહ કરતોજ ગયો. ડોસાને પણ રતનરામની રહેણી કરણી તપાસવાનો આ બહુ સારો વખત મળ્યો. ત્હેણે જોયું કે આ યુવાનમાં કોઈ પણ જાતનું વ્યસન ન્હોતું, કોઇ પણ પ્રકારની કટેવ કે દુર્ગુણ ન્હોતો. ત્હેની ટેવો પણ ખર્ચાળ ન હતી; અને છતાં તે સારી રીતે ગૃહસ્થને છાજે એવી રીતે રહી શકતો હતો પાઠશાળાની કેળવણી લીધી ન્હોતી, છતાં તે વિદ્યારસિક અને વાંચવાનો શોખીન હતો. પણ ફક્ત એક દોષ ગણીએ તો તે ત્હેનામાં પુષ્કળ હતો. નવરો થયો કે તરત ત્હેના મકાનની રસ્તા પરની મ્હેડીની બારીએ જઈને તે બેસતો.

વધારે વખત રહેવાનો રતનરામનો આગ્રહ છતાં, આખરે તે ડોસાજીએ વદાય લીધી. આ વાતને આઠેક દિવસ થયા પછી હર દ્વારથી એક પત્ર ત્હેના ઉપર અજાણ્યા હાથદસ્કતનો આવ્યો; તે વાંચીને રતનરામને અત્યંત આશ્ચર્ય થયા વિના રહ્યું નહિં. એ કાગળ નીચે પ્રમાણે હતો.

" ભાઇ શ્રી રતનરામ, "

" હરદ્વારથી લિ. જગતદાસના અનેક શુભ આશીર્વાદ વાંચવા. "

"બીજું લખવાનું જે, ત્હમે એક અસહાય, અજ્ઞાત વૃદ્ધજનની જીંદગી ઘણી મુશ્કેલીઓમાં બચાવી, ત્હેનો બદલો આપનાર તો પરમ કૃપાળુ પ્રભુ છે. પરન્તુ તે **મહાત્મા આત્મારામજી**, જેઓ ગૃહસ્થ વેશમાં રહે છે છતાં ખરા **પરમાત્મસ્વરૂપ** છે;–અને જેમને અનેક રીતે ત્હમે ત્હમારા સૌજન્ય તથા અન્તરના સ્વાગતનો અનુભવ કરાવ્યો, તથાપિ એમનું નામ ઠામ પણ પૂછવાની જિજ્ઞાસા ન્હોતી બતાવી;–ત્હેમની ઈચ્છા ત્હમને યથાશક્તિ જીંદગીના કર્મક્ષેત્રમાંના આર્થિક અને સાંસારિક પ્રતિબન્ધોથી સ્વતંત્ર કરવાની થઈ છે. શ્રીમદ્ **આત્મારામજીને** લક્ષ્મીનારાયણ શેઠજી પરમ સન્મિત્ર માને છે; અને તેઓની આજ્ઞાથી આ પત્ર લખાય છે."

"**અમદાવાદની શેઠજી લક્ષ્મીનારાયણની પેઢીની** દુકાનમાં ત્હમારે નામે રૂ. ૧૦૦૦૦ (દશ હજાર રૂપિયા) જમે કરવામાં આવ્યા છે. ત્હમારી સહીની ચીઠી લઇ, ત્હમારે જોઇતી કોઇપણ રકમ, કોઇ પણ વખતે, ત્હેમાંથી ત્હમને આપવામાં આવશે એવી વ્યવસ્થા થઇ છે.

"શ્રી **આત્મારામજી** લખાવે છે કે, 'કુબેર ભંડારીનો ખજાનો' તો આથી ત્હમને નથી મળ્યો; પરન્તુ તેમ, પ્રભુકૃપાથી, ન મળે એમ પણ ન કહેવાય. આ પૈસાનો સદુપયોગ થશે તો લાખો રૂપિયા પણ ત્હમને મળી રહેશે; અને ગેરઉપયોગ થતો સમજાશે તો એ રકમમાં પાઇ પણ વધવાનો સમ્ભવ નથી. એટલું ખૂબ યાદ રાખજો કે, **આપણા પૈસા આપણી જીંદગીની ખાસ જરૂરિયાતો માટે છે, ત્હેના શણગાર કે ઉપભોગ માટે નથી.** સત્કાર્યોમાં ખર્ચેલો પૈસો ઘણો વધે છે, ત્હેનો પ્રત્યક્ષ દાખલો શેઠ લક્ષ્મીનારાયણની પેઢી છે; અને દુરુપયોગ થવાથી તે સર્વદા ઘટેલ છે, ત્હેને માટે આખી દુનિયાં દૃષ્ટાન્તોથી ભરપૂર છે. ત્હમારા તરફ મહાત્મા શ્રીની અનન્ય પ્રીતિ થઈ છે, તેથીજ આ સલાહ આપે છે, કારણ ત્હમારૂં દિન પ્રતિ દિન અધિક શુભ થતું જોવા ત્હેમની ઇચ્છા છે."

"આશા છે કે, ત્હમે સર્વ રીતે કુશળ હશો."

આ પત્ર વાંચીને રતનરામતો દિઙ્મૂઢજ બની ગયો! દશહજાર રૂપિયા! અને પેલો ડોસો જેને એણે ગરીબ ધારી મદદ કરી હતી,

જતી વખત ટિકિટનું ભાડું પણ આપવા માંડ્યું હતું, તે હિન્દુસ્થાનની મ્હોટામાં મ્હોટી ધનાઢ્ય પેઢીના માલીકનો મિત્ર ! વળી શંકા ઉત્પન્ન થવા લાગી કે, કોઇએ મશ્કરી તો નહિં કરી હોય !—પણ બીજું કોઇ, દાકતરી શાળાના વિદ્યાર્થીઓ સુદ્ધાંત, આત્મારામજીનો મેલાપ ત્હેની સાથે કેવી રીતે થયો તે, જાણતા ન્હોતા. કેટલીક વખત સંશયગ્રસ્ત સ્થિતિમાં ગાળ્યા પછી તે પોતાના એક દાકતર મિત્ર ને ઘેર આ બાબતમાં ત્હેની સલાહ લેવા ગયો.

દાકતર આનન્દલાલ અને રતનરામે ગુજરાતી–ઇંગ્રેજી નિશાળોમાં સાથે અભ્યાસ કીધો હતો; પણ પાછળથી રતનરામ મેટ્રિક્યુલેશનમાં નપાસ થયો અને તે માંદો પડી જવાથી બે ત્રણ વર્ષ ત્હેનાં બગડ્યાં, જેથી ત્હેને મુંબાઈ ભણવા જવાનો વિચાર માંડી વાળી, અમદાવાદની વૈદક શાળામાં દાખલ થવું પડ્યું. આનન્દલાલ પાસ થયા પછી મુંબાઈ ગયો અને દરેક વર્ષે ઉંચે નંબરે પાસ થતો હોવાથી ઇનામો અને સ્કૉલરશીપો મેળવી, માન સાથે છેવટની પરીક્ષા પસાર કીધી. તે બહુ સાત્વિક વૃત્તિનો દેશપ્રેમી સજ્જન હતો; તેથી તેની ઇચ્છા મોટી જગાઓ મેળવવા કરતાં,—જ્યાં વધારે ઉપયોગી થઇ શકાય, વધારે શીખી શકાય, જગત્‌ને પીડા કરતાં દર્દદુઃખ ઓછાં કરી શકાય, એવી નોકરી કરવાની હતી. અને તેથી સરકારી નોકરીની મ્હોટા દરજ્જાવાળી જગા ત્હેને આપવા માંડેલી ત્હેનો પણ ઉપકાર સાથે અસ્વીકાર કરી, અમદાવાદમાં "મૈયામન્દિર" નામની લોકોપયોગી સંસ્થાના ઔષધાલયમાં શ્રીમતી નિર્મળબાલા ઠાકુરની સાથે તે ઘણે ઓછે પગારે કામ કરવાને જોડાયો હતો. પગાર ટૂંકો, નામનોજ હોવા છતાં, કામ ઘણું વધારે અને પોતે જાતે ખરા દિલથી કામ કરનાર હોવાથી તે ભાગ્યેજ ઘેર મળી શકતો. આજ પણ આનંદલાલ ઘેર ન્હોતો.

પરંતુ ત્હેની પત્ની સુલોચનાએ ત્હેનો સારો સત્કાર કીધો. સુલોચના રતનરામની ઘરસ્થિતિ, ત્હેની ઉમેદો, ત્હેનાં સ્વપ્નાં, સર્વથી સુજ્ઞાત હતી. ઘણું ખરૂં રતનરામ આવે ત્યારે દાક્તર તો ઘેર હોયજ નહિં. તેથી પોતાનું, ઘરનું, બાલકોનું કામકાજ કરતી જાય અને ત્હેની સાથે વાતચીત પણ તે કરે.

"આવો, રતનરામભાઇ ! દીવાળી, અહિં એક પાટલો ભાઈ માટે બેસવાને મૂકો."

દીવાળી જેને ઘરનું કામકાજ કરવા તથા અવકાશના વખતમાં સુલોચનાની બાલપુત્રીને સંભાળવા રાખી હતી, ત્હેણે સુલોચના રસોઈ કરતી હતી, ત્યાં લાવીને પાટલો મૂક્યો. રતનરામ ત્હેના ઉપર બેઠો.

"કેમ ભાભી ! દાક્તર સાહેબ દવાખાનાની ખટપટમાં હશે; પણ આજ તો અત્યારે એમને ઘેર રહેવાનો ટાઇમ (વખત) છે."

"હા. ભાઇ ! એ હમણાં સુધી ઘેરજ હતા ને ત્હમને બોલાવવા મોકલવાનો વિચાર કરતા હતા, પણ એવામાં શ્રીમતીનું માણસ ગાડી લઇને એમને બોલાવવા આવ્યું એટલે જવું પડ્યું. આજ તો અહિંજ જમવાનો વિચાર રાખજો. ક્યાં અત્યારે ઘેર જઇને કડાકૂટ કરશો ?–પણ રતનરામ ભાઇ ! પેલા ત્હમારા ડોસાકાકા નો તો પછી કાગળે નથી ને પત્તરે નથી ને ? શી બેકદર દુનીયાં છે ?"

રતનરામ હસ્યો. "ભાભી ! એ ડોસાજી તો કોઇ અજબ મહાપુરુષ નીકળ્યા; એમના હાથમાં તો ખરેખરો કીમિયો છે ! હું એજ કહેવા અને એ બાબતમાં ત્હમારી ને આનંદભાઇની સલાહ લેવાજ આવ્યો'તો. લ્યો, આ કાગળ વાંચી જુવો !" ત્હેણે ખિસ્સામાંથી જગતહાસવાળો કાગળ કહાડી ત્હેના તરફ ફેંક્યો.

સુલોચનાએ હાથ ધોઇ તે લીધો ને ઉઘાડયો. વાંચતાંની સાથે ત્હેના અચંબાનો પણ પાર રહ્યો નહિં. "બહુ સારૂં થયું. સારાં કામ નિષ્કામ વૃત્તિથી કરેલાં ઉગી નીકળેછે અને અનેક ઘણું ફળ આપેછે તે આનું નામ! ઘણુંજ સારૂં થયું, ભાઈ! ત્હમારે હવે રળવા ખપવાની ચિન્તા તો મટી ગઇ; એટલુંજ નહિં પણ જે વાત કાલે આપણે અસંભવિત ધારીને હસી ફ્હાડતાં'તાં, તે પણ હવે ચોક્સ થવાની. ક્હો હવે કયારે પેલાં અમારાં ભાભી સાથે લગ્ન નિર્ધાર્યાં છે?" સુલોચનાના સરલ, ઉચ્ચ, વિનોદપ્રિય, રસિક હૃદયમાં આનંદ માતો ન્હોતો.

"ભાભી! એ તો ખરૂં સમજ્યાં. બાયડીઓની બુદ્ધિ કેવી તીક્ષ્ણ હોય છે? જુવોને ત્હમે તરત રૂપિયા જોયા કે, લગ્ન ભણી ત્હમારી નજર દોડી! પણ હું આવ્યો છું કેમ, તે તો સાંભળી લો. આં કાગળજ બનાવટીને જૂઠ્ઠો હશે તો?" રતનરામે હસતે હસતે ક્હયું. "મ્હને તો શું કરવું, ત્હેની સૂઝજ પડતી નથી." "ઓહો! એની તપાસ કરવી એમાં તે શું?" સુલોચનાએ જવાબ દીધો. "પરબીડિયા ઉપર તો જુવો હરદ્વારની સ્પષ્ટ છાપ છે; ને શેઠની પેઢીની દુકાન અહિંથી પાસેજ છે, ત્યાં એક આંટો મારી આવો ને, એટલે તરત ખરા ખોટાની ખાત્રી થશે. ત્યાં જઇને ગમે તો રકમનું નામ ન દેશો, પણ એમ તો પૂછી જુવો, કે ત્હમારા નામનો કાંઇ કાગળ કે હીસાબ પેઢી ખાતે આવ્યો છે!?"

"સાબાશ, ભાભી! રતનરામ બોલી ઉઠયો. "મ્હારું મગજ અત્યારે ઠેકાણે નથી. નહિ તો આવી સ્હેલી વાત મ્હને ન સૂઝે? ઠીક ત્યારે, હું જઇને તપાસ કરી આવું છું."

"પણ ભાઇ!" આજ જમવાનું તો અહિંજ રાખજો, હોં!

આટલો કાગળનો ચમરકો મળતાંની સાથે તો મગજ ડોલડોલા કરવા લાગ્યું છે, ત્યારે રૂપિયાની થેલીઓને ભણેલાં ગણેલાં ભાભી આવશે ત્યારે તો અમને સંભારશોયે નહિં ". સુલોચનાએ ટકોર કરી.

"અરે, એમ તે કદિય થાય ? હમેય, ભાભી ! શું બનાવો છો ? હું તપાસ કરીને હમણાં આવું છું," કહી રતનરામ ઘરની બ્હાર નીકળ્યો.

## ૪. શેઠ લક્ષ્મીનારાયણની પેઢી–(ચાલુ).

રતનરામને સંકલ્પ વિકલ્પ બહુ થતા હતા; પણ જગતદાસ વાળા કાગળમાં લખેલી હકીકત સંપૂર્ણ રીતે સત્ય જણાઇ. પેઢીને મકાને જતાં એનું નામ સાંભળતાંજ મુનીમજી સામા આવ્યા અને હેનો બહુ સારો સત્કાર કર્યો; એટલુંજ નહિં પણ હેમણે પોતાની મેળે જણાવ્યું કે, હરદ્વારથી આવેલા શેઠ સાહેબના આજ્ઞાપત્ર મુજબ રતનરામને નામે રૂ. ૧૦૦૦૦ ( દશહજાર રૂપીયા ) જમે કરવામાં આવ્યા છે, જેમાંથી એમની ઇચ્છા–અનુકૂળતા મુજબ કોઇપણ રકમ એમની ચીઠી આવ્યેથી આપવામાં આવશે. આ સાંભળી તે હરખાતો હરખાતો આનન્દલાલને મકાને પાછો આવ્યો; આ વખત ડાક્તર પણ ઘેર આવી પ્હોંચ્યો હતો અને હેણે મિત્ર તથા મિત્રપત્નીની સાથે તે દિવસનો ઘણો ભાગ હેમને ઘેરજ આનન્દમાં ગાળ્યો.

રતનરામ સાધારણ રીતે વ્યાવહારિક બુદ્ધિનો, ઠંડી પ્રકૃતિનો, સરળ સ્વભાવવાળો માણસ હતો. પરન્તુ હેને પોતાની જીંદગી પૂરતું મૂઠીભર અનાજ મળે તો પછી ખોબાભરની ઇચ્છા નથી, એમ જે હેણે આત્મારામજીને વાતો કરેલી, હેમાંય અતિશયોક્તિ તો હતી. હેની જીંદગીનાં સુખસ્વપ્નાં કાંઇ જૂદાજ, અપ્રાપ્ય પ્રદેશમાં રમતાં

હતાં; અને એના જીવનમાં પણ—વિચારોનું 'અગતિગમન' કોઇ બીજીજ દુનિયામાં થતું હતું. આ ત્હેના સ્વપ્નરાજ્યમાં અનેક આત્મતરંગો સરતા અને શમતા; પણ તે સર્વ મનોવ્યાપાર ફક્ત એકજ દિવ્ય-રૂપ—લાવણ્ય—વિદ્યા'વતી બાલિકાની આસપાસ થતો. આ બાલિકા ત્હેની જ્ઞાતિના એક કુળવાન, શ્રીમાન, વિદ્વાન, જમીનદાર કુટુમ્બની પુત્રી હતી અને ત્હેનું નામ મંજુલગૌરી હતું.

રતનરામે મકાન ભાડે રાખેલું હતું તે મ્હોટા રસ્તા ઉપર હતું, તેથી ત્હેને વધારે ભાડું આપવું પડતું હતું; આ વાત ખરી હતી. પણ ત્હેની સાથે એમ પણ હતું કે તે મંજુલગૌરીના પિતાની હવેલી જે પોળમાં આવેલી હતી, ત્હેની બરોબર સામે આવેલું હતું. આથી જ્યારે જ્યારે તે બ્હાર જવા નીકળતી, ત્યારે ત્હેને રાજમાર્ગની સડક ઉપર તો આવવુંજ પડતું અને રતન-રામ જે બહુધા બારીએ બેશીનેજ વાંચવા—લખવાનું પોતાનું સઘળું કામ કરતો, તે ત્હેને જોઇ શકતો. આવો એકતરફી પ્રેમ કયારે અને કેવી રીતે ત્હેના દિલમાં ઉત્પન્ન થયો, તે બાબત તો તેય પણ ખાત્રીપૂર્વક કહી શકે તેમ ન્હોતું; કારણકે એની શરૂઆત આઠદસ વર્ષ ઉપરાંતની હતી. પણ તે પ્રીતિએ ત્હેને હવે સર્વ રીતે ઘેરી લીધો હતો, એ વાત ભૂલીશકાય તેમ ન્હોતી. ચાર પાંચ વર્ષ સુધી તો ત્હેણે આ બાલિકાની તરફ છુપી રીતે જોયાંજ કીધું; ત્હેનું દર્શન થયેજ ત્હેને અખંડ સંતોષ અને અનન્ય આનન્દ થતો. પરન્તુ તે કુમારી એક વખત,તે બાગમાં બેઠો હતો ત્યાં થઇને, ત્હેનાં કુટુમ્બ મંડળ સાથે પસાર થઈ તે સમયે ત્હેમની પ્હેલી દૃષ્ટિ મળી. આ પ્રથમ નયનમિલાપમાં એને એવું સુખ, એવી શાન્તિ, એવા સંતોષનો અનુભવ થયો કે, ત્હેને પ્રેમજીવનનું આનન્દપાન તથા મોક્ષ દર્શન આકસ્મિક રીતે પ્રાપ્ત થયાં, એમ લાગ્યું

આ પછી ત્હેનાં નયન બાગમાં અને કંઇકવાર પોતાની બારીએથી મંજુલ ગૌરીનીસાથે મળતાં અને ધીમે ધીમે ત્હેની પણ મૃદુ, શરમાળ, પ્રભાવતી આંખો ત્હેની તરફ ખેંચાયા વિના રહી શકતી નહિં.

આ પ્રમાણે તે ગરીબીમાં ઉછરતો રસિક યુવાન અને લક્ષ્મીની રેલછેલમાં ઉગતી સંસ્કારી બાલિકાનાં હૃદયો એક બીજાંની નયન ભૂમિમાં રમવા લાગ્યાં; અને કદાપિ મંજુલના આત્મતન્તૂની વીણા રતનરામના સ્મરણના મીઠા સરોદ અંતરમાં ઊંડા ઉતારતી હશે, તો પણ તેથી વસ્તુસ્થિતિમાં કાંઇ ફેરફાર થઇ શકયો નહિં. કારણ કે રતનરામ આ બાલિકાને પૂર્ણ દિલથી ચ્હાતો હતો, છતાં તે વિચાર અને વર્તનમાં ખરેખરો 'ગૃહસ્થ' હતો; એટલે તે જ્યાં જાય ત્યા જઇને અથવા ચિઠ્ઠીઓ લખવાની મૂર્ખતા કરીને, ત્હેને કોઇ પણ પ્રકારે પજવણી લાગે એવું કરવાનો તો ત્હેના મનમાં વિચાર પણ ન આવ્યો. તેમ મંજુલ પણ સુશિક્ષિત કુળવતી બાલા હતી, એટલે તે ઘણીવાર કુદરતી ચિકિત્સા જેવાના પોતાના સ્ત્રી–સ્વભાવને પણ વશ રાખી, જાણે કોઇની ત્હેના તરફ દૃષ્ટિજ ન હોય, એવી રીતે વર્તતી. જેમ જેમ તે વયમાં વધતી ગઇ, કૅાલેજ (પાઠશાળા) ના અભ્યાસક્રમમાં તે પંકાતી ગઇ, તેમ તેમ રતનરામ વધારે વધારે નિરાશ થતો ગયો; કારણ કે તે જાણતો હતો કે મંજુલની વધતી જતી કેળવણી અને પોતાની મૅટ્રિકયુલેશન (પ્રવેશક) પરીક્ષા પણ પસાર કરવાની અશક્તતા એ બંનેનો વિરોધી યોગ, પોતે સાધન હીન, દ્રવ્યહીન, કુટુમ્બ વિહીન હોવાના જેટલોજ,–ત્હેમનાં જીવન પ્રવાહોનું અંતર વધારનાર હતો. ટૂંકામાં કહીએ તો એક આસમાનનાં ઉંડાણમાં જઈ સ્વર્ગનાં આંગણામાં રમનાર પક્ષિ અને બીજું સાગરને તળિયે ઉતરી જઇ રેતીમાં અને ખડકોમાં છૂટી છવાઇ ઉગેલી લીલોતરીમાં પોતાનું આયુષ્ય પૂરું કરનાર

માછલાની વચ્ચે જેટલો તફાવત—જેટલું છેટું હોય તેટલું આ બે જિંદગીઓ વચ્ચે હતું.

આ વાત રતનરામે કોઇને કહી ન્હોતી; પણ ફક્ત બે મનુષ્યોથી તે અજ્ઞાત રહી શકી નહિં હતી. આ બે આનન્દલાલ અને સુલોચના હતાં. સુલોચનાને ઘેર ઘણીવાર તે જઇને બેસતો અને એક વખત સહસા હેના હૃદયમાંથી નિરાશાના ઉદ્ગાર નીકળી જતાં, સુલોચનાએ તર્ક બાંધી તે પ્રેમકથા ફુહડાવી લીધી હતી. રતનરામે હવે ખાત્રી પૂર્વક માન્યું હતું કે, મંજુલા સાથેનો હેનો લગ્નવિચાર, એ યૌવન પ્રારંભની ઘેલછાનું સ્વપ્નજ હતું. પણ હેણે કોઇ પણ અન્ય સ્ત્રી સાથે નહિં પરણવાનો ઠરાવ તો કયારનોયે કરીજ દીધો હતો. આજ સુલોચનાની ટકોરથી પૂર્વસ્વપ્ન હેના હૃદય સમક્ષ ફરીથી જાગ્રત થયું હતું. આમને આમ ચાર છ મહિના પસાર થઇ ગયા; પણ રતનરામે અભ્યાસ ચાલુ રાખ્યો અને 'હોસ્પિટલ આસિસ્ટન્ટ'ની પરીક્ષામાં પાસ થઇ દાક્તર તરીકે તે સ્વીકારાયો. આજ સુધીમાં હેણે હજી લક્ષ્મી નારાયણની પેઢીમાં હેને નામે જમે થયેલી રકમમાંથી પાઇ પણ ઉપાડી ન્હોતી. એટલામાં આત્મારામજી પાછા અમદાવાદ આવી પહોંચ્યા. રતનરામ બ્હાર ગયો હતો તે આવ્યો ત્યારે ઓટલા ઉપર એક ગાંસડી મૂકીને આ મહાત્મા હેના ઉપર માથું મૂકી નીરાંતે ઉંઘતા પડ્યા હતા!

રાત ઘણી ગઇ હતી રતનરામે ઓટલે ચડતાં હેમને ઠોકર મારવાથી તેઓ જાગી ઉઠયા. "અરે, કાકા સાહેબ! હમે કયાંથી? આમ બોલ્યા ચાલ્યા વિના, કંઇ ખબર આપ્યા શિવાય?" એમને ઓળખ્યા ત્યારે ગાંસડી મહા મહેનતે હાથમાંથી ખેંચી લઇ રતનરામ દાદરે ચ્હડતાં બોલ્યો: "પણ કદાપિ આજ અમે ધમાંદા બેન્ક થવાનો છે તે જોવા જવાના હતા, તે ગયા હોત તો!"

"તો શું ? **ભાઈ** રતનરામ ! હું સૂતો હતો, તે ત્હમે ન આવ્યા હોત તો નીરાંતે સૂઇજ રહેત. મ્હને ગમે ત્યાં પડી રહેવાની ટેવ પડી છે અને ઓટલાની ટુંડક ઔર મઝા આપે છે."

"પણ કાકા ! આ ત્હમારી પોટકી કોઇ ઉઠાવી જાત. ત્હમને એક કાગળનો કકડો લખતાં શું થતું 'તું ?"

" હશે, **ભાઈ** ! અમારી ગાંસડી જાય, તો ત્હેમાં કાંઇ ફિકર થાય એવું અમારા જેવા પાસે શું હોય ?–અને ત્હમે મ્હને ઉતારાને માટે હમ્મેશનું આમંત્રણ તો હું ગયો ત્યારનુંજ આપેલું હતું, તેથી કાગળ લખ્યે શું વિશેષ હતું ?...પણ હજી ત્હમે આવા ન્હાના મકાનમાંજ કયેમ રહોછો ? ત્હમારા જેવા પૈસાદાર ગૃહસ્થને આવી ન્હાની મ્હેડી ન શોભે."

રતનરામ હશી પડયો: "કાકા ! તે માટે તો મ્હારે ત્હમારો અન્તઃકરણપૂર્વક ઉપકાર માનવાનો છે. મ્હેં લખેલા મ્હારા પત્રનો જવાબ ન મળ્યો, એટલે મ્હને લાગ્યું કે તે ત્હમને નહિં પ્હોંચ્યો હોય."

આવી અનેક વાતો કરતે કરતે, રતનરામે, આત્મારામજીએ ઘણી ના કહ્યા છતાં, ચ્હા બનાવી ત્હેમને પાયો અને પોતે પીધો; અને રાત્રે તો એમના એમ સુઇ ગયા. બીજે દિવસે સ્હવારમાંજ મહાત્માને જણાયું કે રતનરામ પૈસો મળ્યો છતાં–દાક્તર થયોછતાં–વધારે સુખી, વધારે સંતોષી, વધારે સ્વસ્થ બનવાને બદલે ત્હેની તબિયતમાં નરમ થતો ગયો હતો અને ત્હેનું મન કોઈક મહાન ફિકરથી બળતું હતું. એક બે દિવસ રહ્યા, પછી ત્હેણે આવી જીવનદમતી ચિન્તા શી છે તે રતનરામને ત્હેણે પૂછ્યું અને વચન આપ્યું કે 'કોઇ પણ રીતે ત્હેનું કારણ દૂર થઇ શકતું હશે તો હું કરીશ.'

આ ઉપરથી રતનરામે પોતાના જીવનનો,–પોતાના અપ્રાપ્ય

સ્વમ પ્રેમનો ઇતિહાસ ત્હેને કહી સંભળાવ્યો આત્મારામજીએ ત્હેને ધીરજ આપી અને પૂછ્યું, " ભાઇ રતનરામ ! આ અસંભવિત લાગતું લગ્ન કદાપિ થાય તો, ત્હમે સંપૂર્ણ રીતે સુખી થઇ શકશો ? "

રતનરામનું હૃદય ત્હેના મુખ પર ખીલી આવીને પ્રસન્નતાથી છવાઇ રહ્યું. તે બોલ્યો, " કાકા ! આપની કૃપાથી મળેલી રકમ મ્હેં એ ખાતે જ રાખી મૂકી છે, કે કદાપિ હાલ એ અસંભવિત જણાતી વસ્તુ બની જાય તો, મ્હારી ભવિષ્યની પત્ની કોઇ રીતે દુઃખી ન થાય; અને જો ત્હેનું કોઈ બીજાની સાથે લગ્ન થશે તોપણ આ રૂપિયા હું મ્હારા પ્રેમના સ્મારક તરીકે અને લગ્ન ભેટ તરીકે મોકલીશ.—મ્હારા તરફ માબાપ કરતાં પણ વધુ પ્રીતિ રાખનાર ઓ મહાત્મા ! કોઇ પણ રીતે જો આટલું મ્હારું હિત ત્હમે કરી શકો, તો પછી હુ ત્હમારો એ ઉપકાર જિંદગીભર ભૂલવાનો નથી." રતનરામની લાગણીઓનો આ ઉભરો એટલો બધો વધી પડયો કે તે આત્મારામજીને પગે પડયો. ત્હેને ઉભો કરી ત્હેનું સાન્ત્વન કરતાં પણ કેટલોક વખત વહી ગયો. અન્તે આ સાધુ પુરુષે રતનરામનું ત્હેની પ્રિયતમા સાથેજ લગ્ન કરાવી આપવાનું વચન આપ્યું; અને બીજે દિવસે તે ત્હેને સાથે લઇ મંજુલના પિતાના મહેલમાં દાખલ થયો.

શેઠજી લક્ષ્મીનારાયણ તરફથી આવ્યા છીએ,—એમ સાંભળતાંજ તે વૃદ્ધ જાગીરદાર સામો આવ્યો અને તે બંનેને ઘણો આવકાર દીધો. આત્મારામજીએ ત્હેની પાસે મંજુલનું લગ્ન રતનરામ સાથે કરવાની માગણી કીધી અને ત્હેની મિલ્કત તરીકે રૂ. ૧૦૦૦૦૦ ( એક લાખ રૂપિયા ) શેઠ સાહેબની પેઢીમાં રતનરામને ખાતે જમે છે, એમ જણાવ્યું ! પણ તે જાગીરદારના દિલમાં આ વાત ઉતરતી હોય એમ ભાસ્યું નહિં. ત્હેણે પોતાના ઉત્તમ કુળનો, પુત્રીની ઊંચી

કેળવણીનો, રતનરામની તે બંને બાબતમાં ખામીનો, વગેરે અનેક વાંધા દર્શાવ્યા. અને રતનરામને તો લાખ રૂપિયા જેવી મ્હોટી રકમ પોતાને નામે જમા થઇ હોવાથી હર્ષ થવાને બદલે, તેટલો પૈસો પણ પોતાને યોગ્ય પત્ની મેળવવામાં કેટલો નિરૂપયોગી છે એ પ્રતીત થવાથી તથા પોતાની ઇચ્છાઓ ફલિભૂત થવાની પ્રસંગ સમિપ આવી પાછો હાથમાંથી જતો રહેછે એમ જણાયાથી, ત્હેને અતિશય શોક થવા લાગ્યો.

આત્મારામજી પણ તે જાગીરદારથી હઠે એમ તો ન્હોતા. પણ છેવટે જાગીરદારે કહ્યું કે,–" આપ જે કહો છો તે સત્ય હશે, તોપણ તેથી આ ગૃહસ્થમાં રહેલી અનેક ખામીઓ કાંઇ ઓછી થતી નથી. હું કબુલ કરું છું કે, શેઠજી લક્ષ્મીનારાયણ સાહેબની પેઢીના ઘણા મ્હોટા ઉપકાર તળે હું છું; પણ આપ કાંઇ શેઠજી નથી, તેમ આ ગૃહસ્થ ત્હેમના ચિરંજીવ નથી, કે જેમને ખાતર મ્હારા દીર્ઘ કાળના વિચાર અને નિશ્ચય હું બદલું. માટે હું એટલીજ વિનતિ કરું છું કે, હવે મ્હને માફ કરો." આ સાંભળીને તો રતનરામના મોતીયાજ મરી ગયા !—ત્હેને ચક્કર આવવા લાગ્યાં અને આ ફાની દુનિયા છોડી બાવાવેરાગી થઇ જવું એવા સંકલ્પ પર તે આવી પ્હોંચ્યો !

પણ આત્મારામજી અગાઉના જેટલીજ શાન્તિથી, વિનયથી બોલ્યાઃ " સરદાર સાહેબ ! હું પોતેજ લક્ષ્મીનારાયણની પેઢીનો માલીક છું, અને મ્હારે કાંઇ પણ સંતતિ નથી તેથી આપની સમક્ષજ આ મ્હારા પુત્ર સમાન રતનરામને હું દત્તક તરીકે સ્વીકારૂં છું. જોકે હું એને મ્હારી મિલ્કતનો કુલ મુખત્યાર તો કરી શકું તેમ નથી; કારણ કે અમારી પેઢીની સંપૂર્ણ માલિકી કોઇને પ્રાપ્ત થઇ શકતી નથી; પરન્તુ ત્હેને નામે જે એક લાખ રૂપિયા જમે છે, તે ઉપરાંત ત્હેનું આપની પુત્રીની સાથે લગ્ન થાય તે દિવસથી દરમહિને રૂ. ૧૦૦૦

( એક હજાર રૂપિયા ) ખર્ચ માટે આપવાનું હું કબૂલ કરું છું."

જાગીરદાર અને રતનરામ બંને આ સાંભળીને સ્તબ્ધ બની ગયા ! આત્મારામ જેવો ગરીબ માણસ શેઠ લક્ષ્મીનારાયણની પેઢીનો માલીક, એ વાત સંભવે ?—પણ એમ કયેમ ન હોય ? એ પેઢીના માલીકોને ત્હેમની શાખાઓનાં માણસો સુધાં ઓળખતાં ન્હોતાં; અને ત્હેની એવી વ્યવસ્થા હતી કે પૈસાનો દુરુપયોગ જો માલીક કરે તો તે પણ તેજ સમયે ત્હેના સ્વામિત્વ માટે નાલાયક થઇ જાય, એમ તો તે જાગીરદારે પણ ઘણીવાર સાંભળેલું. તે તરત ઉભો થયો અને હાથ જોડી કાંઇ માગી લેતો હોય તેમ બોલ્યોઃ " શેઠજી સાહેબ ! આપે કૃપા કરી મ્હારું ઘર પાવન કીધું ત્હેને માટે આપનો હું ઘણોજ મ્હોટો ઉપકાર માનું છું. આપ તસ્દી લઇને જે વસ્તુની માગણી કરવા કૃપા કરો છો, ત્હેની વિરુદ્ધના મ્હારા સઘળા વાંધા આપના દર્શન સાથે નષ્ટ થઇ ગયા છે. હવે વિનતિ એટલી કે, મ્હારી પુત્રીને આપની સમક્ષજ બોલાવીને પૂછી જોઉં. તે હા કહે તો મ્હને આપણા આવા ઉત્તમ સંબન્ધથી ઘણો આનન્દ થશે. " ત્હેણે ટેબલ ઉપર પડેલી ઘંટડી વગાડી, અને હુકમ લેવાને માણસ અંદર દાખલ થયો ત્હેને કહ્યું, " મંજુલ બ્હેનને અહિં મોકલ." " જી હજુર, " કહી તે પાછો ફર્યો.

થોડી વારમાં લાવણ્યપૂર્ણ બાલિકા મંજુલ ત્યાં આવી. ઘરમાં પ્હેરવાનાં સાદાં લૂગડાંમાં પણ મધુરી મુખકાન્તિ, લલિત લોચન, તથા રમ્ય ગતિથી અનુપમ સૌન્દર્યવતી લાગતી, તે પિતાની પાસે આવી વિનયપૂર્વક ઉભી રહી. "આવ, બ્હેન !" જાગીરદારે કહ્યું: " આ શેઠજી કાકાને પગે લાગ; એમના અનેક ઉપકારો નીચે આપણું કુટુમ્બ છે." મંજુલ ગૌરીએ સવિનય પ્રણામ કર્યો અને આત્મારામજીએ બહુ પ્રીતિ સાથે ત્હેને આશીર્વાદ આપ્યો. " ચિરંજીવ રહેજે, બ્હેન !—અખંડ સૌભાગ્ય-

વતી, અનેક સત્પુત્રવતી થજે. પ્રભુ ત્હને સદ્બુદ્ધિ આપજો ને ત્હારું જીવન કલ્યાણપન્થે પ્રેરજો."

જાગીરદારે પુત્રીને કહ્યું: "બ્હેન! અહિં બેશ. જો, લક્ષ દઇને સાંભળજે. આ શેઠજી સાહેબ જગત્પ્રસિદ્ધ શેઠ લક્ષ્મીનારાયણની પેઢીના માલીક છે; અને આ ત્હેમની પાસે બેઠેલા ગૃહસ્થ ત્હેમના પુત્ર સમાન છે." મંજુલે પ્હેલીજ વાર રતનરામ તરફ દૃષ્ટિ ફેરવી; તે બે જણનાં નયન હમણાં ઘણે દહાડે મળ્યાં: તે બંનેની આત્મકુંજોમાં અવર્ણ્ય આનન્દ વિદ્યુલ્લતાની ત્વરા અને ગતિથી રેલાયો. રતનરામે નીચું જોઇ દીધું, મંજુલગૌરીના ગૌર મુખ ઉપર વ્રીડાનું રક્તત્વ પ્રસરી ત્હેને પ્રફુલ્લ કમળ જેવું બનાવી દીધું. આત્મારામજીને પણ આ જોઇ ઘણો સંતોષ થયો. જાગીરદારની નજર આ મહાન આત્મસંમીલનના ફેરફાર તરફ ન્હોતી; તે બોલ્યો: "બ્હેન! આ શેઠજી ત્હેમના ચિરંજીવનો ત્હારી સાથે વિવાહ કરવાની માગણી કરે છે. બીજા વાંધા એમના જેવા કરોડાધિપતિની બાબતમાં ન ગણીએ તોપણ—એક વાત ત્હારે લક્ષમાં લેવાની છે. લોકો ધારે છે એવો હું શ્રીમાન નથી; ખરું કહું તો આ શેઠજીની પેઢીનું મ્હારે માથે મ્હોટું દેવું છે. તોપણ મ્હેં ત્હારે માટેની મ્હારી ફરજ બજાવી છે અને ત્હને પૂર્ણ પ્રીતિથી વિદ્યાભ્યાસ કરાવ્યો છે. આ રતનરામભાઈ સુશીલ, વિદ્યારસિક, સુનીતિવાન અને એક પણ વ્યસનથી મુક્ત છે, એમ આ શેઠજી સાહેબ કહે છે; અને એઓ અસત્ય બોલે એવા ગૃહસ્થ નથી. પરન્તુ રતનરામભાઇનો વિદ્યાભ્યાસ ફક્ત 'મેડિકલ સ્ટુડન્ટની' અહિંની વૈદકીય પરીક્ષા જેટલો છે; અર્થાત્ તેઓ માત્ર 'હૉસ્પિટલ આસિસ્ટન્ટ' થઇ શકયા છે! કૉલેજમાં કેળવણી લેવાને પણ તેઓ ભાગ્યશાળી થયા નથી. ત્હારે આખી જીંદગીનો આ સવાલ છે, માટે હવે તું જા; ત્હારી મા જીવતી હોત તો હું ત્હેની સલાહ લેત.

પરન્તુ તે તો હયાત છે નહિં. માટે તું જાતેજ વિચાર કરી જો. લગ્ન સંબન્ધમાં એકલો પૈસો માણુસને સુખી કરી શકતો નથી. કેળવણી અને સદ્‌ગુણુ પણુ અવશ્ય જોઇએ. તું ત્હારી બ્હેન અને ભાભી સાથે વિચાર કરીને થોડી વાર પછી મ્હને ઉત્તર ક્હાવજે. ઉતાવળ નથી. આ બંને ગૃહસ્થો આજ આપણા મહેમાન છે. હું એમના દેખતાંજ આ કહુંછું, ત્હેનું કારણ એટલું કે શેઠજી સાહેબને હું નાખુશ કરવા માગતો નથી. અને તેથી આ બાબતમાં તટસ્થ છું, એમ બતાવવા માગુંછું. હું જાણું છે કે આ લગ્નથી તું શ્રીમાન થઇશ, જોકે મ્હને એકલી તે લાલચ આકર્ષી શકતી નથી; હું રતનરામ ભાઇની ન્યૂનતાઓ ત્હને ખુલ્લી રીતે જણાવુંછું, એથી તું એમ પણ ન માનીશ કે હું આ વિવાહની વિરુદ્ધ છું. હું તો ફક્ત ત્હારા સુખ, હિત અને સંતોષમાંજ પ્રસન્ન છું." મંજુલ નીચું મ્હોં કરીને ચાલી ગઇ.

આત્મારામજીએ ઘણીય આનાકાની કરી કે 'મ્હને માફ કરો,' પણ જાગીરદાર તે બંનેને પોતાને ઘેર ત્હેમને જમાડવાના આગ્રહમાં દઢ રહ્યો. આ બધું થઇ રહ્યા પછી પોતાના ગજવામાંથી એક પાકીટ ક્હાડી તે જાગીરદારના હાથમાં શેઠે મૂક્યું, અને હશીને રતનરામને પૂછ્યું. "કેમ ભાઇ, આ પાકીટ ત્હમને સાંભરે છે કે?"

રતનરામ તો એક પછી એક આશ્ચર્ય ભરેલા જે ચમત્કારો આજ થયા હતા, તેથી દિઙ્મૂઢ બની ગયો હતો. ત્હેના આશાભર્યા હૃદયપર ઘડી ઘડીમાં નિરાશાનાં ઘનદળ ચ્હડી આવતાં ને મ્હોંમાં આવેલો કોળિયો જતો રૂહેનો હોય એમ ભાસતું. હવે એ ચિન્તા તો ઓછી થઇ હતી. પણ મંજુલગૌરી જે એમ. એ. નો અભ્યાસ કરતી હતી તે પોતાના જેવા અભણુની સાથે લગ્ન સંબન્ધ કરવો કબુલ કરશે? —અને જાગીરદારે શું ખોટું કહ્યું હતું? તે પોતાની કમનશીબીને દોષ

દેતો, આશા નિરાશાના તુમુલ તરંગોમાં અથડાતો હતો. આત્મારામજીના સવાલે હેના મ્હોં પરની ચિન્તાની છાયા કાંઇક ઓછી કરી. હેણે જાગ્રત થઇને જવાબ દીધો : " હાજી. તે રાતે મ્હારા હાથમાં આવ્યું હતું એતો ન્હોય ? પણ પછી પાછું ખોવાયું હતું, તે આપના હાથમાં ક્યાંથી આવ્યું ? "

આત્મારામજીએ મ્હોં મલકાવીને કહ્યું !" એ તો મ્હેંજ હમારા ગજવામાંથી લઇ લીધું હતું, મ્હારે હમારો—અજાણ્યા ગરીબ મુસાફર તરીકેજ અનુભવ લેવો હતો; અને હમે મ્હારી તે પરીક્ષામાં બહુ સંતોષ મ્હને આપ્યો છે, એમ કહેતાં બહુ આનન્દ થાય છે. હજી પણ હમારી એક કસોટી બાકી છે, જેમાં થઇને લક્ષ્મીનારાયણના દરેક વારસે પસાર થવું પડે છે. પણ મ્હને ખાત્રી છે કે તે પણ હમને વધારે શુદ્ધ, વધારે ઉન્નત, વધારે કોમળ બનાવશે.

જાગીરદાર આ બધું સાંભળી રહ્યો હતો. તે આ વાતનું રહસ્ય સ્વભાવિક રીતે જાણવા માગેજ, એમ શેઠને લાગ્યાથી હેમણે કહ્યું: " આપને પણ હું આ હકીકત વિસ્તારપૂર્વક હમણાં જણાવીશ. આપનાં પુત્રીનો ઉત્તર જણાયા પછી.—"

જાગીરદારે પોતાને આપેલું પાકીટ ઉઘાડયું; તો હેમાં ન્હાની મ્હોટી રકમની ચીઠીઓમાં—એક ચીઠી એવી પણ નીકળી કે જેમાં શેઠજી લક્ષ્મીનારાયણની પેઢીનાં સઘળાં માણસોને જ્યાં હોય ત્યાં—એ ચીઠી લાવનાર ગૃહસ્થ જેમના શરીરનું વર્ણન તથા ફોટોગ્રાફ (છબી) હેમાં આપવામાં આવ્યાં હતાં હેમની આજ્ઞાનું સર્વ રીતે પાલન કરવા અને ગમે તેટલી રકમ તેઓ માગે તો આપવાનું—ફરમાન હતું. પેઢીના માલીક તરીકેજ તે ચીઠી લાવનારને માન આપવાની પણ હેમાં આજ્ઞા હતી, અને હેની નીચે પેઢીના માલીકની જાણીતી સહી હતી. જાગી-

રદારે પોતાની પૂર્ણ ખાત્રી થઇ ઝાહેર કરી અને વિવેક તથા વિનય સહિત જણાવ્યું: " આપની મુખાકૃતિ જોતાં મ્હને કાંઇ સંશય રહ્યો ન્હોતો; અને તેથીજ આપની પાસે આપનાં વચનની સાબીતી મ્હેં માગી ન્હોતી. પરન્તુ અહિંની પેઢીના મુનીમજીને હું લાંબા વખતથી ઓળખું છું; અને આપને કાંઇ હરકત ન હોય તો ત્હેમની રૂબરૂ આ સર્વ નક્કિ થાય એટલી વિનતિજ હું કરવાનો હતો."

આત્મારામજીએ તે પણ શાન્ત ચિત્તથી સ્વીકાર્યું; અને જાગીરદાર ત્હેમની પાસેથી રજા લઇ મકાનના અંદરના વિભાગમાં ગયો. થોડી વાર પછી તે પાછો આવ્યો અને પુત્રીની સંપૂર્ણ સંમતિ આ લગ્ન માટે છે એમ સહર્ષ ત્હેણે જણાવ્યું. આ સાંભળીને રતનરામના આનન્દનો પાર રહ્યો નહિં. એટલામાં અંદર આવવાની રજા માગી, શ્રીમાન શેઠીયા જેવા ઠાઠથી એક ગૃહસ્થ આવ્યો. " આવો, મુનીમજી! પધારો, પધારો, " એવા સન્માનના શબ્દો જાગીરદારના સાંભળી, તે જવાબ દેતો હતો, એટલામાં આત્મારામજીની તરફ એની નજર ગઇ. તરતજ તે " મ્હારા અન્નદાતા ! આપ અહિં ક્યાંથી ? " કરી ત્હેમને પગે પડયો અને ઉઠાડયો ઉઠે પણ નહિં. અન્તે જ્યારે તે ત્હેમના પગ પાસે, ઘણો આગ્રહ કર્યા છતાં ખુરશી ઉપર નહિં—પણ જમીન પરજ બેઠો, ત્યારે આંખોમાં ઘણે દિવસે મળ્યાથી હર્ષાશ્રુ ઉભરાતાં ત્હેણે હાથ જોડી પૂછયું: " કૃપાનાથ ! આપ અમદાવાદને પાવન કરો ને મ્હારી રંક ઝૂંપડીને આપનો ચરણસ્પર્શ ન થાય, એ વાતથી મ્હને બહુ ખેદ થાય છે ! આપના કાંઇ અપરાધમાં હું આવ્યો છું અથવા અહિંની પેઢીની શાખાથી આપનો કાંઇ દોષ થયો છે, કે આપ એ મકાનને પાવન નકરતાં આમ ત્રીજેજ મકામે ઉતરવા તસ્દી લીધી ?— એક ચીઠી મ્હારું સરદાર સાહેબને મકાને જરૂરનું કામ છે એમ જણા-

વતી મળી હતી, જેને લીધે હું આવ્યો; પણ આજ મ્હને આપના ભગવદી દર્શનનો લાભ મળશે, એવો તો ખ્યાલજ ન્હોતો !"

આત્મારામજી સ્હેજ હસ્યા અને ત્હેનું પ્રીતિપુર્વક સાન્ત્વન કીધું. પછી ત્હેમણે જાગીરદારને કહ્યું: "આપનાં પુત્રીને જો ફરીથી બોલાવવા કૃપા કરશો તો ઉપકાર થશે. મ્હારે અમુક હકીકત કહેવાની છે, તે હું ત્હેમની સમક્ષજ જણાવવા માગું છું." થોડી વારમાં મંજુલ આવી, ત્હેને ત્હેમણે પોતાની સાથે કોચ ઉપર બેસાડી. અને રતનરામ ઉઠીને ખુરશી ઉપર બેઠો. શેઠજીએ પોતાના ઉપર જે ઉપકાર રતનરામે કર્યો હતો અને ત્હેની પોતે ત્હેના મકાનમાં રહી પરીક્ષા કરી જોઇ હતી તે હકીકત કહી સંભળાવી. ત્હેમણે તે પછી જણાવ્યું: "મ્હારા જેવા તે સમયે અનાથ, માંદા, વૃદ્ધ પુરુષની સેવા અને સુશ્રૂષા કરનાર યુવાન તરફ સ્વાભાવિકરીતે મ્હારી પ્રીતિ વળી. ત્હેણે કરેલ ઉપકારના બદલામાં કાંઈક યથાશક્તિ શ્રેય ત્હેનું કરવું, એ ઇચ્છાથી હું ત્હેની સાથે આવ્યો. અનેક રીતે ત્હેનો અનુભવ લીધો અને અન્તે રૂ ૧૦૦૦૦ જેવી ત્હેને કુદરતી રીતે મ્હોટી લાગે એવી રકમ પણ બક્ષીસ કીધી !–જેનો કોઇ રીતે દુરુપયોગ થયો નથી એ જાણી હું આનન્દ પામું છું.

"બ્હેન મંજુલગૌરી ! ત્હમને અને ત્હમારા વિવાહિત પતિને હું દરમહિને રૂ. ૧૦૦૦ પેઢીમાંથી આપવા વ્યવસ્થા કરું છું અને તે ઉપરાંત એક લાખ રૂપિયા જે આજ ત્હેમને આપેલા મ્હેં ઝાહેર કીધા છે, તે પણ ત્હમારી બંનેની મિલ્કત થશે. પરન્તુ તમોને મ્હારાં વારસ તરીકે સ્વીકાર્યાં પછી પણ આ આવકમાં કાંઇ વધારો માગવાનો ત્હમને હક રહેશે નહિં–એટલું જણાવવાની મ્હારી ફરજ હું સમજું છું. મ્હારી ઇચ્છા હશે તો હું વધારે આપીશ, પણ ત્હમારું સ્વતંત્ર સ્વામિત્વ તો આગળ કહેલી મિલ્કત અને આવક ઉપરજ રહેશે. પણ તે કાંઈ ત્હમારા જેવ

સુશિક્ષિત અને સંસ્કારી દંપતીને માટે ઓછું નથી. પરન્તુ આ શરત તરફ હમારું ખાસ ધ્યાન ખેંચવાનું કારણ એટલુંજ છે કે, લક્ષ્મીનારાયણની પેઢીની માલીકી હેના હક્કદારની પૂર્ણ પરીક્ષા કર્યા પછીજ પ્રાપ્ત થાય છે. હમને બંનેને પણ સુનીતિની,—આત્મસંયમની,—સ્વાર્થત્યાગની કસોટીમાં થઇને પસાર થવું પડશે હું હમને બંનેને માટે આશા રાખું છું અને અન્તઃકરણપૂર્વક આશીષ આપું છું કે, પ્રભુ હમને સન્માર્ગ દર્શાવો અને તે પુણ્યપન્થે ચાલવાનું બળ આપો.

"બીજી એક વાત ઉપર હમારું ખાસ ધ્યાન ખેચું છું: અને તે એ છે કે,—આગળ જતાં આ પેઢીનો સઘળો પૈસો હમારો થશે, પણ તે ઉપર હમારો વહીવટદાર તરીકે જ હક રહેશે. એટલું ખૂબ યાદ રાખજો કે, જિંદગીની જરૂરિયાતોને લગતું સઘળું ખર્ચ કરવા માટે હમને હમારી આવક ખરચી નાંખવાની પૂર્ણ સત્તા છે; પરન્તુ જિંદગીના શણગારનાં સાધનોમાં તે આવકને પણ વેડફી નાંખવાનો હમને કાંઇ હક નથી. ઉપયોગ માટે માગશો તો આખી પેઢીની મિલ્કત હમારી દાસી છે, ઉપભોગ માટે માગશો તો તે હમને ઓળખતી પણ નથી. કારણ **સત્કર્મોને માટે આખું જગત્ હમારુંજ છે; વિલાસને માટે હમે પણ હમારાં નથી !"**

પોતાની જિંદગીના પાસા આમ સવળા પડવાથી સ્વાભાવિક રીતે પ્રસન્ન થયેલાં આ પતિપત્નીને તો કાંઈ બોલવાનું હતુંજ નહિં. લાખ રૂપિયાની રોકડ અને બાર હજારની વાર્ષિક આવક !—એના કરતાં વધારે શું જોઇએ? અને સદ્બુદ્ધિ તથા પ્રભુકૃપા હશે તો ભલેને હેમની અનેક કસોટીઓ કરવામાં આવે !

આખા કુટુમ્બમાં અને સર્વ સ્થળે આ વિવાહની વાતથી આશ્ચર્ય અને આનન્દ પ્રસરી રહ્યો. થોડા વખતમાં રતનરામ અને મંજુલાગૌરીનાં

લગ્ન પણ થયાં; અને આત્મારામજીએ તે નવીન દંપતીને બે ચાર રહેવાનાં જૂદી જૂદી જગોએ મકાનો, તે માટે જાત જાતના ફરનિચર (સામાન) અને અનેક સુન્દર, સુરમ્ય, આનન્દન વસ્તુઓ બક્ષીસ કીધી. શેઠ તો પાછા પોતાની જગત્ યાત્રાએ કોઇને કાંઇ કહ્યા શિવાય ઉપડી ગયા, પરન્તુ દત્તકપુત્ર અને પુત્રવધૂનું સુખ સૌભાગ્ય નિહાળી, ત્હેમના સુખસંતોષમાં આવતી ન્યૂનતાઓ દૂર કરવા તેઓ કદિ કાદ આવતા.

રતનરામ અને મંજુલગૌરીનું જીવન સૌખ્ય અગાધ હોય, તેમ તેઓ નિત્ય નિત્ય અવનવો આનન્દ અનુભવતાં. પતિપત્નીનાં સુખસ્વપ્નમાં પ્રત્યક્ષ થઇ ત્હેમનું જીવન કલ્લોલમય થઈ જતાં,—યૌવન ધન, રૂપ, માન, સત્તા, અને વૈભવનો અમલ ત્હેમનાં હૃદયોપર ધીમે ધીમે પોતાનો પટ બેસાડતો ગયો. આમ થતાં જિંદગીના ત્હેમની જરૂરિયાતો પણ ભરતીનાં પૂરની પેઠે વધતી ચાલી! પરન્તુ આત્મારામજીની પ્રીતિ ત્હેમના તરફ એટલી બધી ગાઢ થઇ હતી, કે તે બંનેના મ્હોંમાંથી પડતો અક્ષર તેઓ ઝીલતા અને ત્હેમને સંતુષ્ટ જોવામાંજ સુખ તથા આનન્દ માનતા.

આમને આમ જિંદગીના સ્વપ્ન વિલાસમાં કેટલોક સમય વહી ગયો.

## ૫. સરલાનું સ્વરાજ્ય.

લલિતા અને સરલા બગીમાં બેશી મંજુલગૌરીને બંગલેથી પાછાં ઘર તરફ ફર્યાં. કેટલોક વખત તો બંનેયે મૌન રાખ્યું. લલિતા પૂર્વની સ્મૃતિ જાગ્યેથી વિચારમાં હતી અને સરલા ગુસ્સામાં હતી. ત્હેના હૃદયમાં અદેખાઇનો ઝેરી કાંટો ભોકાયા પછી તે આજ સ્વસ્થ જ થઇ શકી ન્હોતી. થોડી થોડી વારે મંજુલે આપેલાં ફૂલનો ગુચ્છો તે સુંઘતી અને ત્હેમાંનાં પાંદડાં તોડયે જતી હતી. છેવટે ત્હેનાથી ન રહેવાયું. તે બોલીઃ

" લલી બ્હેન આવો નદી પાર એક બંગલો આપણે પણ લીધો હોય તો કેવું સારૂં ?–આપણું ઘરતો બહુ ન્હાનું ને સાંકડું છે ને કોઇ ત્યાં આવે ત્હોયે કેવું દેખાય ?–ત્હમે જોયુંને મંજુલગૌરીને પૈસાનો શો છાક છે ? જાણે એનાજ ધણી પાસે પૈસા હશે ! "

લલિતા વિચારમાંથી જાગ્રત થઇ. ત્હેણે કહ્યું: " ભાભી ! લક્ષ્મી-નારણની પેઢીને ત્હમે જેવી ત્હેવી જાણો છો ?–ને એની તો એજ ધણી છે ને ? ભાઇ ક્હેતા'તા કે સરકારમાંયે એના સસરાને રાજા રજવાડા કરતાં પણ વધારે માન છે. એતો છે વેરાગી જેવા, તે જો-ગીઓમાં રખડતા ફરે છે !–પણ, ભાભી, ખરૂં પૂછો તો મ્હને તો મંજુલ બિચારી ભલી લાગી. કાંઇ છાક નથી ને છબરકોયે નથી ! "

" હું ત્હમને કહું છું તે કીદ્હાડે ત્હમને ઠીક પડે છે જે ! " સરલાનો ધુંધવાતો ગુસ્સો બ્હાર નીકળ્યો. " આજ એ ' બિચારી ભલી ' થઈ છે ને હું બધું ખોટું ક્હેનારી !—જાઓને એનો પક્ષ તાણ્યા કરજો. મ્હેંયે ચ્હડીને બંગલાનું પૂછ્યું પણ જવાબે દો છો ?–જાઓ, ન દેશો; ત્હમે જાણો ને ત્હમારા ભાઇ જાણે. મ્હારે શું બા ! હું તે કાંઇ લેખામાં છું ?–જૂનાં ગયાં તે સારાં હતાં ને નવી આવી ત્હે-ણે જખ મારી, કે જે એ કરે તે બધું ખોટું !–અરે, બા ! ત્હમેને ફાવે તેમ કરજો ને ! હજી મ્હારું ઘર ઓછુંજ થયું છે, તે સારૂં ખોટું મ્હને દેખાશે ? હું મ્હારે લચકો ધાન ખાઉં છું ને કામ બતાવો છો તે કરું છું. ત્હમને હજાર વાર પરવડે તો કરજો ને ! "

" અરે, ભાભી, ભાભી ! આજ આ વળી શું થયું છે, ત્હમ-ને ? " લલિતા બોલી ઉઠી. " ત્હમને હું, ભઇસાબ, ખોટાં કિદ્હાડે કહું છું ને મ્હારે શું કામ ક્હેવું પડે ? મ્હને બોલવા તો દેતાં નથી ને પછી મ્હારો વાંક ક્હાડો છો ? હું કિદ્હાડે કાંઇ પણ ચીજમાં

ત્હમને હા ના કરું છું ? ત્હમે નકામાં શું કામ ખોટું લગાડીને આમ બોલો છો ?–બંગલો લેવાની મ્હારી ક્યાં ના છે ? ત્હમે ભાઇને ક્હેજો ને.”

“વાહ્ વાહ્ બહુ સારી જુકતી ! જાણે હું કાંઇ બે દ્હાડાની કીકલી ન હોઉં તેમ !–‘ ભાઇને પૂછી જો જો !’ ને ભાઇજ ત્હમારા પાછા મ્હારું માને એમ છે તો ! ‘ બારે વરસે બાવો બોલ્યો નબોલ્યો ત્યારે ક્હે જે ડટંતર આયગા !’–ભાઈ બ્હેનનું નામ દે ને બ્હેન ભાઇનું નામ દે. એ તો હું જાણું છું જ તો ! મ્હને તો ત્હમારા ઘરમાં પય-ણ્યાનો યે પસતાવો થાય છે !”

“ભાભી ! ત્હમે આવું બોલો છો તે ઠીક ન દેખાય.” લલિ-તાએ ત્હેને સાન્ત્વન આપતાં કહ્યું: “લ્યોને હું પણ કહેવા લા-ગીશ. પણ ત્હમે જાણોછોને જે ભાઇને માથે કેટલું બધું દેવું છે ? મ્હોટો પગાર થયો તે સારૂં થયું; પણ એ ટીંબો કોણ જાણે ક્યારેય વળી રહેશે ! જુવોને બગી રાખતાંયે કેટલા વિચાર કરતા'તા ? ”

“બેસો, બોલશો નહિ.” ભાભીએ નણંદને બોલતી અટકાવી જવાબ આપ્યો: “બગીનીયે ત્હમે કિદ્હાડે હા ક્હેતાં'તાં જે ? એ તો હું માથાવની થાઉં નહિ. ને બગી આવે નહિં. રડ્યું, કલેક્ટર સાહેબની મોટી જગા પરમાણે કાંઈ રાખવું તો પડેરતો. નહિં તો માન ક્યાંથી સચવાશે, એ ફિકર કાંઇ ત્હમને છે ?–ત્હમે ત્હમારી મેળે ઘરની જળો જથામાં જોશોજ નહિ કે બ્હાર આપણું કેવું ક્હેવાય છે ? મ્હારી બાયે ક્હેતી'તી જે, સારૂં મકાન તો જોઇએજ. ઘેર રાત દ્હાડો સરકારી અમલદારોને શપઇ શપરાં આવે જાય, તે આપણા ઘરની કિંમત ન થાય કે ?–હા. હું તો કહું છે જે, આપણાથી તો કોઇ ખોટું ક્હે છે તો નથી ખમાતું. માટે લલી બ્હેન ! ત્હમેય ક્હેવા લાગજો કે બંગલે તો લેવો

જ જોઇએ. હાલ વેચાતો નહિં તો ભાડે રાખે.–હું તો, ભઇ, ક્હેવાની ધણી? પછી ત્હમે જાણોને ત્હમારું કામ જાણે! બા, લોક ક્હેશે તો હું તો કહીશ જે હું શું કરું અમારાં લલીબ્હેનનો હજી હુકમ થયો નથી?"

"ભાભી! આમ આકળાં શું કામ થાઓ છો?" નવી ભાભીનાં પિયરિયાં પણ હવે પોતાના ઘરની બાબતમાં ડહાપણ કરવા લાગ્યાં છે, એવું ઉતાવળી અને આકળી પણ ભોળી ભાભીના શબ્દોમાંથી સમજાતાં, આગળની લલિતા હોત તો ક્યારનોય જંગ મચી રહેત! પણ તે ધીમે ધીમે મન અને જીભ વશ રાખવા લાગી હતી અને આજ તેથીજ ગુસ્સાનો ગોટ ગળી ગઇ. "હું ભાઇને ક્હેવાની ક્યાં ના કહું છું? ભાભી! લ્યોને આજ રાતે વાત. હું ક્હેવા લાગીશ પછી છે કાંઇ?" બગી ઘર આગળ આવી પ્હોંચતાં, તે બંને ઉતરી અંદર ગયાં.

રાતે જમીને અગાશીમાં ગાદી પાથરી મીણબત્તીનો સ્ટેન્ડ (દીવો) સળગાવી, સામે કાગળોનું દફતર મૂકી પ્રબોધચન્દ્ર પોતાની ઑફિસનું કામ કરતો હતો, પાસે કારકૂન બેઠો બેઠો, ત્હેના હુકમ મુજબ કાગળોના તુમાર ઉપર શેરા કર્યે જતો હતો. અન્તે ઘડિયાળમાં દસ વાગ્યા; એટલે ત્હેણે કારકૂનને ઘેર જવા રજા આપી અને અધૂરું કામ પૂરું કરવાના વિચારથી લખવાનું ત્હેણે શરૂ રાખ્યું. એટલામાં સરલા મ્હેડીમાંથી અગાશીમાં આવી, દફતરને આઘું ખશેડી વચમાં જગો કરી કરી પતિને અડીને બેઠી, અને ત્હેનો હાથ પકડી લખતો અટકાવ્યો. "કેટલા વાગ્યા છે, તે ખબર છે?" ત્હેણે હસતે મ્હોંયે પૂછ્યું.

"હા. હમણાં દસ વાગ્યા; પણ આટલું જરા જરૂરી કામ છે તે પૂરું કરીને હું આવું છું. ત્હમે હમણાં જાઓ. ઉંઘ આવે તો સૂઇ

જજો." પ્રબોધચન્દ્રે સ્મિત હાસ્ય કરીને લખવાનું ફરીથી શરૂ કર જવાબ દીધો.

"'સૂઇ જજોઃ' બોલ્યા!–એમ આખો દહાડો કામ કરી કરીને માંદા પાડવાનું નથી, સમજ્યાને." સરલાએ પ્રબોધનો હાથ પકડી કલમ ત્હેમાંથી ખેંચી લેતાં કહ્યું: "એતો જાણીએ છીએસ્તો, કે મ્હારું તો મ્હોંજ ત્હમને ગમતું નથી! આખો દહાડો કામ ને રાતે પણ કામ! કોઇ વખત નવરાશ તો મળેજ નહિં. અરે, મ્હારી સાથે વાત ન કરશો, પણ જરા આરામ તો લ્યો. આવ્યા ત્યારે તો ક્હેતા'તા કે માથું દુખે છે.–માટે હવે અત્યારે તો કાંઇ કામ કરવાનું નથી, નથી ને નથી જ!–જાઓ ત્હમારાથી થાય તે કરી લેજો," કહી ત્હેણે કાગળો ને દફતર બધું વેરણખેરણ કરી નાખ્યું. પ્રબોધચન્દ્રે ઉઠીને તે બધું વ્યવસ્થિત કરી મૂકી દીધું અને પાછો ગાદી ઉપર આવી પડ્યો.

પ્રબોધનો બાંધો મધ્યમ, શરીર ગૌરી વર્ણનું, કપાળ તેજસ્વી અને આંખો પ્રભાવશાળી હતી. ત્હેનું મ્હોં હાલ જરા સૂકાયલું લાગતું; અને જે કામ કરતો ત્હેમાં તે પૂર્ણ ચિત્તવૃત્તિ નાંખતો હોવાથી, પોતાના અધિકારને લગતા કામના બોજાની નવી જવાબદારીઓની ચિન્તાથી ત્હેનું શરીર બહુ વળ્યું જણાતું નહિ. પણ ત્હેના છેલ્લા મંદવાડની અસરમાંથી તે સારી રીતે સાજો થયો હતો. ત્હેનું સંસ્કારી હૃદય, પ્રતિભાવાન બુદ્ધિ, ઉન્નત વિચાર અને અનુકરણીય ચારિત્ર સર્વત્ર સન્માન પામતાં હતાં. કોઇને પણ કડવો અક્ષર ક્હેતાં ત્હેનો જીવ દૂભાતો. તેથી પત્નીની હઠને માન આપી ત્હેણે પોતાનું કામ અધૂરૂં મૂક્યું.

"ક્હો, હવે મ્હને સારૂં લાગ્યું કે ત્હમને?—ગાદી ઉપરતો હું સૂતી હોઇશ? સાળું, આખો દ્હાડો એનું એ? હાફીસનું દયણું તો છે સ્તો; અમે ન હઇએ ત્યારે કર્યા કરજોને. આતો હું હોઉં તેયે

સરખી ને ના હોઉં તેયે સરખી !" સરલાએ પોતે કરેલી પતિના કામમાં ખલેલનું વાજબીપણું સાબીત કરવાનું શરૂ રાખ્યું.

"કેમ હવે બીજી કાંઇ વાતજ નથી?–ત્હમે ના કહી તો કામ મૂકી દીધું તે જોયું ને?–ક્હો આજ ત્હમે ને લલી કંઇ જવાનાં હતાં, ને મ્હને કલબમાં મૂકી બગી મંગાવી'તી–પછી ગયાં'તાં કે નહિં?" પતિ એનો છેડો લાવવા વાત બદલી.

"ઓહોહો! ભાઈની ભલારો કામ મૂકી દીધું હશે!–એ તો હું ભૂંડી થાઉં નહિંને ત્હમે મૂકો નહિ. એમ મ્હારું કહ્યું માનો એવા પાછા શાણા છો તો!"

"સારૂં, ચાલો એ ત્હમારું પરાક્રમ! પછી કાંઇ?–પણ ક્હોતો ખરાં, પછી કાંઈ ગયાં'તાં કે નહિં?"

"હા. આજ તો હું ને લલીબ્હેન લક્ષ્મીનારણ શેઠને બંગલે ગયાં'તાં," સરલાએ કહ્યું, "લલીબ્હેન નિત ક્હે ક્હે કરતાં'તાં, ત્યારે મેં'કુ ચાલો. મંજુલ ગૌરીનો બંગલો તો બહુ સારો છે હોં, ને કાંઇ—બેશુમાર રમકડાં, ને વાજાં ને પંખા ને પેટીઓ ને દીવાલગીરીઓને ઝુમ્મરનો પારજ નહિં!"

"એને ત્યાં શું કામ ન હોય? એની પાસે કરોડો રૂપિયા છે. એ તો શેઠ એવા જરા તંગ હાથના છે. નહિં તો સોના રૂપાના હિંદોળા ન બંધાવે?–ને મંજુલગૌરી પણ બહુ શાણી ને ડાહી છે. એનો વર રતનરામ વળી એનાથી યે વધારે સાદો છે,"

"એને સાદી તો ત્હમે, કહો. ત્હમને તો પારકી બાયડીઓ બધી ડાહી ને સારી લાગે છે! અમે ઘરનાં એક ખોટાં!"

"અરે, પણ ત્હમને વળી ખોટાં કોણ ક્હે તે? આમ આડું આડું બોલવાથી શું ફળ છે?–બહુ બોલશો તો પાછાં ત્હમે રોશો." પ્રબોધે કહ્યું.

" એ તો હું જાણુતી'તીજ કે, લક્ષ્મીબ્હેને ત્હમને બધું કહી રાખ્યું હશે ને ભાઇ બ્હેનને ક્યારનીએ સંતલશ થઇ ગઇ હશે ! ત્હમે જ્યારથી મ્હને સૂઇ જવા કહ્યું ત્યારથીજ હું તો ચેતી ગઇ'તી. પણ એમ એમનું ધાર્યું કરવાનું નથી. આપણે બંગલો તો જોઇએજ. જાણો છો, લોકો કેવી વાતો કરે છે તે ?—ત્હમારા જેવા હોદ્દાવાળાથી આવા ઘરમાં તે રહેવાય ? મ્હારી બાને કેટલું ખોટું લાગે છે ? એ તો બધાં કહે છે જે ત્હમારું કાંઇ ઘરમાં ચાલતું જ નથી ને બાપા તો પાકા મારવાડી છે, તે પઇ બચાવવા સારૂ મકે જવું પડે તો જાય ! બધાં મ્હને કહે છે, પણ હું બીચારી તે ત્હમારા ઘરમાં કોણ ? પૂછો ત્હમારી માને ને બ્હેનોને; પણ હું તે કાંઇ હીસાબમાં છું ? ને મ્હારી બાએ તો રાંડે દીકરી આપી તે ગુનેગારી કરી, કે એ દિશામાં ત્હમે કોઇ દ્હાડો જુવોયે છો ?— ત્હમે ત્હમારે : રસિકભાઇને ત્યાં પેશ-નીકળ કરજોને એટલે થયું !

" પણ આટલું બધું વધારે પડતું બોલવાનું કાંઇ કારણ ?—કોનો અને કીયો બંગલો ! લક્ષ્મીએ તો મ્હને કાંઇએ વાત કરી નથી." પ્રબોધચન્દ્ર બોલી ઉઠ્યો.

" હા. હા. બિલકૂલ નાસુકરજ જાઓને એટલે પીડા પતી ! પણ એમતો હુંયે ત્હમારાં બધાં ચરિતર જાણું છું. કહો ત્યારે રસિકભાઇના ઘરથી મ્હારી બાનું ઘર વેગળું છે ? પણ ત્યાં કદિ ફરકોય છો ? "

" ત્હમે આવી વાતજ આજ લઇને બેઠાં છો, એનું કારણ કહેશો ? " પ્રબોધચંદ્રે પૂછ્યું : " ત્હમને બીજું કાંઇ બોલવાનું સૂઝતું નહોય તો, મહેરબાની કરીને મ્હને સુવા દો. મ્હારું તો માથું દુખે છે, તે ત્હમે ક્યાં નથી જાણુતાં ? "

' હું જાણુંજ છું—ને હું ક્યારની જાણતી'તી જે હમણાં માથું દુખશે ! એમ બાયડીની સાથે બોલતાં માથાં દુખતાં'તાં, ત્યારે પયણ્યા શા સારૂ ? કાંઇ મ્હારી **બા** ખોળા તો પાથરવા ન્હોતી આવીને ! ત્હમારાં ' **ગયાં** એ ' બહુ સારાં હતાં, પણ હું શું કરૂં, કાંઇ મ્હેં તો એમને મારી નથી નાંખ્યાંને ? તે આટલું બધું મ્હારા ઉપર કરો છો તે ?" **સરલા**એ હવે રોવાનું શરૂ કરી દીધું: " મ્હારી **બા** તો હવે ધણીયે પસ્તાય છે જે મ્હેં ક્યાં આ ઘર જોયું ?–ભણેલો ગણેલો ને કમાતો, ત્હોયે **બીજવર**ને ! તે આ મ્હારી સાત મોંઘી ને લાડવાઇ છોડીને કાંઈ થશે તો હું કરીશ શું ? ને ત્હમને 'પગલું'* કરાવી આપવાને કિદ્દહાડાની મ્હારી **બા** ક્હેવરાવ–ક્હેવરાવ કરે છે, પણ ત્હમારી ઉંઘ જ ક્યાં ઉડે છે ? એ તો ત્હમારા ઘરનાં ક્હે તે સુનાતું, ને મ્હારી **બા**એ તો દીકરી આપી ત્હેમાં કોણ જાણે ત્હમારું શુંયે બગાડયું છે જે ! "

" અરે, અરે ! આ ત્હમે શું ક્હો છો ને કોને ક્હો છો, ત્હેનું તો જરા ભાન રાખો ? " **પ્રબોધચન્દ્ર**નો ગુસ્સો વધવા લાગ્યો: " ત્હમે બહુ બોલો છો –ચૂપ રહો ! " ત્હેણે જરા સખ્ત નજર કરીને કહ્યું.

પણ **સરલા**એ તો ક્યારનું રોવાનું શરૂ કરી દીધું હતું, ત્હેણે આ સાંભળીને વધારે વધારે રોવા માંડયું, ખૂબ ડુસકાં ભરે ને અંદર મ્હેડીમાં જઇ માથું પછાડવા મંડી. **પ્રબોધ**ને પણ ત્હેના આવા વર્તન ઉપર કાળ તો ચ્હડયો પણ તે કાંઇજ બોલ્યો નહિં અને તદ્દન મૌન રાખી ગાદી ઉપર પડી રહ્યો. ત્હેને પોતાની સ્વર્ગસ્થ પત્ની આ વખતે બહુજ સાંભરી આવી અને આંખોમાંથી પુષ્કળ આંસુની ધારાની ધારા પણ વહી ગઇ. પણ બની ગઇ ત્હેનો હવે ઉપાય ન્હોતો; અને ' અભાવતું ભાવતું ' કરવાનું રહ્યું હતું !...ત્હેને પાછું એમ

પણ યાદ આવ્યું કે ત્હેની નવીન પત્નીના સંસ્કાર ઉતરતી પંક્તિના હતા અને પોતાને ત્હેને સુધારવાનો વખત મળ્યો ન્હોતો. તે હલકડ હતી, છોકરમત હતી, બાલક હતી, આગળ જતાં સુધર્યા વિના નહિં રહે; કારણ કે કેળવણીનાં શુભ બીજ તો ત્હેનામાં હતાં. અને ત્હેના ઉપાય તરીકે જેમ બને તેમ એને એના પિયરનો સંબન્ધ ઓછો કરાવવો, એ બની શકે તેમ હતું; ને તેમ કરવું તથા ત્હેનામાં સુધારાના સંસ્કાર દાખલ કરવા તરફ પોતેજ ધ્યાન આપવું, એ જરૂરનું હતું. માથે દેવું ઘણું હતું, તથાપિ પત્નીનું એ ક્હેવું ખોટું ન્હોતું કે, પોતાના દરજ્જા અને આબરૂને યોગ્ય કોઈ મકાન જોઇએ. અને પત્ની ત્હેનાં પિયરિયાંના કુસંગથી દૂર થાય માટે દૂર આવેલો કોઇ બંગલોજ ભાડે લેવો એ ઉત્તમ વાત હતી, એમ ત્હેને પણ લાગ્યું.

તે ઉઠયો અને સરલાની પાસે ગયો. ત્હેનું પ્રીતિથી અનેક રીતે સાન્ત્વન કરીને રોતી અટકાવી, સ્વસ્થ કરી. સરલા પણ બેઠી થઈ.

" પણ અમને એમ સમજાવી દેવાનાં નથી તો, " ત્હેણે અશ્રુ ભરી આંખોએ, સ્મિત કરતાં કહ્યું. " ગમે તેમ થાય પણ બંગલો તો લેવાનોજ છે; ત્હમને વેચાતો લેવાની હાલ સવડ ન હોય, તો કોઇ સારો જોઇને ભાડે લ્યો—મ્હારી ક્યાં ના છે ?—એમાં તો બહુ ખરચ થઇ જવાનું નથી ને ? " તે હસી પડી.

તાજાં આંસુ લ્હોવાયલી સરલાની લાલ આંખો, અને અશ્રુના ડાઘથી અંકિત થયેલું ગૌરવદન, અત્યારે એવાં સુન્દર, મનોહર લાગતાં હતાં; અને ત્હેમાં રમતા સ્મિતહાસ્યના તરંગો એવા અવનવા સુરમ્ય વિકાર લાવતા

---

* 'શોક્યપગલું'.—એક જાતનું માદળિયું. વ્હેમી લોકો માને છે કે સ્વર્ગસ્થ પત્ની ભૂત થઇને પોતાની જગોએ પરણનાર સ્ત્રીને હેરાન કરે છે; અને તેમ થતું અટકાવવા, માટે આવું 'પગલું' ત્હેવી બાલિકાને પ્હેરાવે છે.

હતા,–કે મોજાં ઉછાળતા સૌન્દર્યસાગરમાં મોહિનીસ્વરૂપ વિવિધરંગી ચન્દ્રકલા, અને પ્રકાશની ઉજ્વલ ઉર્મિઓથી ઉભરાતું તારા યુગલ જાણે પ્રતિબિંબ પામ્યાં હોયની એમ પ્રબોધચન્દ્રને અત્યારે જણાવવા લાગ્યું. રૂપ અને યૌવને ત્હેના મહાત્મ જીવનમાં તપશ્ચર્યા કરતા હૃદયને પણ આ પ્રસંગે વિવશ બનાવી દીધું. ત્હેણે સરલાને છાતી સરસી દાબી ત્હેના ધવલ લલાટ ઉપર, ત્હેના પદ્મ સમાન લલિત વદન ઉપર મધુરાં ચુંબન લીધાં.

પ્રબોધચન્દ્રને પોતાની આ નવવધૂની સાથે હાલ સુધીમાં આવા પ્રકારનો આટલો બધો કલેશ કદિ થયો ન્હોતો. સરલા બોલવામાં છૂટી અને સ્વતંત્ર મિજાજવાળી હતી, તેથી કવચિત્ પતિની સાથે તપીને, ચ્હીડાઇને કાંઈ બોલતી જતી તો પણ તે શાન્ત રહીને પત્નીને ઠેકાણે લાવી દેતો. આજની બીના જૂદી હતી !—ગમે તે કારણથી પણ પ્રબોધે પરાજય કબૂલ કીધો અને અત્યારે પત્નીની અભિનવ રમણીયતા આગળ તેની વિવેકબુદ્ધિય ક્ષણભર શિથિલ બની ગઇ, એમ ભાસતું હતું.

સરલાનું અન્તઃકરણ તૃપ્ત થયું. ત્હેના જીવનનું સૌભાગ્યસુખ જે ત્હેના માનવા મુજબ પતિ પાસે પોતાની સર્વ વિલાસવૃત્તિઓ તૃપ્ત કરાવવી, પોતાનુંજ કહ્યું ઘરમાં થાય છે એમ લોકોમાં સ્વીકારાવવું, અને પોતેજ ધારેલી વસ્તુ કરવી,–એમાં પરિસમાપ્ત થતું હતું; એ સર્વ બનવાને માટે પતિના હૃદય ઉપર વિજયની જરૂર હતી, તે બની ગયું. ત્હેના રૂપ લાવણ્યથી મુગ્ધ બનેલા પતિએ ત્હેને પ્રસન્ન કરવાને બંગલો ભાડે રાખવાનો તો પ્રથમથી વિચાર કરી રાખ્યોજ હતો; પરન્તુ ત્હેમાં થોડા દિવસમાં એક મેલાવડો ( પાર્ટી ) કરી સગાં વ્હાલાં તથા મિત્ર મંડળને બોલાવી પોતાનો અધિકાર અને દમામ ત્હેમને જણાવવો, અને ત્હેને ખાતર કાંઇ જરૂરનો સરસામાન તથા લૂગડાં ઘરેણાં વગેરે આવશ્યક વસ્તુઓ લેવા ખર્ચ કરવું, એમ પણ કબૂલ કર્યું.

# પ્રકરણ ૨ જું.

## દેશોદયની હીલચાલ.

### ૧. જગત્દાસનું આત્મ નિવેદન.

"હે પિતા ! કર્મક્ષેત્રથી પાછો ફરતાં મ્હને અટકાવ.

મ્હારા નિર્બળ હાથ, શિથિલ પગ, થાકેલું શરીર, ત્રાસેલું મન,–તું જુવે છે; મ્હને ભીતિ છે કે જિંદગીનાં મહાન દર્દ દુઃખ આગળ હું હારી જઇશ.

ક્ષિતિજ પાર જતું વેરાન રણ મ્હારે હજી ઓળંગવાનું બાકી છે; સન્માર્ગ નથી જાણતો, સત્સંગ પણ નથીઃ પળે પળે નાહિંમત થતું મ્હારૂં હૃદય ત્યાં શી સહાય કરવાનું ?

ભૂખ, તરશ, ચિન્તા, વ્યાધિનાં અન્ધારાં ચોતરફ ઝઝૂમે છે; મદ, મોહ, ક્રોધ, લોભ, ઈર્ષ્યા, અસૂયાની પાપમૂર્તિઓએ મ્હને ઘેરી લીધો છે.

દૂર–દૂર, વાદળનાં ઉંડાણમાં આછી ઝાંખી કરાવતું ત્હારા મન્દિર જેવું કાંઇક ભાસે છેઃ પ્રભો !—મ્હારા આત્માથી નથી તે ઓળખાતું, નથી સમજાતું.

જીવનનો સંચાર જિગરનાં આંસુથી ભીંજાયલો છે; અંતર્નો વિકાસ વ્હાલાંના વિયોગથી, અભિલાષાઓના વિનાશથી કુંઠિત થયો છેઃ પ્રભો !

કર્ત્તવ્યશસ્ત્રો હાથમાંથી પડી જાય છે, મલીન વાસનાઓથી મન કલુષિત થાય છે, અધોમાર્ગે જિંદગી પડતી જાય છે !

હે પિતા ! મન્દ પડેલા આ ચેતન ઉપર ત્હારો અમૃત ઝરતો કોમલ કર ફેરવ; શ્રદ્ધા, બુદ્ધિ, જ્ઞાન, ધૈર્ય વિનાના આ અસહાય આત્મા ઉપર ત્હારી કરુણાદૃષ્ટિનું મીઠડું સિંચન કર.

ત્હને, ત્હારાં દેવાલયને, ત્હારાં પ્રિયજનને ઓળખાવઃ પ્રભો ! ત્હારા આ દીન, અન્ધ, અબલ બાલકને સહનશીલતા, પ્રકાશ, ભક્તિ આપ; જીવનનો સત્ય માર્ગ બતાવ.

કર્મક્ષેત્રથી–ધર્મપન્થથી પાછો ફરતાં મ્હને અટકાવ : હે પિતા " ! *

—જગતદાસની નિત્ય પ્રાર્થના.

---

* સુન્દરીસુબોધ, નવેમ્બર ૧૯૧૧.

જગતદાસ હિન્દ મૈયાનો એક ઉત્તમ પુત્ર અને અનન્ય ભક્ત હતો. પૈસાદાર કુટુમ્બમાં હ્‌હેનો જન્મ થયો હતો; પણ ન્હાનપણથી જ મહાન સાધુ ટોલ્સ્ટોય અને એના વિચાર તરફ એનું વલણ ઘણુંજ ગયેલું હોવાથી, તથા જિંદગીના કંઇક કટુ અનુભવોને પરિણામે,– માતાપિતાને પોતે લગ્ન કરવા માગતો નથી, એમ ઘણા પ્રયાસે નિશ્ચયપૂર્વક સમજાવી, બી. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી, અવિભક્ત કૌટુમ્બિક મિલ્કતમાંથી પણ હ્‌હેણે પોતાનો ભાગ ત્યજી દઇ, તે કોઇ સદ્‌ગુરુની શોધમાં કાશી તરફ નીકળી ગયો હતો. પ્રથમ તો હ્‌હેની ઇચ્છા સન્યસ્ત લેવાની હતી, પણ બંગાલી મહાત્મા કેશવચન્દ્રસેનનો હું શિષ્ય છું એમ કહીને ભાગું તૂટું ઇંગ્રેજી તથા સંસ્કૃત લખી વાંચી જાણનાર, એક ગંજેરી બાવાજીએ હ્‌હેની અજ્ઞાનતાનો લાભ લઇ હ્‌હેને પોતાનો ચેલો મુંડી દીધો હતો ! તેથી જો કે પાછળથી ગુરુજીના અનેક દુર્ગુણ હ્‌હેના લક્ષપર આવ્યાથી હ્‌હેમનાથી તે જૂદો પડયો હતો, તો પણ હવે ફરીથી કોઇ પણ માણસને તે પોતાનો ગુરુ બનાવવા ખુશી ન્હોતો. પણ આ બાવાજીના આશ્રમમાંયે હ્‌હેને એક લાભ થયો હતો. વિવિધ વૃત્તિ વિચારવાળાં મનુષ્યોના પ્રસંગમાં તે આવ્યો હતો અને દરેક સંસ્થાના સારા અને ખરાબ ગુણ દ્રષ્ટાની નજરથી તે નિહાળી શકયો હતો. પરિણામ એ આવ્યું કે, કેટલાક સાધુજન હ્‌હેના પ્રીતિ પરિચયમાં આવ્યા ખરા, પણ એને માલમ પડયું કે ગરીબ ભારતનાં પોષણ સાધન જળોની પેઠે ચુશી લેનાર પાંચ કરોડ બાવા વેરાગીઓનો મ્હોટો ભાગ દેશમૈયાને તદ્દન બોજારૂપજ હતો. તેઓ બિલકૂલ નકામા હતા એટલુંજ નહિં પણ અનેક માર્ગે હ્‌હેમની જીંદગી હિન્દી પ્રજાને નુકશાનકારક હતી ! આથી હ્‌હેણે બે સંકલ્પ કીધાઃ

એક તો એ હતો કે એ પ્રકારે નિરુદ્યમી, અજ્ઞાન, મૂર્ખતા ભરેલું જીવન જે બહુધા તે પન્થમાં માણસોને ગાળવું પડે છે, તે સ્વીકારવું નહિં; અને બીજું પોતે હમ્મેશાં સ્વાશ્રય–જાત મહેનત ઉપરજ આધાર રાખવો. ધીમે ધીમે સાધુચરિત વિવેકાનન્દ અને રામતીર્થ વગેરેનાં આ વિષયને લગતાં લખાણો અને હેમના શિષ્યમંડળના સત્સમાગમમાં તે આવતો ગયો, તેમ તેમ સાધુજીવન તરફનો હેનો તિરસ્કાર ઓછો થતો ગયો, તોપણ હેણે પોતાના દૃઢ સંકલ્પનો ત્યાગ કીધો નહિં. આજીવિકાના સાધન તરીકે તે જૂદી જૂદી ભાષાઓમાં પુસ્તકો લખતો અને સામાયિક પત્રોમાં લેખ મોકલતો; આથી હેના ખર્ચના પ્રમાણમાં આવક સારી થતી, જેમાંનાં બચેલાં નાણાં તે કોઇ શુભ કામમાં વાપરતો. અનેક અનુભવ મળ્યા છતાં, અને ઘણે પ્રસંગે પૈસાની ઘણીજ ભીડમાં તે હોવા છતાં, હેની મનોવૃત્તિઓ હમ્મેશાં સાત્વિક, ઉચ્ચમાર્ગગામિ, અને સ્વદેશપ્રીતિવાળી રહી હતી; અને લક્ષ્મીનો પૂર્ણ અનાદર અન્તઃકરણપૂર્વક તે કરી શકતો હતો.

અનેક ધર્માશ્રમોમાં રખડ્યા પછી, મહાત્મા શ્રી શાન્તિદાસજીના પુણ્ય સ્થાનમાં હેને આનન્દ, ઉત્સાહ અને શાન્તિ પ્રાપ્ત થયાં. યોગિની મહાદેવીના સત્સંગનું વિરલ ફળ હેને જેમ જેમ મળ્યું, તેમ તેમ હેના હૃદયમાં ઉતરવા લાગ્યું કે, 'હું પણ બીજા બાવાઓના જેવોજ ભારતી મૈયાને નિરુપયોગી અને અસંતોષ આપનાર પુત્ર છું! '–અનેક મનુષ્યો દુઃખદર્દથી પીલાય છે, કંઇક મનુષ્યો દુર્વિકાર, દુરાચાર અને દુર્ગુણના દુષ્ટ પંજામાં સપડાય છે, હેમને માટે આપણે માત્ર લખી, બોલીનેજ બેશી રહેવાનું કે?' મહાદેવીનો આ પ્રશ્ન હેને ઉત્તર દઇ શકાય એવો નહિં ભાસ્યાથી, લોકહિતનું કામ કરવાને તે તત્પર થયો; અને પોતાને ધર્મપન્થમાં વાસ્તવિક રીતે

પ્રેરનાર એ ભગવતીને જનનિસ્વરૂપ માની, **મૈયામન્દિર** નામની સંસ્થા ત્હેણે ઉભી કરી, યોગિનીના આધિપત્ય નીચે ત્હેને મૂકી. માતૃભૂમિને પૂજનાર અનેક બ્હેનો અને ભાઈઓ જેમણે જગતદાસ અથવા મહાદેવીની સાધુતાનો પ્રસાદ ચાખ્યો હતો, તે આ મંડળમાં-ત્હેના નિયમો કઠિન હોવા છતાં-ભળવા ઇચ્છા કરવા લાગ્યાં અને ધીમે ધીમે ત્હેની અસર હિન્દુસ્થાનના ઘણા ભાગોમાં પ્રસરી.

કેટલાક અનાડી માણસોની ચુગલીથી થોડો વખત તો આ મન્દિરનું કામ ઇંગ્રેજ સરકારને પણ વ્હેમ પડતું જણાયું; પણ જ્યારે મહાત્મા શાન્તિદાસજી, મહાત્મા આત્મારામજી, અને બીજા એવા સુયોગ્ય, પ્રતિષ્ઠિત સજ્જનોએ ત્હેના આશ્રયદાતા બની ત્હેનું હિત ચ્હાયું, અને સરકારી મ્હોટા અમલદારોને ત્હેની સદ્‌ભાવના તથા હેતુની નિર્દોષતા વિશે ખાત્રી કરી આપી, એટલે ત્હેની સેવાશક્તિમાં મુશ્કેલીઓ ઉત્પન્ન કરી શકે એવું એ વ્હેમનું વાદળું તો ચ્હડવા માંડ્યું હતું, ત્હેવામાં જ સહસા ઉતરી ગયું; અને કર્નલ મૉન્ટીથ તથા ત્હેમનાં સદ્‌ગુણી પત્ની જેવાં વિદેશીય મનુષ્યોની પ્રીતિ ત્હેના વ્યવસ્થાપકો પ્રાપ્ત કરી શકયાથી મૈયામન્દિરના કાર્યક્રમને ઉલટી અસાધારણ સહાનુભૂતિ પ્રાપ્ત થઇ. સમસ્ત ગુજરાત અને કાઠિયાવાડની લોકોદ્ધારક સંસ્થાઓના હિતાર્થે જીવન સમર્પણ કરનાર શ્રીમતી નિર્મળબાલા ઠાકુરે આ યોજનાને અન્તઃકરણપૂર્વક વધાવી લીધી હતી એટલુંજ નહિં પણ ત્હેનું સ્નેહી મંડળ તથા યોગિનીનો શિષ્યવર્ગ ત્હેમાં પૂર્ણ પ્રીતિથી ભળ્યાં હતાં. એટલે સાધારણ રીતે દેશોદયની હીલચાલોમાં મોડા જાગતા અને પછી પણ પાછળ પડી જતા આપણા અર્થવાદી પ્રાન્તે આ પ્રવૃત્તિ પૂરતો તો પોતાને શિરથી તે આરોપ ઓછો કીધો હતો !

નિર્મળબાલાના બંગલામાં જગતદાસ અને બાલા બેઠાં બેઠાં વાતચીત અને વિચાર કરતાં હતાં. " નવીન બાબુ આજ તો આવવા જ જોઇએ, " જગતદાસે કહ્યું. " મુંબાઈમાં ફક્ત એક બે દિવસ જ રોકાણુ થશે, એમ મ્હને કહેતા હતા. "

" પરન્તુ તેઓ જે કામ માટે ગયા છે, તે કદાપિ પૂરૂં ન થયું હોય, તો પાછા ઝટ ન આવી શકે. પિતાજી પણુ સાથે જ છે. ત્હમે ત્હેમને મળ્યા હશો. " બાલાએ જવાબ દીધો.

" ના. બ્હેન ! હું એમને મકાને ગયો ત્યારે તેઓ કોઇ બેન્કના મેનેજરની સાથે હીસાબની કાંઇ ભાંજગડમાં હતા; તેથી મ્હેં ત્હેમની કાંઇ જરૂરથી વાતચિતમાં વિક્ષેપ પાડવો એ દુરસ્ત નહિં ધાર્યું. "

તેઓ બંને જણુ થોડીવાર શાન્ત રહ્યાં, જગતદાસે ફરીથી વાત ઉપાડી.

" શ્રીમતી ! ત્હમે આજ કાંઇ અસાધારણુ અસ્વસ્થતામાં છો. મ્હને એમ લાગે છે, પછી મ્હારી ભૂલ થતી હોય તો માફ કરશો; પણ ત્હમારું ચિત્ત આજ ચિન્તાગ્રસ્ત લાગે છે. હું કાંઇ રીતે ઉપયોગી થઈ પડું તેમ હોય તો મ્હને ત્હમારો ભાઇ ગણીને બેલાશક ક્હેશો. અને કામ હોય તો ફરમાવશો.

"ના. ના. ભાઇ ! કાંઇ ખાસ કારણુની તો બેચેની નથી; પણુ બેચેની તો છે, એમ મ્હને પણુ લાગે છે ! અને પાંચ સાત દિવસ થયાં મ્હારો જીવ બળ્યાં કરે છે. ત્હમે તો મ્હારા ભાઈ જેવાજ છો; ત્હમને ક્હેવા ને મ્હને કાંઈ સંકોચ થતો નથી. જુવોને પિતાજીના બધા રૂપિયા એક સન્મિત્રની બેન્કમાં મૂકેલા છે. ત્હમે ત્હેમને ઓળખો છો. એ સદ્‌ગૃહસ્થ કાંઇ સાધારણુ વ્યાપારી જેવા નથી; તેમ અમને બહુ વ્યાજ

પણ નહિં મળતું, છતાં, એમના પોતાનાજ માન ખાતર એ બેન્કમાં જમે રાખેલા છે. પણ આ બેન્કનો મેનેજર વગેરે માણસો સારા નહિં હોવાથી એ ભલા માણસને ત્હેમણે અનેક ઉપાધિઓમાં ગૂંચવ્યા છે. અને ધાસ્તી છે કે બેન્ક પણ બેસશે! આમ થાય તો અમારા બધા પૈસા પણ ત્હેમાંજ રહે એવી ભીતિ હોવાથી, પિતાજી તે વિશે તપાસ અને વ્યવસ્થા કરવાને ગયા છે અને નવીન બાબુને તો મ્હેં પાછળથી મોકલ્યા છે. જે કામ બાબત ગયા છે ત્હેના કાંઇ ખબર નહિં આવવાથી, અને એમને ગયા પછી વખત પણ થયો તેથી—અથવા કોણ જાણે કેમ, આજ મ્હારું ચિત્ત કાંઇ બહુ ઉદ્વેગમાં આવી ગયું છે. "

"ઓહોહો! બસ પૈસા બાબતનીજ ફિકર?" જગતદાસ બોલી ઉઠ્યો: "બસ પૈસાનીજ મુસ્કેલી?—મ્હને તો ફિકર થતી હતી કે ત્હમારે શરીરે ઠીક નહિં હોય, ત્હમારી તબિયત બગડી હશે!—પૈસાની બાબતમાં જરાપણ ચિન્તા ન કરો. **સૈયાસન્દિર**નાં વ્યવસ્થાપક અને **સ્વદેશવ્રત** લેનાર ત્હમને પણ હું આવી ફિકરમાં જોઉં છું; તો બીજાંનું શું કહેવું?—પણ બ્હેન! જગતદાસ ત્હમારી હાંસી કરી શકે તેમ નથી, જગતદાસને પોતાને કડવામાં કડવો અનુભવ પૈસાનો છે! પરન્તુ તેજ અનુભવ ત્હેનો ગુરુ પણ બન્યો છે.

"સાંભળો, બ્હેન! હું હમ્મેશાં સાત્વિક પ્રકૃતિનો, સદ્વૃત્તિવાળો માણસ ન્હોતો. મ્હારી માના પિતાજીની મ્હારા ઉપર અનહદ પ્રીતિ હતી; હું બહુધા ત્હેમનીજ પાસે ઉછર્યો છું. એ મ્હારા **માતામહ** પાસે ઘણી લક્ષ્મી હતી; ત્હેમનો સ્વભાવ કંજુસ અને રાજ્ય દરબારી નોકરીમાં અન્યાયને, અનીતિને માર્ગે ઘણું દ્રવ્ય ત્હેમણે સંપાદન કર્યું હતું, તેથી ત્હેમની પાસે બે પૈસા સારા એકઠા થયા હતા. ત્હેમની રોકડ મિલ્કત તો થોડી જાણીતી હતી, પણ મુલ્યવાન

ઘરેણાં જે ત્હેનો મ્હોટો ભાગ હતો તે વિશે કોઇ જાણીતું ન્હોતું. આ સઘળું દ્રવ્ય ત્હેમણે મ્હારા તરફની ત્હેમની સદ્ભાવનાને લઇને મ્હને ગુપ્ત રીતે આપ્યું. પ્રસિદ્ધ મિલ્કત મ્હારા મામાઓમાં વ્હેંચાઇ ગઇ. પણ લક્ષ્મી ચંચળ છે, ત્હેનાથી સ્થિર નથી રહેવાતું, ગુપ્ત રહી શકાતું નથી ! તેથી લાંબા વખતથી મ્હારા દાદાના પંજામાં કેદ પડેલી આ મોહિની દેવીને મ્હારા કબ્જામાં હું છુપી રાખી શકયો નહીં. મ્હારા સ્વજન મંડળમાંથી એક પ્રપંચી, પણ ખૂબસુરત તરુણી આ હકીકત સર્વથી પ્હેલી જાણી ગઇ અથવા સમજી ગઇ; અને તેથી તે હસ્તગત કરવાને ત્હેણે મ્હારા હૃદય ઉપર જાળ પાથરી ! થોડા વખતમાં હું ભ્રષ્ટ થયો અને સઘળો પૈસો પણ મ્હારી પાસેથી ગયો, એટલે મ્હને ત્હેણે દૂર પણ કર્યો ! કારણ ત્હમે જોઇ શકતાં હશો કે આ શરીર સુંદર, આકર્ષક નથી; આ હૃદય રસિક, સંસ્કારી નથી: જે પાછળથી પ્રાપ્ત થયું છે તે સઘળું સત્સંગ ને ગુરુકૃપાનુંજ પરિણામ છે. પણ તે સમયે હું ત્હેવો ન્હોતો. આથી અનેક રીતે કંકાસ—ક્રોધ કરી, (જેને લઇને સંબન્ધીઓમાં મ્હારોજ દોષ પ્રતીત થયો,) અને માતાપિતાને દુ:ખી કરી, ત્હેમણે કરેલો વિવાહ તોડી, હું સાધુતાનો ડોળ કરી ચાલી નીકળ્યો !

અનેક સ્થળે આથડયા પછી, બહુ અનુભવ પ્રાપ્ત કર્યા પછી, પાછી એક બાવાજીની ઝૂંપડીમાં મ્હારા ઉપર લક્ષ્મીની દેવીની પુનઃ કૃપા થઇ ! તે બાવો મૃત્યુશૈયા પર હતો અને ત્હેની સારવારમાં હું એકલો રહ્યો હતો.—બીજા ચેલા ન્હાશી ગયા હતા: તેથી મરણ સમયે ઉપકાર વૃત્તિથી વિવશ થયેલા તે માણસે ઢોંગ—ભીખ—ચોરી આદિ અનેક રસ્તે જે દ્રવ્ય એકઠું કરી પોતાની ખાટલી નીચે દાટયું હતું, તે મ્હને આપવા કૃપા કીધી. આ રકમ પણ કાંઇ જેવી ત્હેવી ન્હોતી ! માણસો

પાઇ પાઇ ને પૈસા પૈસા સંઘરી, ફરેબી અને દગલબાજી રમી, લૂંટ અને ભીખ કરી, ત્હેમાંથી ત્હેમને તદ્દન નિરુપયોગી—કેટલા ધનનો સંગ્રહ કરી શકે છે, ત્હેનો મ્હને અહિં પ્રત્યક્ષ અનુભવ થયો. હવે પૈસાના મોહ ઉપરથી તો મ્હારું દિલ વિરક્ત થયું હતું; પરન્તુ ત્હેને ત્યાંનો ત્યાંજ દાટી રાખ્યો હોત તો તે ન નડત ! પરન્તુ મ્હારાં વૃદ્ધ, સુશીલ માતા પિતા જેમને હવે પૈસા ઘટી તાણ પડવા લાગી હતી ત્હેમની મ્હને દયા આવી ને હું ત્હેમને આપવાને બાવાજીની પેટી સાથે લઇ ગયો. ત્હેમને તે આપી અને સંતુષ્ટ કર્યાં. શ્રીમતી બ્હેન ! આટલું લક્ષમાં રાખજો કે પોતાની અન્ધતામાં લક્ષ્મી જે બે બદામની લૂંડી છે ત્હેને આખું જગત્ ‘ રળતા દીકરા’ કરતાં પણ અધિક માને છે !

“ પણ અહિંયે હું સુખી થયો નહિં. કારણ કે જે સ્ત્રીના કારણથી મ્હેં સંસાર ત્યજ્યો હતો, ત્હેને પાછો હું ધનવાન થયો એટલે તુરતજ ફરીથી પ્રિય પણ બની ગયો ! તે રડી, કાલાવાલા કર્યા, પોતાના દોષ માટે માફી માગવા લાગી, પ્રીતિની અનહદતા વિશે ક્હેવા લાગી, પોતાનું હૃદય મ્હારા વિયોગથી ભેદાઇ ગયેલું જણાવવા લાગી, અને હું જો હવે ત્હેને ત્યજું તો તે પ્રાણ પણ ક્હાડી નાંખવાની ધમકી દેવા લાગી ! પરન્તુ હું ત્હેનું સગપણ અને સ્નેહ, ત્હેની ખરી કિમ્મત કરતાં શીખ્યો હતો, સમજી શકયો હતો. તેથી મ્હારાં માબાપને આપેલા દ્રવ્યમાંથી થોડુંક છુપી રીતે ત્હેને આપી—(મ્હારાં વડીલ પોતાની માહેતી સાથે તો એવા કામમાં પાઇ પણ આપવા ન દે,) ઘર ત્યાગ કરીને જતોજ રહ્યો. આ વખત પછી ત્હેમનું અવસાન થયું અને ફરીથી ત્હેમને મ્હારાથી મળી પણ શકાયું નથી. બ્હેન ! લક્ષ્મી ઉપરનો વિશ્વાસજ આપણને ડુબાવે છે, ધન એજ મનુષ્યનો મુખ્ય વૈરિ છે, અને **પૈસાનેજ લીધે જગત્નાં દુઃખદર્દ ને પાપનો મ્હોટો ભાગ ઉત્પન્ન થાય છે.**

"પણ હું લક્ષ્મીદેવીની નાહક નિન્દા કરું છું, ત્હેને માટે શ્રી પ્રભુ મ્હને માફ કરો! દ્રવ્યનો સદુપયોગ કરતાં પણ મહાત્મા શ્રી આત્મારામજીના સ્નેહ–સત્સંગમાં હું શીખ્યો છું અને પૈસો સારે રસ્તે વપરાય તો સુધારક અને ઉદ્ધારક પ્રવૃત્તિઓના શુભ કામમાં ત્હેની પ્રબળ સહાય મળે છે, એમ પણ મ્હેં અનુભવ્યું છે. શ્રી હરિએ ત્હેમને પ્રેમથી પોતાના ઉત્સંગમાં ધારણ કર્યાં છે અને ત્હેમને પોતાનું અર્ધાંગ ગણે છે, એ પણ ભૂલવાનું નથી. પરન્તુ જેવી રીતે પોતે ત્હેની સમિપમાં રહ્યા છતાં તેથી વિરક્ત રહે છે ત્હેવીજ રીતે ત્હેમના ભકતોને પણ ત્હેની મોહિનીથી દૂર રહેવાનું તે પ્રબોધે છે....પ્રભો! હું નિત્ય દોષ પંકમાં ડૂબતો અલ્પ માનવી ત્હારા અમોઘ મહિમા વિશે ડ્હાપણ કરવા બેસનાર પણ કોણ? ...શ્રીમતીમૈયા! ત્હમારાં જેવાં મહાન ભક્તજન આગળ હું તે કોણ માત્ર છું?

"બ્હેન! હા ના કરવાને કે ત્હમારી ખુશામત અથવા અતિશયોક્તિ માટે આ ઉદ્‌ગાર નીકળતા નથી. પણ માત્ર આત્મસંયમને માટેજ છે." નિર્મળબાલાને બોલવા જતી અટકાવી ત્હેણે કહ્યું: "આવા કંઈક અસાધારણ અનુભવ પછી મ્હને સ્પષ્ટ સમજાયું કે, પૈસો નશીબમાં હોય તે અનેક રસ્તે આવે છે અને આવ્યા પછી ત્હેનો સત્વર સદુપયોગ ન થાય અથવા મન ત્હેની પ્રભુતા સ્વીકારી ત્હેમાં લુબ્ધ થયું, તો અવશ્ય તે આપણને અધોમાર્ગે ગબડાવી દે છે! માટે બ્હેન! કદાપિ તે રહે કિંવા ન રહે તો પણ શું થયું? આપણાં **મન અને શરીર, બુદ્ધિ અને શક્તિઓ, પ્રભુ કાયમ રાખશે તો ત્હેનાથી કરોડો રૂપિયા પણ અધિક નથી; અને ત્હેમાંનું કાંઇ બગડયું, તો તે બધુંય દ્રવ્ય આપણે શા ઉપયોગનું છે?** દ્રવ્યથી આપણે આત્માને ઉન્નત કરી શકતા નથી. અરે! જીવન

પણ સુધારી શકતા નથી. જોવાની, સાંભળવાની. ચાલવાની, કામ કરવાની, વિચાર કરવાની અથવા જીવવાની શક્તિઓ, હેમની અવધિ આવી રહ્યા પછી, આખી પૃથ્વીનો એકઠો કરેલો પૈસો પણ આપી શકતો નથી! જેને માટે જિંદગી બગાડીએ છીએ, ઉમ્મરનો વ્યય કરીએ છીએ, આત્મને ડાઘ લગાડીએ છીએ: તે નાણાંના પોટલા, તે રત્નોના ઢગલા આપણને એક પળ પણ સત્ય સુખ આપી શકે છે ?–હા. કદાપિ આપેય ખરાં;–પણ ક્યારે ? જ્યારે હેના વડે આપણે કોઇનું દરિદ્ર ફીટાડીએ, કોઇનું દુ:ખ દૂર કરી શકીએ, કોઇનું દર્દ ઓછું કરીએ, કોઇને સંતોષ, શાન્તિ અર્પી શકીએ ત્યારેજ ! બ્હેન !

"ફક્ત હેનો એક ઉપયોગ છે. સન્માર્ગે હેનો વ્યય કરો, તોજ તે હમારી પાછળ આવશે, અને હમને આધીન રહેશે. લક્ષ્મીનારાયણની પેઢીનોજ દાખલો લ્યોને. ધનનો સદુપયોગ હેમાં કેટલો બધો વધારો કર્યે જાય છે? અને તેથીજ આપણે મૈયામન્દિરમાં લક્ષ્મીને પાછળ સ્થાન આપ્યું છે; માનવ શક્તિને આગળ કરી છે. હમે રજ પણ ચિન્તા ન રાખો, બ્હેન! પૈસો કાંઇ જવાનો નથી. આખા જગતમાં જે થાય છે, તે આપણે ત્યાં પણ થશે. પરન્તુ દયાળુ હરિ પાસે એટલું માગો કે, લક્ષ્મીની કૃપા જેટલી ઓછી થાય, હેના પ્રમાણમાં એની પોતાની પ્રીતિ આપણા તરફ વધે. એના બળ, એની દયા, એની સહાય વિના આપણાથી કાંઇ બની શકવાનું નથી. અને એની કૃપા છે તો આ વિષમ જગતનાં અનેક વજ્ર બન્ધન પણ આપણે સૂતરના તાંતણાની પેઠે, તૃણની શળીની પેઠે, પળમાં નષ્ટ કરી શકીએ એમ છીએ! માટે બ્હેન! **પ્રભુપ્રાર્થના અને નિષ્કામધર્મ પાલન એજ આપણા સર્વ સુખ, સંતોષ, ઉત્કર્ષ ને કલ્યાણનો પરમ માર્ગ છે.**"

જગતદાસ પોતાનાં નયન બંધ કરી, ઈશ્વરસ્મરણમાં વિલીન થઇ ગયો. નિર્મળબાલા પણ આ મહાત્મ સાધુ પુરુષે પોતાના સાન્ત્વન અર્થે પોતાની દોષદર્દથી ભરેલી જિંદગીનાં ગુપ્ત પાનાં પણ ખુલ્લાં કરી, જે સદુપદેશ આપ્યો, અને ખરૂં ધન શું છે એ સત્યશઃ પ્રત્યક્ષ કીધું, ત્હેને માટે ત્હેમનો મહાન ઉપકાર હૃદયમાં માનતી, તે પણ પ્રભુ પાસે બળ, પ્રકાશ, શ્રદ્ધા-માટે યાચના કરવા લાગી.

## ૨. મૈયા મન્દિર અને સ્વદેશવ્રત.

### ૧.

"૧. આપણે એક પ્રભુની સૃષ્ટિ છીએ, એક ભૂમિમૈયાનાં બાલક છીએ, અને એક મહારાજ્યની પ્રજા છીએ,—એ સ્મરણમાં રાખવું.

૨. આપણાં અને આપણાં અજ્ઞાન–અસહાય ભાન્ડુનાં દુઃખદર્દ ઓછાં કરી, શરીર–બુદ્ધિ–હૃદય–અને જીવન સુધારવા પ્રયત્ન કરવો.

૩. આપણાં બાલકો ઉપર દેશનું ભવિષ્ય સર્વ રીતે આધાર રાખે છે, આપણી બ્હેનોના હાથમાં બાલકોનું અને આપણું હિત સંપૂર્ણ રીતે છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના કાંઈ સુધારો–પ્રગતિ–ઉત્કર્ષ બને તેમ નથી; આથી સર્વને સદાચાર અને સુવિચારવાળાં, ઉદ્યોગી અને આત્મત્યાગી, તથા સત્ય અને પ્રેમ ઉપર શ્રદ્ધાવાન કરવા પ્રવૃત્ત ર્‍હેવું.

૪. કરેલ કામની કિંમત,–માત્ર ત્હેની સંખ્યા અથવા પ્રમાણથી, પ્રાપ્ત થયેલાં સાધનોથી, અથવા લોક પ્રસંશાથી, કરવી નહિ; પરન્તુ ત્હેની ભાવના, ફળપ્રદતા અને સંપૂર્ણતા ઉપરથીજ તે થઈ શકે.

૫. મળેલી પ્રત્યેક પાઈ તથા પળ સન્માર્ગે ગાળવી. અન્ય પ્રાણિને થોડો પણ સંતોષ, થોડું પણ સુખ તે વડે આપી શકાય તો જ ત્હેનો સદુપયોગ માનવો.

૬. સદ્વિચાર અને સદાચારની લ્હાણી કરવી; શરીરસુખ અને ઉપભોગ

વાસનાઓમાં કૃપણ થવું; તથા સ્વાર્થત્યાગ અને આત્યસંયમમાં ઉદાર બનવું.

૭. પ્રાણિમાત્રને 'ચ્હાવું' અને સહાય થવું.'"

મૈત્રીમન્દિરના મુખ્ય નિયમ ઉપરથી—

૨.

"સંકલ્પ:-સ્ત્રીની ઉન્નતિ ઉપર જગતની ઉન્નતિનો આધાર છે; તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ,-સુજ્ઞ માતાઓ વડે પ્રજા, -અને સાધ્વી સ્ત્રીઓ વડે સ્વદેશનો-ઉદય થાય, તથા પ્રાણિમાત્રનાં સુખ, સન્તોષ, આનન્દ, ઉત્કર્ષ, અને કલ્યાણમાં વધારો થાય,-એમ કરવા હું હમ્મેશાં યથાશક્તિ પ્રયાસ કરીશ."

—'સુન્દરીસુબોધ' મંડળનો સંકલ્પ.

૩.

"૧. મનથી—વચનથી અને કર્મથી લોકહિતને માર્ગે હું ચાલીશ.

૨. જિંદગીની જરૂરિયાતો જેમ બને તેમ ઓછી કરીને, બાકીનું સર્વ ધન, અને અવકાશ હું દેશોદયનાં કામોમાં વાપરીશ.

૩. પુણ્યપન્થે ચાલી પ્રભુદર્શન પામવાના પ્રયાસથી હું સન્તોષ નહિં પામું: વધુમાં વધુ સંખ્યામાં ને પ્રમાણમાં, મ્હારાં વ્હાલાં ભાન્ડુઓ પ્રભુચરણ પામે એમ કરવા હું નિરંતર યત્ન કરીશ.

—સ્વદેશવ્રત."

યોગિની મહાદેવીના સત્પ્રયાસથી દેશસેવાની એક મહાન સંસ્થા સ્થપાઇ હતી. સેવાસદન, વનિતાવિશ્રામ, અનાથાશ્રમ, નિષ્કામ મઠ, ગુરુકુલ આશ્રમ, અને હિન્દસેવક સમિતિ, આદિ સ્વદેશોન્નતિ માટે નિરન્તર પ્રયાસ કરી રહેલી અનેક સુયોજનાઓને અનુકૂલ થવું, સહાય

કરવી, તથા ત્હેમના કાર્યક્રમમાં અપૂર્ણું રહેતું અથવા ન બની શકતું બીજું કર્ત્તવ્ય કરવું: આવો આ સંસ્થાનો હેતુ હતો. દવાખાનાં (ફરતાં અને કાયમ), પ્રસૂતિગૃહો તથા આરોગ્યભવનો; વિદ્યાકલા-હુન્નરનાં શિક્ષણ મન્દિરો; બાલકો—કન્યાઓ—પત્નીઓ—અને વિધવાઓ માટે-કેળવણીની આદર્શશાળાઓ; હરિકથા અને હરિકીર્તન મંડલીઓ; સ્વદેશી વસ્તુઓનાં પ્રદર્શન અને સ્વદેશી કારીગરી તથા ખેતીવાડીને ઉત્તેજન માટેના બજાર; વ્યાખ્યાનો, ભાષણો અને ઉત્કર્ષક સાહિત્યનાં લોકપ્રિય વાંચન; પુસ્તકાલયો (ફરતાં અને કાયમ), સારા ગ્રન્થની લ્હાણીઓ, અને સુબોધક પુસ્તકોની પ્રસિદ્ધિ; કારાગ્રહો અને અનીતિગૃહોમાં વસનારાંની સુધારણા, અને જનસમાજની નીતિ, વૃત્તિ, તથા ચારિત્ર્યનો ઉદ્ધાર: આ વગેરે અનેક કર્ત્તવ્ય વિભાગોમાં પણ તે સંસ્થા તરફથી કામનો ફાળો આપવામાં આવતો હતો. અને આટલુંજ કરીને પણ ત્હેના સભાસદો સંતોષ પામતા નહિ: માંદાંની માવજત માટે, અનાથ-અપંગની સહાય માટે, પ્રાણિઓનું સંરક્ષણ કરવામાં, તથા અજ્ઞાન લોકસમૂહમાં જ્ઞાનનો પ્રચાર કરવામાં પણ તેઓ ઉત્સાહ ભર્યો ભાગ લેતા. આ ઉપરાંત પ્રજાવર્ગના ઉત્સવો, આનન્દના સમયો, મંગલ પ્રસંગોમાં પણ તેઓ સહૃદયતાથી, એકદિલીથી જનસમાજની સાથે ભળવાની મહાન ફરજ સમજતા. ટૂંકામાં લોકોનું એક પણ કામ એવું નહિં હતું કે, જેમાં આ સંસ્થા પોતાના સભાસદો દ્વારા ભાગ લઇ ન શકે. આ મંડળનું નામ **સેવામન્દિર** હતું; અને ત્હેના મુખ્ય નિયમોમાંથી ટૂંકો સાર જે આ પ્રકરણના ચાલુ વિભાગને મથાળે આપ્યો છે, તે ઉપરથી ત્હેના સભાસદોની હૃદય વૃત્તિઓ કર્ત્તવ્ય ભાવનાઓ અને ધર્મ્ય ઉદ્દેશ જોઇ શકાશે.

મૈત્રેયામન્દિરના સભાસદો તરફથી જે કામ કરવામાં આવતું, ત્હેમાં એક મુખ્ય વાત ધ્યાનમાં રાખવા જેવી હતીઃ અને તે એ હતી કે, તેઓ જેમ બને તેમ પૈસાની ઓછી પરવા રાખીને, લોકોને લાભ મળે એવું કરવા પ્રયાસ કરતા. ત્હેમને પોતાને મન્દિરના ભંડોળમાંથી એક પાઇ પણ લેવાનો પ્રતિબન્ધ હતો; અને લોકોમાં સુખસન્તોષ, કેલવણી અને ઉત્કર્ષ, આનન્દ અને કલ્યાણ જે રસ્તે વધે–તે સન્માર્ગો કાંઇપણ ચિન્તા વિના સ્વીકારવા, એ સભાસદોનો પરમ ધર્મ હતો.

પૈસાનીજ ફક્ત મદદ કરનારને ત્હેના સહાયક થવા ઉપરાંત બીજી કોઇપણ રીતનું સભાસદપણું પ્રાપ્ત થઇ શકતું નહિં સભાસદ થવાનું લવાજમ સદ્‌વિચાર અને સત્કર્મો હતાં; બીજી કાંઇ ફી (લવાજમ) ત્હેમની પાસે લેવામાં આવતી નહિં. સભાસદ થવાની યોગ્યતા મેળવવા માટે દરેક મનુષ્યને ત્રણ વર્ષ સુધી રાહ જોવી પડતી અને યોગ્યતા હોય તો જ, તે પછી પણ ત્હેમને સભાસદ બનાવવામાં આવતા, નહિતો તેઓ સર્વ સહાયક વર્ગમાં ગણાતા. આ વર્ગને પણ મંડળનું કામ કરવા, ત્હેની તરફથી કર્ત્તવ્ય બજાવવામાં કાંઇ હરકત ન્હોતી. પણ ત્હેમના વર્તન વિચારની જવાબદારી માત્ર આ મન્દિર સ્વીકારી શકતું નહિં. આમ હોવાથી સ્વાભાવિક રીતે સભાસદો ઓછા હતા, છતાં શરૂઆતમાં પણ સંસ્થાનું કામ બહુ આશાજનક હતું.

સભાસદ થવાને માટે એક વ્રત લેવું પડતું; આને સ્વદેશવ્રત કહેવામાં આવતું. આ વ્રત લીધા પછી ત્રણ વર્ષ સુધી મન્દિરને માટેજ જીવન ગાળવાનું સભાસદ થવા ઇચ્છનારને સ્વીકારવું પડતું. આ સમયે ત્હેને આજીવિકા અને ખર્ચ મંડળના ભંડોળમાંથી આપવામાં આવતાં તથા દરેકે તે લેવાં પડતાં અને આ સમય દરમિયાન ત્હેણે

પ્રાપ્ત કરેલી મિલ્કત મન્દિરને અર્પણ થતી. અર્થાત્ આ સંસ્થામાં જેમ ઊંચ નીચ, શ્રીમાન ગરીબનો ભેદ રાખવામાં આવ્યો ન્હોતો, તેમ સભાસદોમાંથી મોહ, લોભ, મમતા, અને ક્રોધ આદિ દુર્ગુણો બને તેટલા ઓછા કરી, ત્હેમને સ્થાને જીવનમાં અને હૃદયમાં પ્રેમ, દાન, ત્યાગ અને શાન્તિ વધે એમ કરવાના પ્રત્યેક ઉપાયો યોજવામાં આવતા.

ટૂંકામાં, કહીએ તો, ગુણ, કર્મ, સ્વભાવ અને વિચારની ઉચ્ચતા, ઉત્તમતા,—એથી સભાસદ થવાનો અધિકાર પ્રાપ્ત થતો; અને ધર્માચરણના ફળ તરીકે પૂર્ણ આત્મસન્તોષ એટલુંજ મળી શકે તેમ હતુઃ જો કે આ અલભ્ય લાભ કાંઇ જેવો ત્હેવો ન્હોતો ! લક્ષ્મી, યશ, વિદ્વત્તા, સત્તા, પદવિ અથવા પરાક્રમ, એ જગતની માની લીધેલી પ્રભુમૂર્ત્તિઓને અહિં સ્થાન ન્હોતું; આ ગુણો ધરાવનાર માણસો કરતાં પશ્ચાત્તાપ કરી સુધરતો પાપી મનુષ્ય અથવા પોતાનાં દુષ્કૃત્યો અજ્ઞાનતામાં થયેલાં એમ સ્વીકારી સુધરવા ઇચ્છતો ગુન્હેગાર, મૈયા મન્દિરમાં વધારે સન્માનને યોગ્ય મનાતા. પ્રભુ છે ત્યાં લક્ષ્મીજી અવશ્ય આવશેજ, એવી નિષ્કામ ભાવના ( લોકહિતાર્થે ) આ મંડળમાં રાખવામાં આવતી; પરન્તુ તે પ્રભુની દાસી તરીકે, અને સભાસદોનાં હૃદયની મહારાણી તરીકે તો નહિજ !

નિર્મળ બાલા, આનન્દલાલ, અને જગતદાસ, વગેરે જે જે સાધુજન આ મન્દિરનાં સભાસદ થવાને યોગ્યતા મેળવતાં હતાં, તેઓની પોતાની મનુષ્યતા તરત કાંઇ ઘટે તેમ ન્હોતી.તોપણ ત્હેમને એમતો ભાસવા લાગ્યું હતું કે ત્હેમની વૃત્તિઓમાં વધુ વધુ નમ્રતા, પ્રીતિ, ભક્તિ, અને શ્રદ્ધાનાં કિરણોએ સંચરવા માંડયું હતું. મૈયા મન્દિરમાં સભાસદની સમાનતાના નિયમના સન્માન ખાતર આરંભમાં પૂજ્યપાદ શ્રી. શાન્તિદાસજી તથા મૈયા મહાદેવીએ પણ ત્રણ ત્રણ વર્ષનો કર્ત્તવ્યક્રમ સ્વીકાર્યો હતો;

## ૩. સુન્દરીસુબોધ મંડળ.

૧.

"૧. સ્ત્રીઓને ખરી કેળવણી આપવામાં મદદ કરે એવાં પુસ્તકોનો સંગ્રહ કરવો, તથા પુસ્તકો લખાવવાં; અને પ્રકટ કરવાં: પુસ્તકાલયની ચોપડીઓ સઘળી સ્ત્રીઓને ઘેર બેઠે મફત વાંચવા મળે, એવી યોજનાઓ ઠામ ઠામ કરવી; સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો તથા વસ્તુઓ એકઠી કરવી: તેઓ વિદ્યાકલા, વૈદક, ભરતાં ગૂંથતાં, પાકશાસ્ત્ર, બાળક ઉછેરતાં તથા માંદાની માવજત કરતાં શીખી શકે અને સ્ત્રી-રોગો બાબતનું જ્ઞાન મેળવી શકે, એવું વાંચન પૂરૂં પાડવા આ પુસ્તકાલય તરફથી ખાસ પ્રયત્ન થાય એવી ગોઠવણ કરવી.

"૨. પત્નીશાળાઓની નિરંતર વૃદ્ધિ કર્યા કરવી; અનાથ બાલિકાશ્રમને સંપૂર્ણ ઉત્તેજન આપવા ઉપરાંત, વિધવા સ્ત્રીઓને પોતાનું વૈધવ્ય જીવન દેશસેવામાં ગાળતાં શીખવવા માટે એક મઠ અથવા મન્દિરની સ્થાપના કરવી; જેમાં ત્હેમને પોતાની સ્થિતિને યોગ્ય કેળવણી આપી, આપણા દેશમાં યોગિની મૈયા જેવી પણ્ડિતાઓ અને સ્ત્રી-ઉપદેશકો, અને હસ્પિતાલમાં ખાસરીતે જરૂરની સૂયાણી તથા નર્સો (માવજત કરનારી સ્ત્રીઓ)ની,-એવી એવી ઘણીક ખોટ જે પડે છે, તે ઓછી કરવી: કુલીન પરન્તુ ગરીબ પત્નીઓ અને વિધવાઓને દ્રવ્ય, અન્ન, વગેરેની સહાય કરવી: અને જે જે યોજનાઓ આપણા ગૃહસંસારને સુધારી શકે તે તે સર્વ યોજવી.

**(—યોગિની અથવા સરસ્વતીના જીવન સુવાસ.)**

" આવા પ્રકારની ઉંચી ભાવનાઓ આપણાં હૃદય આગળ હમ્મેશાં જાગ્રત ર્‌હે તે માટે, આપણા દેશનાં અસહાય, અજ્ઞાન સ્ત્રી બાલકો-(જેમને માટે ખાસ મદદની પ્રથમ જરૂર છે, ત્હેમ-)ને બની શક્તી સહાય કરવા ...**સુન્દરીસુબોધ મંડળ**...ની યોજના કરવામાં આવી છે...અમારો અને ત્હમારો સુન્દરીસુબોધ દ્વારા થયેલો સંબન્ધ સફળ ત્યારેજ થશે, જ્યારે

ત્હમે અને અમે,–(આપણે) સાથે મળી સત્કર્મો કરવા જગત્‌ના ધર્મક્ષેત્રમાં નીકળીશું. પ્રભુ ત્હમને શુભ સંકલ્પો અને કલ્યાણ વાસનાઓ અર્પો.”

—સુન્દરીસુબોધ, ( સપ્ટેમ્બર ૧૯૧૧. )

૨.

“ બ્હેનો અને બન્ધુઓ ! આપણાં ગૃહ અને કુટુમ્બની જિંદગી તરફ જરા દૃષ્ટિ ફેરવશો ?—

“ભવિષ્યની ઉગ્ર વિપત્તિઓની આગાહી કરતા અનેક મહાન દોષ, આપણી નવીન ચેતનાથી જાગ્રત થવા માંડેલી, હિન્દી પ્રજાને નિર્વીર્ય–નિર્મૂળ કરવા મથી રહ્યા છે, તે નજરે પડે છે ?

“૧. યુવાન સ્ત્રીઓ અને કન્યાઓમાં નબળાઈ, રોગીપણું અને અકાળ મરણ નિરંતર વધ્યે જાય છે.

“૨. બાળકોનાં દર્દો,–ત્હેમનામાં મૃત્યુનું પ્રમાણ તથા નિર્બળતા,–અને ત્હેમની કેળવણી તથા તન્દુરસ્તી તરફ બેકાળજી વધી પડયાં છે.

“૩. આપણાં ગૃહજીવનમાં અજ્ઞાનતા, વ્હેમ, અને અન્ધશ્રદ્ધાનું પરિબળ જેમનું તેમ ભાસે છે; અને ખરી સ્ત્રી–કેળવણી તથા આપણી ભવિષ્યની આશા(રૂપ) આપણાં બાલકોને આપવાના સત્ય શિક્ષણની ખામિ આપણે સર્વ સ્થળે જોઇએ છીએ.

“૪. બ્રહ્મચર્ય અને કુમારીવ્રતનું ખંડન (–ખૂન )કરતાં બાળલગ્નો, સ્ત્રી-પુરુષના સંબન્ધમાં મિતાચારની ન્યૂનતા, અને વૈધવ્ય જીવનનાં કષ્ટો, એ સર્વમાં દેખીતો ઘટાડો કોઈ રીતે નિહાળી શકાતો નથી.

“૫. ખોટી જરૂરિઆતો અને અતિખર્ચાળપણાની અભિવૃદ્ધિને પરિણામે સ્ત્રીબાળકોની થઇ જતી નિર્ધન, નિરાધાર, ચેતનહીન સ્થિતિ સર્વત્ર વધ્યે જાય છે !

“આ અને આવાં અનેક દૂષણ આપણી જિંદગીમાં ભયંકર ઝેર પ્રસારી રહ્યાં છે. અને નજરે જોયા છતાં, જીવનમાં અનુભવ્યા પછી પણ, તે તરફની

અસાધારણ બેદરકારી આપણે રાખીએ છીએ, ત્હેને બુદ્ધિપૂર્વક આત્મહત્યા નહિં તો બીજું શું કહેવું?" **સુન્દરીસુબોધ, (જૂલાઇ ૧૯૧૧.)**

**સરસ્વતીના** મરણ પ્હેલાં થોડા વખત ઉપર ત્હેણે **નિર્મળ** બાલાને એક પત્ર લખી, દસ હજાર રૂપિયાની ભેટ ઉપર જણાવેલ સંસ્થા સ્થાપવાના હેતુથી કીધી હતી. આ ભેટની સાથે એમ પણ ત્હેણે જણાવ્યું હતું કે પોતાના પતિ **પ્રબોધચન્દ્ર** તથા ભાઇ રસિકભાઇ તરફથી પોતાની ઉપજનો પાંચમો ભાગ અને ત્હેના દિયર ચન્દ્રકાન્ત તરફથી દસમો ભાગ આવી યોજનામાં સહાય તરીકે આપવાનું વચન તેઓની પાસેથી ત્હેને મળ્યું હતું. **મહાદેવી** અને **બાલાએ** આ રકમને '**સરસ્વતી અબલા સહાયક ફન્ડ**' ના સ્વરૂપમાં ફેરવી નાંખી, ડૉ. પ્રતાપચન્દ્રરાય તરફથી દસ હજાર, **લખપતી શેઠ** તરફના દસહજાર, અને **શ્રી શાન્તિદાસજી મહારાજ**ના આશ્રમ ભંડોળમાંથી વીસ હજાર, એમ કરીને **પચાસ હજાર** રૂપિયાથી ત્હેની શરૂઆત કીધી હતી. આ ફન્ડની વ્યવસ્થા કરનાર સંસ્થાને **સુન્દરીસુબોધ મંડળ** એવું નામ આપવામાં આવ્યું હતું અને તે મંડળને અંગે ત્રણ મ્હોટી હીલચાલો ગતિમાન થઇ ચૂકી હતીઃ—૧. **ફરતું પુસ્તકાલય, ૨. સ્ત્રી-સાહિત્ય અને બાલવાંચનમાલા તથા ૩. અબલા સહાયક ફન્ડ.**

૧. ફરતું પુસ્તકાલયઃ—આ વિભાગને અંગે શહેરોમાં અને દેશવિદેશ, ઉત્તમ વાંચવા લાયક પુસ્તકોની પેટીઓ તૈયાર કરી, કાંઈપણ લવાજમ લીધા વિના મંડળને ખર્ચે તે પ્રજા વર્ગમાં વાંચવાને મોકલી આપવામાં આવતી હતી. એક પેટી પાછી આવે ત્યારે બીજી મોકલવીઃ એ રીતે કાંઇપણ ખર્ચ થયા વિના પુસ્તકાલયનાં સાધન

વિનાના અને દેશાન્તરમાં પડેલા લોકોને વાંચવાનાં સારાં સાધન પ્રાપ્ત થતાં હતાં, અને શાળા શિક્ષણની અનુપૂર્તિ કરવામાં તથા જનસમાજમાં કેળવણીનો વિસ્તાર કરવામાં તે પુસ્તકાલય પ્રબળ સહાયક બન્યું હતું.

૨. **સ્ત્રી** સાહિત્ય અને **બાલ વાંચનમાલાઃ**—સુબોધક, ઉપયોગી પુસ્તકોની પ્રસિદ્ધિ અને પડત કિમ્મતે અથવા વિના મૂલ્યે લ્હાણી કરવામાં આવતી હતી અને ત્હેના દ્રવ્ય ભંડોળની શક્તિ તરફ દૃષ્ટિ રાખીને વાંચવા લાયક **ચોપડીઓનું સદાવ્રત** આ વિભાગ તરફથી કરવામાં આવતું હતુ. આ રીતે સ્ત્રીબાળકોને માટેના ઉપયોગી સાહિત્યમાં સારો વધારો થયે જતો હતો.

૩. **અબલા સહાયક ફંડઃ**—દરેક રીતે સ્ત્રીઓ તથા બાલકોની હાલત સુધારવા,–ત્હેમનાં જીવન, હૃદય, અને આત્મા ઉદ્ધારવા, આ વિભાગ કામ કરી રહ્યો હતો. **દયા–ભગિનીઓ** (Sisters of mercy) દવાખાનામાં, ઉદ્યોગશાળાઓમાં, કારાગૃહોમાં, અનીતિગૃહોમાં, ગરીબોનાં ઝૂંપડાંમાં, ધર્મમન્દિરોમાં, શ્રીમન્તોના મહેલોમાં, અનાથાશ્રમોમાં, તથા કેળવણીની સંસ્થાઓમાં,–સર્વ સ્થળે ફરીને દ્રવ્યદાન, સદ્બોધ, ધૈર્ય, શ્રદ્ધા અથવા પ્રભુપ્રીતિ,–આપીને, સમજાવીને, હૃદયમાં ઉતારીને,–શાન્તિ, સન્તોષ અને કલ્યાણ અર્પવા યથાશક્તિ પ્રયાસ કરી રહી હતી. કઈંક પતિત જીવ આ માર્ગે પાવન થઇ શક્યા હતા. પરન્તુ આ યોજનાઓ હજી ત્હેની બાલ્યાવસ્થામાં હતી, તેથી ત્હેની ગતિમાં, ત્હેના કાર્યક્રમમાં, ત્હેના સ્વયંસેવકોમાં અનેક ન્યૂનતાઓ ધીમે ધીમે પ્રત્યક્ષ થયે જતી હતી, એ પણ સત્ય હતું.

આ ઉપરાંત બીજી ખાનગી પ્રવૃત્તિઓ જે આ **મંડળને**

અંગે, પરન્તુ સ્વતંત્રરીતે, ચલાવવામાં આવતી હતી, ત્હેમાં નિર્મળ બાલાએ ઉઘાડેલું સ્ત્રી અને બાલકોને ઉપયોગી ઔષધાલય પણ હતું. આ ઔષધાલયમાં બાલા, આનન્દલાલ, અને જગતદાસ બેઠાં હતાં. મંડળની ખુબીઓ, ખામિઓ અને સભાસદોની ન્યૂનતાઓ વિશે વાત ચાલતી હતી. મહાદેવીનું સ્મરણ થતાં નિર્મળ બાલા બોલીઃ

"બાવાજી! સંતજીવનનો શો અલૌકિક પ્રભાવ છે? ઈન્દિરા તો યોગિની મૈયાના સહજ સહવાસમાં સુધરી, એમાં કાંઇ આશ્ચર્યકારક નથી; કારણ એ કેળવણી પામેલી, સંસ્કારી વ્હેન છે. પરન્તુ રત્નાવલી ઉપર પણ ત્હેમની આશાપની પ્રબળ છાપ પડી ગઇ છે. પ્હેલાંની તો એ જાણે રત્નાવલી જ ન હોયને! એની વધતી જતી પ્રીતિથી, સૌજન્યથી, શીલવૃત્તિથી, એના પતિ શશિશંકરમાં કાંઇ સુધારો થયો છે કે નહિં, તેતો પ્રભુ જાણે! પણ એય એના કામમાં હવે વધારે લક્ષ આપે છે ને ઉપરિઓની બૂમ બહુ નથી સાંભળવી પડતી. એ મૈયા હવે આ તરફ ક્યારે પાછાં આવવાનાં છે?"

"બ્હેન!" જગતદાસે જવાબ દીધોઃ "બ્હેન! ભગવાનની ઇચ્છા કોણ સમજી શકે એમ છે? શ્રીમાન શંકરાચાર્ય મહારાજ પોતે પણ વદી ગયા છે કે, **क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका।** * શ્રી શાન્તિદાસજી અને ભગવતી ભક્તિમૈયાની ઉચ્ચ વાસનાઓની પ્રત્યક્ષ મૂર્તિરૂપ મહાદેવીને ત્હમે સાધારણ સાધ્વી માનશોજ નહિં. એને ગુરુજી ભગવાન અનેક રીતે તાવે છે;

---

* ક્ષણ માત્ર પણ સજ્જનનો સમાગમ ભવસાગર તરવાને નાવ (વહાણ) બની રહે છે. અર્થાત્ થોડા સમયનો સત્સંગ પણ આત્માનું કલ્યાણ કરવાને સમર્થ છે.

અનેક રીતે શુદ્ધ કરે છેઃ એટલા માટે કદિ કદિ તે આપણા જેવાં અને કદિ કદિ આપણાથીયે વધારે અજ્ઞાન, વધારે નિર્બળ દેખાય છે. પરન્તુ એમનો આત્મપ્રભાવ કેવળ અસાધારણ છે, એ મ્હેં પ્રત્યક્ષ જોયું—અનુભવ્યું છે. આ તરફ તે આવવાનાં હતાં, પરન્તુ ભગવાનની આજ્ઞાનુસાર હાલ તેઓ ચાતુર્માસ ઝાડખંડી વૈજનાથ પ્રભુના ચરણમાં ગાળવા ગયાં છે; તેથી થોડો વધુ વિલંબ થશે. જગતના કલ્યાણ અર્થે પ્રયાસ કરવામાં પણ આત્મસંયમ માટે વખત મળવો જોઇએ, એમ અમારા ભગવાન માને છે; કારણ કે એકાન્ત તપ, ધ્યાન અને પ્રભુસ્મરણથી હૃદયસરોવરના તરંગો વિલોલિત થયા હોય તો શાન્તિ પ્રાપ્ત કરે છે, અને ચેતનને પોતાની ન્યૂનતાઓ તથા જીવનને નવાં કર્મક્ષેત્રો પ્રતીત કરે છે.

"બ્હેન! ભગવતી મહાદેવી તો અવશ્ય આવશે; તથાપિ આપણે એમની વાટ જોયાં કરવા જેવું નથી. કારણ કે એમનું આગમન ગુરુજીની આજ્ઞા ઉપર સર્વદા આધાર રાખે છે.—જો કે એ આજ્ઞા લોકકલ્યાણાર્થનીજ હોય છે, એ ભૂલવાનું નથી."

"હું તો એટલા માટે પૂછતી હતી,—" બાલા બોલી ઊઠી, "કે જો એ વ્હેલાં પધારે તો આપણા સુન્દરીસુબોધમંડળનું કામ જે હાલ પાછું મન્દ, બલહીન, કૃત્રિમ થઈ ગયું છે, ત્હેમાં નવી ચેતના પ્રકાશિત થાય, નવો જુસ્સો પ્રકટ થાય. મહારાજ! આ ડાક્તર સાહેબનેજ પૂછો ને કે પૈસા તો થોડા ઘણા પણ આવી મળે છે, પરન્તુ કામ કરનારા તો નથીજ પ્રાપ્ત થતા. અને જે આવે છે, તે માન, કીર્ત્તિ, સ્વાર્થ, આદિ કારણોને લીધે. એક ગૃહસ્થને અમે ટ્રેઝરર (નાણાં તથા ત્હેનો હીસાબ રાખનાર) નીમ્યા હતા; તે મહાશય

હીસાબ બતાવતા નથી, એટલુંજ નહિં પણ ઉલટું લ્હેણું ક્હાડતા આવે છે ! ”

“ અરે, લ્હેણું નીકળતું હોય તો આપવા કોણ ના ક્હે છે ?” આનન્દલાલે આ ફરીયાદઅરજીમાં ટેકો આપતાં કહ્યું: “ બાવાજી ! એનું નીકળતું હોય, તો તે ભલે લઇ લે. પણ હરામખોરી કરી પાછો સાધુ થવા જાય છે. અવન્તીરામભાઇ તો ક્હે છે કે, ‘ સાળા ઉપર માંડો ફરિયાદ અને ધસડો ફોજદારીમાં ! ’ એટલે ઝટ ઠેકાણે આવી જશે. પણ આ અમારાં બાલા બ્હેન હદથી જ્યાદે ભલાં છે ! તે ક્હે છે કે મંડળને એના ખાઇ જવાથી જેટલા પૈસાનું નુકશાન થશે, તે હું ભરી દઇશ. એવાં સાધુજન ભલે જંગલમાં શોભતાં હશે, પણ અમારી દુનિયાંમાં તો તે ખોટા દાખલાજ બેસાડે છે ! ”

“ નહિં, નહિં, ડૅાક્ટર ! ” નિર્મળ બાલા બોલી; “ ત્હમે મ્હારો આશય બરોબર સમજતા નથી. હું એમ ક્હેવા માગતી નથી કે, કાયદેસર ઇલાજ લેવા, એ ખોટું છે. મ્હારી સૂચના તો ફક્ત એટલી છે કે, તેમ કરવા જતાં આપણે કાયદા–પુરાવાની અનેક ભાંજગડોમાં પડવું પડશે અને આપણો વખત તથા પૈસો નિરર્થક ખરચાશે. તેથીજ હું ધારું છું કે, એટલી બધી માથાકૂટ કરવી તથા કોર્ટોમાં ધક્કા ખાવા અને લોકોની ટીકાને પાત્ર થવું, ત્હેના કરતાં એ નુકશાન સહન કરી લેવું સારૂં છે. અને મંડળને માથે તે નહિં પડે. નવીન બાબુએ તે પૈસા પોતાની પાસેથી આપવા કબુલ્યું છે; એટલે વાસ્તવિકરીતે આપણી સસ્થાને કાંઇ આર્થિક હાનિ નહિં સહન કરવી પડે, એમ તો ત્હમે પણ જાણો છો. જો કોઇ અનાથ, દુર્બળ, અજ્ઞાન અથવા દુઃખી મનુષ્ય તરફ અન્યાય કિંવા હેરાનગતિ ગુજારવામાં

આવતી હોય, તો નિઃસંશય ગમે તેમ થાય તોપણ કાયદાનો આશ્રય લેવા હું જાતેજ આગળ પડું. પરન્તુ આ તેમ નથી; અને અન્યાયનો પૈસો કોઇ પણ માણસને પચી શકે જ નહિં. એટલે વ્હેલો મોડો પણ એ તો ઠેકાણે થઇ જવાનો, એમ પણ મ્હારી પૂર્ણ ખાત્રી છે."

"એટલા પૂરતું જાણે આપણે કબુલ કરીએ કે ત્હમારી તકરાર ઠીક છે; પણ કદાચિત્ એ સજ્જન મ્હારું લ્હેણું છે કરીને આપણા ઉપર દાવો કરશે તો શું કરવું ?" આનન્દલાલે પ્રશ્ન કર્યો.

"તો આપણે બચાવજ કરવો, એમાં કાંઇ સંશય નથી." નિર્મળ બાલાએ કહ્યું: "અને એમ થશે તો એનું પાપજ એને ઘેરશે ! પછી બચાવમાં સઘળું સત્ય પ્રકટ કરવામાં આપણને કાંઇ હરકત નથી, મ્હારું કહેવું હાલને માટે તો એટલુંજ છે કે આપણે દાવો કરવા ન જવું. એને જવું હોય તો ખુશીથી જાય !"

"ચાલો, એટલી પણ છૂટ રાખો છો, એ સારૂં છે. નહિં તો આખી દુનિયાં આપણને ધુતી જવાનો ને લૂંટવાનોજ ધંધો લઇ બેસશે, એ ખાત્રીથી માનજો." દાક્તરે જવાબ દીધો.

"દાક્તર સાહેબ ! આપનું કહેવું જેટલું સત્ય છે, તેટલીજ "શ્રીમતી મૈયાની તકરાર પણ વાજબી છે." "જગતદાસ બોલ્યો. પરન્તુ હવે આપ બંનેના મનનું થોડે વધુ અંશે સમાધાન થયું, એટલે મ્હારે કાંઇ બોલવાનું રહેતું નથી. પણ, ભાઇ ! એમ ત્હમે નિશ્ચય માનજો કે, દુનિયામાં જેમ બુરાં માણસો વસે છે તેમ ભલાં આદમીઓ પણ ત્હેમાં છેજ. બધાં માનવી સારાં નથી તેમ બધાં ખરાબ પણ નથી ! અને આપણા શુભ સંકલ્પો સર્વદા નિષ્ફળ રહે છે એમ માનવાનું પણ કારણ નથી. આપણી ન્હાનકડી નજર કેટલું જોઇ

શકે ?–આપણી ટૂંકી દૃષ્ટિ મર્યાદામાં કેટલું આવી શકે ? સારા વિચાર, સારાં વચન, સારી ભાવના, સારાં કામ, એ સર્વનું જો સુફળ ન મળતું હોત તો હજારો વર્ષનાં જગતના સઘળા ધર્મોનાં શાસ્ત્રો આપણે જૂઠાંજ માનવાં પડત. પણ, બન્ધુ ! એમ નથી, શુભમાં શ્રદ્ધા રાખો; અને અશુભ કરનારને જગતના ઉત્કર્ષ માર્ગ ઉપરથી ઠોકર ખાઇ નીચે પડવું પડે છે, અન્ય ગતિમાન જીવોની લાતો ખાતાં ઉભાં થઇ ત્હેમની પાછળ ખેંચાવું પડે છે, અને વિશ્વક્રમમાં પોતાની સાથેના આત્માઓનો અસાધારણ પ્રભાવ અને વેગ દૂરથી, નિર્બળતાથી, ક્ષોભથી ફક્ત નિહાળવોજ પડે છે– એ સત્ય પણ અવશ્ય માનો. અન્યનું હિત કરીને આકાશનાં આંગણમાં ઉંચે ઉંચે ઉડવું, એ દરેક મનુષ્યને સુસાધ્ય છે. પરન્તુ તેમ કરવાને બદલે અશુભ કરનારનું એટલું બધું નીચું પતન થાય છે, ત્હેનામાં એવી અશક્તિ આવી જાય છે, કે ત્હેને ઉલટો બીજાંએ ઉપાડવો પણ પડે છે !—અર્થાત્ ' ભલું કરનારનું ભલું હો ને બુરૂં કરનારનું બુરૂં હો, ' એ લોકકથનમાં સંપૂર્ણ સત્ય છે.

" આપનું કહેવું ખરૂં છે, " આનન્દલાલે કબુલ કર્યું. આપણે જોઇ શકતા નથી માટેજ અમુક વસ્તુનો સત્ય અથવા અસત્ય કહેવાની ઘેલછા હવે પશ્ચિમના દેશોમાંથી પણ ઓછી થવા લાગી છે. પણ મિસ. ઠાકુર ! આપણે હાલ મંડળને માટે શું પ્રોગ્રામ (કાર્યક્રમ) રાખવો છે, એ નક્કિ કર્યું હોય તો ઠીક. થોડા દિવસ થશે એટલે આ બાવાજી પાછા જવાની ઉતાવળ કરશે. "

" હા, ભાઇ ! " નિર્મળબાલા બોલી: "આપણે થોડા વખત માટે ત્હેનું કામ ઉપમંત્રી દ્વારાજ કરાવી લેવાની ટેમ્પરરી (કામ ચલાઉ) વ્યવસ્થા કરીએ, એ જરૂરનું છે.

" મહારાજ ! વાત એમ છે કે, હાલમાં અમારા સુન્દરી સુબોધ મંડળનું કામ બહુ મન્દ થઇ ગયું છે. રૂપિયાની વ્યવસ્થામાં મ્હેં આગળ આપને વિદિત કર્યું એમ એક સજ્જન અપકૃત્યને લીધે ગોટાળો થયો છે, અને સભાસદોનો ઉત્સાહ પણ ધીમે ધીમે શિથિલ થતો લાગે છે ! આ દાક્તર સાહેબ અને હું દવાખાનાના કામમાંથી છૂટાં થઇ શકતાં નથી; અને નવીન બાબુ જેમણે આવાજ પ્રકારનાં ધર્મ-કાર્યોમાં જીંદગી ગાળવાનું પસંદ કરી પ્રોફેસરની જગોનું થોડા વખ-તથી રાજીનામું આપ્યું છે, તેઓ મંડળના કામને માટે પ્રવૃત્ત થયા કે ત્હેમને પિતાજીની તરફથી પેલી બેન્કની ભાંજગડમાં રોકાઇ રહેવું પડ્યું છે. રસિકલાલ બિચારા એમનાં પત્નીના લાંબા મંદવાડમાં ગૂંચાઇ ગયા છે: પ્રબોધચન્દ્રને એમની નવી જગોનું કામ બહુ જવાબ દારીનું હોઇ, તેઓ એક મિનિટ પણ બીજાં કામમાં રોકી શકતા નથી; અવન્તીરામભાઇનાં ધર્મપત્નીના પરલોકવાસ પછી તેઓની પોતાની તબિયત પણ સારી રહેતી નથી. જગન્નાથને પાછી ફરવાની નોકરી થઇ છે, એટલે તેઓ પણ કાંઇ મદદ કરી શકે તેમ નથી ! હવે બાકી રહ્યા તે સભાસદ સજ્જનો પોતે કાંઇ કામ કરતા નથી,—ત્હેની તો ફિકર નહિં,—પરન્તુ કામ કરીએ છીએ ત્હેમાં તેઓ નકામી તકરારો ઉભી કરી, ખોટી મહેનત આપે છે અને તેથી ઉમંગ બધો જતો રહે છે !—આપને આવવાના જાણી એક વ્યવસ્થાપક કમીટીની સભા બોલાવી હતી, તો તે મળીજ નહિં ! અને હવે કાંઇ કરીએ છીએ તો તે મહાશય પાછા એમ કહેવા લાગશે કે, 'અમને પૂછ્યા શિવાયજ, ત્હમે ત્હમારી કુલસત્તાથી બધું કર્યે જાઓ છો;' અને પાછો બેદરકારીનો, પ્રમાદનો, સત્તાના અભિમાનનો આરોપ મૂકશે !"

" શ્રીમતી ! હું તો ત્હમને કહું છુંજ તો કે, કાર્યક્રમની

ભાંજગડો મૂર્ખાઓને સોંપો; અને આપણે ત્હેમાં વખત ગાળવા કરતાં કામ કરો !—એટલું પ્રભુકૃપાથી સારૂં થયું છે કે, **અબલા સહાયક ફન્ડ અને ફરતું પુસ્તકાલય,** એ વિભાગોને માટે કાયમનો વહીવટ આપણે નિરાળોજ ગોઠવ્યો છે; એટલે એને લગતી કાંઇ બહુ ચિન્તા રહેતી નથી. પણ મ્હારો મત તો એમજ છે કે, સિદ્ધાન્તોને ભાવનાઓની જેટલી આપણે જરૂર છે ત્હેના કરતાં પણ તે અમલમાં મૂકનાર માણસોની નિઃસંશય વધારે જરૂર છે. મ્હને તો, ખરૂં પૂછો તો, કામ જોઇએ છે; ભાંજગડોમાં વખત ગાળવાનું ફળ શું ?" આનન્દલાલ જુસ્સાથી બોલી ઉઠયો.

"ભાઈ આનન્દલાલજી ! આપનું કહેવું સત્ય છે; તથાપિ મંડળ અને ત્હેના નિયમમાં રહી કામ કરવાની પણ આપણે સર્વને જરૂર છે. હું જાતે તો એમ પણ માનતો આવ્યો છું કે જગતમાં કોઇ વસ્તુ એવી નથી કે જે શુદ્ધદિલથી પ્રભુ સહાય માગનારદ્વારા પ્રાપ્ત થઇ ન શકે. પરન્તુ એક મનુષ્ય કરતાં અનેક મનુષ્ય એકત્ર થઈને જ્યારે સત્કર્મ શરૂ કરે છે, ત્યારે તેથી અનેક તરેહનો લાભ થાય છે. અને જેવી રીતે એક ઘોડો અમુક મણ ભાર ખેંચે તો વધારે ઘોડા તેથી વધારેઘણો ભાર વહન કરી શકે છે, ત્હેવીજ રીતનું આપણા જનસમાજને કર્ત્તવ્ય કરવામાં સંયુક્ત બળવડે તે કરવાથી ઘણું વધારે લાભકારક ફળ મળી શકે છે."

"પણ મહારાજ ! તે ઘોડાંની સાથે ગધેડાં ને ખચ્ચર ભળી, 'લાતમલાતા' કરી મૂકે ને ઉલટો ખેંચવાનો ભાર પણ તોફાન કરીને ઉથલાવી મૂકે તો ?" આનન્દલાલે હશી પડીને સવાલ કર્યો.

"ડૉકટર ! ત્હમારી ઉંચી ધર્મનિષ્ઠા અને કર્તવ્ય પરાયણતાનો

જેને અનુભવ ન હોય, તે તો ત્હમને કોણ જાણે કેવાય-સ્વાર્થકુશળ વ્યાવહારિક પુરુષ ધારે ! ” નિર્મળ બાલા સ્મિત હાસ્ય કરતી બોલીઃ “ કબુલ છે કે, ખચ્ચર અને ગધેડાં સાથે સાંકળાયલાં હોય તો ઘોડાનો વેગ મન્દ કરે, તો પણ ત્હેની સાથે એ ભૂલવાનું નથી કે જો ત્હેમને સારી રીતે કબજામાં રાખી કેળવી શકાય, તો-ભાર ખેંચવામાં તો તે ઘોડા કરતાં વધુ શાન્તિથી, વધુ શ્રદ્ધાથી કામ કરી શકે છે, એ ત્હમે ક્યાં નથી જાણતા ? જગતનો ભાર વહન કરનાર ત્હમારા સરતના ઘોડા નહિં પણ એ ખચ્ચરો અને ગધેડાંજ છે !–અને એમને સરળ માર્ગ દર્શાવનાર, રસ્તામાં ધીરજ આપનાર, તથા બળ અને કળથી બોજો વહન કરવાનું શિક્ષણ આપનાર ફક્ત સંત-મહાત્માઓજ છે. ડૉકટર ! આપણે પણ કર્મક્ષેત્રમાં આરબી ઘોડાં તો નથીજ; પરન્તુ ખચ્ચર છીએ કે ગધેડાં, ત્હેની તકરારમાં નહિં ઉતરતાં, હું ત્હમને એટલુંજ કહીશ કે, મ્હને તો મ્હારો જીવનભાર વહન કરવાનું બળ સજ્જન સંગતિને પ્રતાપેજ મળી શક્યું છે.

“ પણ બાવાજી મહારાજ ! એતો ઉપકથા થઈ. આપણે કરવાનું કામ હજી સર્વાંશે અપૂર્ણ છે, તે વિશે વિચાર કરવાનો રહે છે. ઘણા લાંબા વખતના વિચાર પછી મ્હને મ્હારે પોતાને માટે કાર્યક્રમની કાંઈક રેખા સુઝી આવી છે, તે આપને હું વિદિત કરવાની રજા લઉં છું.

“ આપ પણ સ્વીકારશો કે, આપણે મૈયામન્દિર દ્વારા દેશસેવામાં આગળ પગલાં ભરી શકીએ ત્હેને માટે કેળવણીનો પ્રચાર અને સ્વદેશ પ્રેમી સજ્જનોની સહાય વિના તો કાંઈ બને તેમ છેજ નહિં. આને માટે આશ્રમો, શાળાઓ, પુસ્તકાલયો, અને ઔષ-

ધાલયો વગેરે જે અનેક શુભ સંસ્થાઓ મૈયાભક્ત બ્હેનો અને બન્ધુઓ તરફથી ઉભી કરવામાં આવી છે, ત્હેને યથાશક્તિ સહાય આપવી એ આપણો પ્રથમ ધર્મ છે અને આપણે તેમ કરતાં આવ્યાં છીએ. પરન્તુ આપણા મન્દિરના કાર્યક્રમની ફલપ્રદતા માટે એટલુંજ બસ નથી.

લોકસમૂહને આપણા કામથી મદદ મળે છે, એ વાત ખરી છે; પરન્તુ સત્યશઃ ત્હેને આપણી ભાવનાઓનો તો સ્પર્શ પણ થતો નથી! માટે આપણે જે કામ કરવાનું માથે લઈએ છીએ તે પ્રજાવર્ગમાંજ વસીને થાય નો બહુ સુન્દર ફળ અવશ્ય પ્રાપ્ત થાય. તેમ કરવાને માટે એક પ્રકારનું 'મિશન' અથવા સેવાસમિતિ—જે વિશે આપણા કાર્યક્રમમાં સૂચન થયેલું છે—ત્હેની સ્થાપના મ્હને બહુ જરૂરની લાગે છે. લોકોને કેળવણી મળ્યા શિવાય ત્હેમનો અને ત્હેમની સાથે આપણો સર્વનો—આપણી ભારતી મૈયાનો—ઉદ્ધાર થવાનોજ નથી. આવું કેળવણીનું 'મિશન' તો, કદાપિ કોઇ ક્‌હેશે કે, દેશમાં ચોતરફ પ્રકાશ રેલી રહેલા આશ્રમો—શાળાઓ—સંસ્થાઓ કરી જ રહી છે ને? પણ મ્હારા નમ્ર મત મુજબ તેટલું બસ નથી. શાળાઓ સ્થાપિત કરવી, આશ્રમો ચલાવવા, ઔષધાલયો જાગ્રત કરવાં—એ સર્વ બહુ સ્તુત્ય કામ છેઃ લોકોને ઘેર સેવિકાઓએ જવું; ત્યાં જઇ ત્હેમની પાસે સારાં પુસ્તકો વાંચવાં, સારાં કીર્તન કરવાં; પ્રસંગવશાત્ ત્હેમને અન્ન, વસ્ત્ર, દ્રવ્ય અથવા સદ્‌બોધ વડે યથાશક્તિ સહાય કરવી, એ પણ અસાધારણ મહત્વવાળી શુભ પ્રવૃત્તિ છેઃ પરન્તુ એ બધા કરતાંય આગળ વધીને, લોકોમાંજ જઇને વસવું, ત્હેમના વૃત્તિવિહારમાં ભાગ લેવો, ત્હેમનાં દોષ દર્દ સમજવાં, ત્હેમના સદ્‌ગુણ અને સૌજન્ય અનુભવવાં તથા ત્હેમની જિંદગી અને વિચાર સાથે એ રીતે એકતા પ્રાપ્ત કરવી,—

એ હવે આપણને બહુ જરૂરનું છે. પ્રજા સમૂહના હૃદય સાથે આપણું હૃદય ત્યારેજ મળી શકે; ત્હેમને યથાર્થ કેળવણી ત્યારેજ પ્રાપ્ત કરાવી શકાય. આશ્રમ અથવા મઠમાં રહીને કામ કરતી સેવાભગિની, અથવા લોકોને ઘેર જૂદા જૂદા નગરવિભાગોમાં ફરતી સેવિકા બ્હેનો જે સારૂં કામ કરી શકે છે, ત્હેના કરતાં પણ આ રીતે વધારે સારૂં કામ થઈ શકે એમ મ્હને ભાસે છે. લોકોમાંજ—ત્હેમના કોઇ વસતિ વિભાગમાં ન્હાનકડું મકાન લઈ, સાધારણ ગરીબ વર્ગની બ્હેનોના જેવી જિંદગી ગાળવા પ્રયાસ કરતી સ્ત્રીના—બીજું કાંઈ નહિં તો—અનુભવોજ વધુ આકર્ષક, વધારે લાભકારક થઇ પડે, એ નિઃસંદેહ છે. ઘડીક ત્હેમને ત્યાં જઇ કોઇ કોઇ વાર વાતો કરી આવવાથી, સાધારણ રીતે ત્હેમનાં મકાનોની રચના, ત્હેમના સામાનની ગોઠવણી, ત્હેમની વ્યાવહારિક હાલત ત્હેમની જિંદગીની દેખીતી સ્થિતિ,—એ બધું તો સમજી શકાય; પણ એટલુંજ સમજવું બહુ ઉપયોગનું નથી, એતો આપ પણ કબૂલ કરશો. લોકોનાં જિગરની ખરી લાગણીઓ, ત્હેમના અન્તરની ખરી વૃત્તિઓ, ત્હેમનાં જીવનની ખરી જરૂરિયાતોનું, જ્યાં સુધી આપણને પૂરૂં જ્ઞાન નથી, ત્યાં સુધી પ્રજાગણનાં હૃદય ઉપર આપણાં વૃત્તિ વિચાર અને ચારિત્ર્યની સારી છાપ ન પડે એ સ્વાભાવિક છે. ત્હેમનાં જીવન પર પડેલી અજ્ઞાનની અન્ધારી દૂર કરવાને, ત્હેમનાં ચેતન પર પડેલી જીર્ણતાની છારી તોડી નાંખવાને,—તે અજ્ઞાનતાની ગુફાઓમાં, તે જીર્ણતાનાં વિવરોમાં પણ ઉતરવું આવશ્યક છે. આ કામને માટે પુરુષો અધિકારી નથી, એમ તો નહિં; પણ સ્ત્રીઓજ તે કામ ઉત્તમ રીતે કરી શકે એમ છે, એ વિશે બે મત નહિં રહે. અને તેથી આ શુભ પ્રવૃત્તિમાં પડવાના—તે શરૂ કરવાના વિચાર પર હું આવી છું. આપણે હાલ સુધીમાં જે જે કામ કર્યું છે, કરીએ છીએ, ત્હેની ઉત્તમતા સર્વને સ્વીકાર

યોગ્ય છે. પરન્તુ તે પૂરતું હોઇ શકે નહિં અને નથીજ. દૂર ગગનમાં ગાજતી મેઘમાળા અથવા ક્ષિતિજનાં ઉંડાણોમાં ઝબુકતી વિદ્યુલ્લતાની પેઠે આપણી લોકસેવા પ્રજા વર્ગથી નિહાળાય છે. વરસાદ પડતો નથી ત્યાં સુધી વાદળાંની ગર્જના ગમે તેટલી ઘોર હોય, અથવા વીજળીનો પ્રકાશ ગમે તેટલો સખ્ત હોય, અથવા તે બંને ગમે તેટલાં સમિપ હોય, તોપણ—ક્ષણભર જગતમાં આશા અથવા ત્રાસ અનુભવાય, તે વિના—તે શું ઉપયોગનાં છે? આપણાં જિગરની વીજળી બીજાં હૃદયોમાં ઝળહળાટ કરી મૂકતી નથી, અથવા આપણી જિંદગીની મેઘ લહરી અન્યનાં જીવનને ભીંજાવતી નથી, એમાં એ લોકોનો શો દોષ?

"આપણા ચાલુ શુભ પ્રયાસોની અવગણના કરવી એ ચોતરફ સત્પ્રયાસો કરી રહેલી દેશોદયની પવિત્ર સંસ્થાઓનું ખરૂં મૂલ્ય ન સમજાયા સમાન છે; એમની કાર્ય પદ્ધતિ, તે દરેક ઉન્નતિ મન્દિરની અનુકૂળતાઓ, સાધનો, સહાયકો, વગેરેને લઇને રચાયલી હોવાથી, ત્હેના ધર્મક્ષેત્રમાં હજી બહુ કરવાનું બાકી રહે છે,—એ સત્ય આપણીજ ન્યૂનતા, સદોષતા પ્રતીત કરે છે. સ્વદેશના ઉત્કર્ષને માટે પ્રયાસ કરવાની અનેક દિશાઓ ખાલી છે, કંઇક માર્ગો ઉજડ છે. અને ત્હેમાંનો એકાદ (અથવા વધુ) જે આપણા **મંડળની** કર્તવ્ય ભૂમિકામાં આવી જતો હોય તે સ્વીકારી, તેજ રસ્તે જીવન વ્યયે કરવો એ હાલને માટે આપણી પ્હેલી ફરજ હું સમજું છું.

"**સુન્દરી સુબોધ મંડળને** અંગેજ પરન્તુ સ્વતંત્ર અને નિરાળી દિશામાં આ પ્રવૃત્તિની ગતિ થાય તેમ છે, અને **મૈયામંદિરના** હેતુ પાર પાડવાનું પણ એ એક ઉત્તમ સાધન બને તેમ છે. પરન્તુ નવીન માર્ગે આ પ્રયાણ હોવાથી ત્હેમાં જે મુશ્કેલીઓ નડવાની તે અનુભવ

શિવાય જાણી શકાય નહિં. ફરતાં **પુસ્તકાલયો અને ઉપયોગી ગ્રન્થાવલીઓનો** બને તેટલો વ્હોળો પ્રચાર, અને **ફરતાં ઔષધાલયો** અને ઉદ્‌બોધક **વિદ્યા–વિજ્ઞાન અને વૈદકની** કેળવણીનો બને તેટલો વિશાળ વિસ્તાર બહુ આશાજનક છે પણ સ્વાભાવિક રીતે આ નવી યોજનાના જેટલાં સત્ફળ તે કદાચ આપી ન શકે એમ મ્હને તો દૃઢ શ્રદ્ધા થઇ છે. આ રસ્તે અમને પણ લાભજ છે. સાધારણ લોકસમૂહમાં રહી, ત્હેમના જેવુંજ વર્તન રાખવામાં, ત્હેમની જિંદગીની કઠિનતા અનુભવવામાં, અમને પણ દેખીતો ફાયદો છે. અમારાં હૃદયોમાં સામ્રાજ્ય ભોગવતાં ધન, માન, જ્ઞાન, અને યૌવનનાં દુષ્ટ આવરણ ધીમે ધીમે ગળી જવા લાગશે; અને અમારા સંસાર સુધારક મંડળ ઉપર પ્રજાવર્ગની સાથે એકતા નહિં કરી શકયાનો આવતો આક્ષેપ ઓછો થઇ, અમારી સેવા કરવાની શક્તિ પ્રણ અવશ્ય વધશે.

"**મૈયામન્દિર**નો શિષ્યક્રમ લીધા પછી ઘણા લાંબા સમયથી શું કરવું તે વિશે હું હમ્મેશાં વિચાર કર્યાં કરતી હતી; અને ત્હેના પરિણામે તથા ભગવતી યોગિની મૈયાના એક પત્રદ્વારા આ શુભ પ્રેરણા અન્તઃકરણમાં ઉદ્‌ભવ પામી છે. ભગવન્ ! હું જાણતી નથી કે 'કાલે શું થવાનું છે ?' પરન્તુ તે દિવસના આપના ઉપદેશે મ્હારા હૃદયને નિર્મળ કર્યું છે, અને રહી ગયે ખામીઓ આવા માર્ગે સુધરશે. હું ધારું છું કે આ યોજનાને આપ સંમતિ આપશો."

"બ્હેન શ્રીમતી !" જગતદાસે થોડા વખત વિચાર કરીને કહ્યુંઃ "બ્હેન ! ત્હમારા અન્તરની આ ઉદાર વૃત્તિ અવશ્ય સુફલ પ્રાપ્ત કરાવશે એમાં કાંઇ શક નથી. તથાપિ એક વાત જોવાની છે, વિચારવાની છે. ત્હમે જે દુનિયાં જોઇ નથી, તે મ્હેં ઘણી રીતે અનુભવી છે. તેથી વ્યાવહારિક દૃષ્ટિથી કહીએ તો, આપણો જન

સમાજ હજી એવી હાલતમાં છે, જ્યાં એકલા સ્ત્રીને પુરુષ શિવાય રહેવું મુશ્કેલ પડે. છતાં સારો લત્તો જોઇને ત્હમે રહો તો એ મુશ્કેલી ઓછી થાય એમ છે. પણ ત્યાં ત્હમને પુરુષોએ મળવા આવવું જોઇએ નહિં. ત્હમારે જેમ બને તેમ એકલાંજ રહેવું અને આસપાસનાં પડોશીઓના સંબન્ધમાં આવવું જોઇશે. આમ કરવાને માટે ત્હમે કાંતો પરણેલાં હોવાં જોઇએ અથવા કાંઈ સારો, સ્ત્રીઓને અનેક રીતે ઉપયોગી ધંધો કરતાં હોવાં જોઇએ. ત્હમે જે કામ કરવાની હિમ્મત બતાવો છો ત્હેમાં ત્હમારે તે લોકોના જેવીજ ગરીબીની જિંદગી ગાળવી પડશે; અને દેશોદયની મહાન પ્રવૃત્તિઓ જે હાલ ત્હમારી દ્વારા ચાલે છે તે પણ તેટલો વખત ત્યજી દેવી પડશે. આ બધી બાબતનો ત્હમે પૂર્ણ વિચાર કર્યો છે ?"

"અને આપણા દવાખાનાનું, મંડળનું શું ધાર્યું, તે ક્હેશો?" આનન્દલાલે સવાલ પૂછ્યો: "આપણી અનેક હીલચાલોની ત્હમારા વિના શી દશા થાય, તે તો અમે સારીરીતે જાણીએ છીએ; અને ત્હમારાથીય તે કાંઇ અજાણી નથી ! મંડળના કાયદા કાનૂનની ભાંજગડ કરી રહેલા સભાસદો ત્હેના નિયમોની તો સંભાળ રાખશે, અને સ્વાશ્રય શીખશે, એટલે ત્હેની પણ ચિન્તા નથી. પરન્તુ આ દવાખાનાનું શું થવાનું, તે વિશે કાંઇ ધાર્યું છે ?"

"ભાઈ ! કોઇપણ કામ એક માણસ ઉપર આધાર રાખતું નથી અને રાખે તો તે લાંબું ચાલે નહિં. આપણા દવાખાના માટે કોઇ સ્ત્રી-ડૉક્ટરની હું ગોઠવણ કરી આપીશ અને ત્હમે છો એટલે તે સંબન્ધી મ્હને કાંઇજ ફિકર નથી," નિર્મળ બાલાએ હસીને કહ્યું. "અને બાવાજી ! આપની સલાહમાં ગર્ભિત પણ બહુ મહત્વનો અર્થ સમાયલો છે,

તે માટે આપનો ઉપકાર માનું છું અને તે વિશે વિચાર કર્યા વિના સહસા કાંઇ પગલું નહિં ભરૂં.

"**સુન્દરી સુબોધ મંડળ**ની હાલની મન્દ ગતિ તો આપે જોઇ, પણ ઉપાય કાંઇ સૂચવશો ? આપણા દેશના સ્ત્રીજીવનના અનેક મહા પ્રશ્નોનો તાપ હિન્દ મૈયાની ઉગતી પ્રજા માટે બહુજ ચિન્તા ઉત્પન્ન કરાવે છે. ખીલતા યૌવનમાં કરમાયલી કન્યાઓ અને મૃતપ્રાય યુવતીઓ; બલહીન અને પુરુષાર્થ કરવાને અશક્ત, મગજ અને આંખોની નબળાઇ વારસામાં લઇ આવતાં બાલકો તથા ત્હેમાં વધારો કરતા યુવાનો; અન્ધ શ્રદ્ધા, અન્ધ ખર્ચાળપણું, અને સામાજિક જરૂરિયાતોની અજ્ઞાનતા ચોતરફ પ્રત્યક્ષ કરતી જ્ઞાતિઓ અને ધર્મ વિભાગો; અને કુસંપ, દ્વેષ, લોભ, દુર્વૃત્તિ, વગેરેમાં પડ્યો પડ્યો સડતો આપણો જનસમાજઃ આ સર્વ વિશે વિચાર કરવા જતાં તે દિલને ગુંચવી નાંખે છે. આમાંની કોઇપણ બાબતમાં અમે નિર્દોષ નથી એ સત્ય છે. પરન્તુ પોતાની ન્યૂનતાનું–દોષનું જ્ઞાન અને તે ઓછું કરી શકવાની અશક્તિ, એ બે તત્વો એવાં છે કે તે અસાધારણ સામર્થ્યવાળા મહાત્માઓને પણ નિરાશ કરી નાંખે, તો અમારા જેવાં નિર્બળ મનુષ્યોનું શું કહેવું ?"

"બ્હેન શ્રીમતી !" જગતદાસે ધીમે ધીમે, વિચાર કરીને તે બોલતો હોય તેમ, જવાબ દીધોઃ "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।*** બ્હેન, ગીતાજીનું એ પરમ રહસ્ય છે. શુદ્ધ નિષ્કામ સંકલ્પ કહી કામ કરવું, એટલોજ આપણો ધર્મ છે. પ્રભુ-

*માત્ર કર્મ કરવાનોજ ત્હારો અધિકાર છે; ત્હેનું ફળ પ્રાપ્ત કરવાનો નહિં. (અર્થાત્, તું ત્હારૂં કર્તવ્ય કર. પ્રભુની ઇચ્છા અનુસાર ત્હેનું પરિણામ આવશે. માટે ત્હેની ચિન્તા કરવાનું ત્હારે કારણ નથી.)

ની ઇચ્છા અનુસાર આપણે એ કામ કરતાં હોઇશું, એમ કયેમ ન માનવું ? અને આપણી ટુંકી દષ્ટિમર્યાદામાં પણ આપણી હિં-ન્દમૈયાની વસ્તુસ્થિતિ બદલાતી ત્હેને નથી લાગતી ? જે ભૂમિમાં 'સ્ત્રી-ઓ સ્વાતંત્ર્યને યોગ્ય નથી ' અને ' નારી નરકનું દ્વાર છે' એવાં સંકુચિત હૃદયભાવનાનાં વચનો ધર્મશાસ્ત્રનાં ઉત્તમ સૂત્રો જેટલો સ્વીકાર પામ્યાં હતાં, તેજ દેશમાં તું એક અબલા હોઇને આટલો દેશહિતનો વિચાર સ્વતંત્રતાથી કરે છે, એજ એક શુભફળ નથી ?...એટલું આપણે વીસરવું જોઇતું નથી કે, મનુષ્યોની જિંદગી ટૂંકી હોવાથી ત્હેમનાં કર્માકર્મ અલ્પ સમયમાં બંધાય છે; અને પ્રજાઓનું જીવન દીર્ઘ કાળનું હોવાથી સ્વાભાવિક રીતે અકૂકેકા શતકમાં પણ ત્હેના હૃદય ઉપર, ત્હેના આત્મા ઉપર થયેલી અસર સત્યશઃ સમજાઇ શકાતી નથી. પરન્તુ આપણે એટલું તો જોઇ શકીએ છીએ કે, પૂર્વના દેશોની ઉન્નતિના ઇતિહાસમાં જૂદાં જૂદાં કારણોથી પણ લગભગ એકજ સમયે જાપાન અને હિન્દુસ્થાનમાં લોકજાગ્રતિ થવા પામી હતી. જ્યારે ચીન, ઈરાન અને ટર્કીની મહા પ્રજાઓ અજ્ઞાનની ઘોર અંધારીમાં ડૂબી ગયેલી હતી, તે સમયે આપણા દેશમાં વિદેશી રાજ્યકર્તાના નિકટ સંબન્ધથી અને જાપાનમાં એક પશ્ચિમની મહાપ્રજાના નિકટ સામિપ્યથી ઉત્કર્ષનો અરુણોદય થયો હતો. હિંદુસ્થાનના પ્રમાણમાં જાપાન ત્હેના રાજપૂતાના–રાજસ્થાન જેવડુંજ છે; એટલે ત્હેની પ્રજાની જાગ્રતિમાં એકજિગરથી સઘળા લોકવર્ગો ઉમંગભેર ભાગ લઇ શક્યા. અને તેટલીજ મુદતમાં આપણા અનેક પ્રજાવિભાગોથી ભરપૂર મહા વિશાળ ભરતખંડમાં તેમ બની શકે ત્હેવું ન્હોતું; જેને લઇનેજ આપણે પછાત દેખાઇએ છીએ. પરન્તુ લાંબી નિરાશા ભરી રજનિ વીત્યા પછી, જ્ઞાનના પ્રકાશનાં સુહાગી કિરણોમાં પાવન થયા પછી,

હવે કોઇ પ્રકારની સ્વદેશના ઉદ્ધારને માટે આપણે ચિન્તા રાખવાનું કારણ નથી. અને ત્હેવી ફિકર કરનાર આપણે કોણ માત્ર ? પ્રભુની બલવત્તમ ઇચ્છાજ સર્વ કરે છે, એ નિઃશંક છે. આપણો ધર્મ તો એમજ ક્‌હે છે કે નિષ્કામ વ્રત કરો. દેશસેવા એ આપણું સત્યમહાવ્રત છે અને પ્રભુશ્રદ્ધાએ આપણો પરમ ધર્મ છે; એ તું ક્યાં નથી જાણતી, બ્હેન ?"



## પ્રકરણ ૩ જું.

## ઉપભોગની વિષમતા.

### ૧. આમન્ત્રણ પત્રિકા.

ડૉ. આનન્દલાલ હાથમાં એક પત્રિકા લઇને તે વાંચતો, વિચારતો બેઠો હતો. ઘડીમાં ત્હેમાંથી કાંઇ વાંચતો, ઘડીમાં તે હાથમાં આમતેમ ફેરવતો. અત્યારે તે કાંઇ ઊંડા વિચારમાં પડી ગયો હોય એમ ભાસતું હતું. આજ ત્હેનું ચિત્ત કોઇ રીતે અસ્વસ્થ હતું એમ એના વિચારગ્રસ્ત ચ્હેરા ઉપરથી પ્રતીત થતું હતું. એવામાં ત્હેની પત્ની હાથમાં ચ્હાનો પ્યાલો લઇને અંદર આવી.

સુલોચનાએ મઝેનું ' બગલાની પાંખ જેવું ઊજળું ' બુટ્ટાદાર ગવન અને પોલકા ફેશનનો કબજો પ્હેર્યાં હતાં. ગળામાં ત્રણચાર સેરની સુવર્ણ કંઠી, હાથે કાચની અને સોનાની બંગડીઓ, અને પગે પાની પર ઝૂલતાં ઝીણી ભાતનાં રૂપાનાં સાંકળાં ત્હેણે ધારણ કીધાં હતાં. કાને ન્હાનકડાં પણ ઘાટદાર એરિંગ સુહાનાં હતાં, માથાના કપાળ ઉપરના વાળ ત્હેણે–સ્હેજ બાજુ પર સેંથી રાખી–ગુચ્છા પાડી ઓળ્યા હતા, અને ધવલ કપાળમાં કરેલો ઝીણો કંકુનો ચાંલ્લો ત્હેની મનો-

ફુરતામાં વધારો કરી રહ્યો હતો. આંખો સ્હેજ લંબાકાર, ભ્રમરો મધ્યમ ભરાવવાળી, અને મ્હોં સુરમ્ય તથા આકર્ષક હતું; અને ત્હેમાં વદન ઉપર વારંવાર સરતી સ્મિતહાસ્યની લલિત લહરીઓ બહુ સુન્દર લાગતી હતી. સુલોચનાનાં સ્વરૂપની રમણીયતા અને માધુરી જેટલાં અનુપમ હતાં, તેટલીજ—બલ્કે તેથીય વધુ—ત્હેનાં સ્નેહાળ હૃદય અને સંસ્કારી બુદ્ધિની પ્રતિભાપ્રભા ખરેખર અવર્ણનીય હતી. હસતે મુખડે ત્હેણે પતિ પાસે આવી ટેબલ ઉપર પ્યાલો મૂકયો; અને ડૉકટરને વિચારમાં પડેલ જોઇ, ત્હેના ખભા ઉપર હાથ મૂકી પ્રીતિપૂર્ણ નયનથી પતિમુખ સામે તે જોઇ રહી. આ પતિપત્નીને લગ્ન કર્યે કેટલોક સમય થયો હતો, દુનિયાંના થોડા ઘણા તડકા છાંયા પણ ત્હેમણે સાથે જોયા હતા, અને ત્હેમને બે સંતાન પણ થયાં હતાં. તોપણ ત્હેમનાં લગ્ન પછીનો નવીન સ્નેહ હજી એવોને એવોજ તાજો હતો,

" કયેમ, આજ કાંઇ દિલ્હી ને આગ્રા બંને લેવાં છે કે—? " સુલોચનાએ પૂછ્યું. " કાંઇ ખુબ ઊંડા વિચારમાં પડયા જણાઓ છો! ત્હમને એટલો વખત વિચાર કરવાનો પણ આજ મળ્યો તેજ ક્હોને. " તે હશી પડી અને ટેબલ ઉપરથી પ્યાલો લઈ પતિના હાથમાં મૂકયો. " મ્હા ટાઢો થઇ જશે. માટે પ્હેલો એ'ને પછી બીજું—"

સુલોચના કેળવણી ખાતાના એક સુપ્રસિદ્ધ અધિકારીની પુત્રી હતી. ત્હેના પિતા રાવ સાહેબ મનોહરરામે ત્હેને શાળાની અને ઘરની સર્વ રીતે ઉપયોગી કેળવણી લેવાની સગવડ કરી આપી હતી અને ત્હેની માતા લલિતાગૌરી વિચારશીલ વિદૂષી સ્ત્રી હોવાથી ત્હેણે પોતાનાં સઘળાં સંતાનને જેમ બને તેમ સુશિક્ષિત અને સદ્ગુણી બનાવવા માટે પ્રયત્ન કર્યો હતો. આથી સ્વાભાવિક રીતે પોતાનાં ભાંન્ડુમાં સર્વથી મ્હોટી સુલોચના બહુ સુશીલ, વિદ્યારસિક અને

સદ્‌ગુણસંપન્ન થઇ હતી. ત્હેનો વિવાહ મનોહરરામના મિત્ર સંપત્તિરામ સોલીસિટરના જ્યેષ્ટ પુત્ર સાથે કરવાનો ઘણા કાળથી નિર્માણ થયો હતો પરન્તુ સુલોચના અને સંપત્તિરામનો પુત્ર સ્વરૂપચન્દ્ર જેમ જેમ મ્હોટાં થતાં ગયાં, તેમ તેમ આ બાલિકા અને ત્હેની સાથે વિવાહ કરવા યોગ્ય મનાયલા તે યુવાનની કેળવણી, બુદ્ધિ, વૃત્તિ અને પ્રકૃતિ વચ્ચે ગાડાં જાય એટલો તફાવત જણાવા લાગ્યો. સ્વરૂપ શ્રીમાન્ અને કાર્યવ્યવસાયી પિતાને ઘેર જન્મેલો હોવાથી તથા બહુધા મુંબાઇમાં ખર્ચાળ કુટુમ્બમાં અને હલકી પ્રતિના ખુશામતિયા, સ્વાર્થી મિત્રમંડળમાં ઉછરેલો હોવાથી, ત્હેનામાં અનેક દુર્ગુણો દાખલ થયા. તે અતિશય ઉડાઉ, અને ત્હેને પરિણામે દેવાદાર થઇ ગયો હતો; દુર્વ્યસની, દુરાચારી અને શરતોમાં જુગાર રમનાર પણ થવા પામ્યો હતો; અને પિતાએ દર મહિને ભારે રકમો ખર્ચીને ઉત્તમ શિક્ષા ગુરૂઓ પાસે ત્હેના અભ્યાસમાં મદદ અપાવ્યા છતાં, તે યુનિવ્હર્સિટીની મેટ્રિક્યુલેશન ( પ્રવેશક ) પરીક્ષા પણ પસાર કરી શકયો નહિં હતો. હવે તે મ્હોટો થયો હતો અને એકનો એક પુત્ર હતો, એટલે ત્હેના પિતાથી ત્હેના તરફ બહુ દબાણ પણ થઇ શકતું નહિં; કારણ કે માબાપને રંજાડવાના, ત્રાગાં કરીને ત્હેમને ત્રાસ દેવાના, આપઘાત કરવાની અનેક રીતે બ્હીક બતાવવાના વિવિધ હુન્નરોમાં તે કુશળ થઇ ગયો હતો. આ સઘળી હકીકત જેમ જેમ સુલોચનાને તથા ત્હેનાં માતા પિતાને કાને આવતી ગઈ તેમ તેમ સ્વરૂપ તરફનો ત્હેમનો અણગમો વધતો ગયો. સાધારણ સ્ત્રીસ્વભાવ મુજબ આ વિવાહ તોડવાની લલિતાગૌરીની બહુ ખુશી નહિં હતી. કારણ કે 'વર' જોઇએ ત્હેવો ન હતો પણ પુત્રીને 'ઘર,' અર્થાત્ સારાં માણસો, પૈસો, મિલ્કત અને સાહેબીનું સુખ તો સંપત્તિરામને ત્યાં પુષ્કળ મળે

તેમ હતું. ત્હેમનાં પત્ની પણ બહુ ઉદાર, મ્હોટા મનનાં અને અશરાફ માણસ હતાં. અને કેમ જાણ્યું કે આગળ જતાં સ્વરૂપ પણ નહિં સુધરે ? ત્હેમના આવા વ્યવહારિક વિચાર હોવા છતાં, સુલોચનાના આગ્રહથી ત્હેમણે પોતાના પતિને આ વિવાહનો વિચાર કાયમ રાખવા જેવો છે કે કેમ તે વિશે તપાસ કરવા કહ્યું. મનોહરરામથી મિત્રના પુત્રનું વર્તન અજ્ઞાત ન્હોતું; પણ આટલા લાંબા વખતથી કહી રાખ્યા પછી એકદમ ના કહેવી એ ઠીક નહિં, અને આપણે તોડીશું તો એમને ત્યાં પુત્રી દેવાને બીજા દસ તૈયાર થશે, એ વાતની ખાત્રી હોવાથી, ત્હેમણે આગ્રહપૂર્વક સંપત્તિરામને લખ્યું કે, ' સ્વરૂપને કોઇ સારા ઉદ્યોગમાં નાંખી ત્હેની જિંદગી સુધારવાનો પ્રયત્ન કરવાનો આ વખત જાય છે. હાલ જો ત્હમે ત્હેના તરફ દુર્લક્ષ રાખશો તો ત્હેને પછીથી સુધરવાનો સંભવજ નહિં રહે, અને મ્હને પણ તેથી આપણા અરસ્પરસના નિર્માણ કરેલા સંબન્ધમાં વિક્ષેપ પડશે એમ ધાસ્તી રહે છે. ' આ પત્રથી તથા સ્વરૂપ સામે આવતી વારંવારની ફરિયાદો અને ત્હેને સુધારવાની પોતાની અશક્તિથી જાગ્રત થઇ પુત્રને વિલાયત મોકલવાનો સંપત્તિરામે ઠરાવ કર્યો. અને કાંઇ નહિં તો બેરિસ્ટર થઇને આવશે તોપણ આપણી પેઢીની મારફત ધીમે ધીમે કામ ધંધામાં પડશે એટલે એની મેળે સુધરી જઇ ઠેકાણે આવશે, એમ પણ તેઓએ માન્યું. સ્વરૂપને વિલાયત જવાનું નાપસંદ પડે એમ નહિં હતું, તેથી ખુશી ખુશાલીથી ઉપડયો. અને અહિં બધાયે એમ માન્યું કે હવે તે કાંઇક પણ માણસાઇમાં આવશે. વિલાયતમાં સ્વરૂપને માટે સંપત્તિરામે પોતાના એક જૂના સુરબ્બી અને મિત્ર, મુંબાઇમાંથી ઘણો પૈસો કમાઇ, વૃદ્ધ થવાથી વિલાયત પાછા ગયેલા બેરિસ્ટરને ત્યાં રાખ્યો; એટલે ત્હેનાથી મોજ શોખો ભોગવાઇ તો ખરી

પણ ગમે તેમ કરીને પરીક્ષામાં તે પાસ પણ થયો. વિલાયતમાંયે ત્હેણે પોતાનાં અપલક્ષણ ત્યજ્યાં ન્હોતાં, એટલે સાહેબ બનીને મુંબાઈ પાછો આવ્યો, ત્યારે આગલી ખામીઓ અને દૂષણો ઉપરાંત યુરોપિયન પ્રજાઓના કેટલાક દુર્ગુણો પણ સાથે લેતો આવ્યો હતો. આથી તે ધંધાને લગતું સાધન તો મેળવી આવ્યો પરન્તુ સુધરવાને બદલે ઉલટો બગડ્યો હતો. આ વસ્તુસ્થિતિ ત્હેના મુંબાઈ પાછા આવ્યા પછી જણાયા વિના ન રહી અને ત્હેને પરિણામે મનોહરરામને પુત્રી સાથે ત્હેનું કરી રાખેલું વેવીશાળ રદ કરવાની ફરજ પડી. પણ આમ કરતાં ઉમ્મરે પ્હોચેલી સુલોચનાને માટે યોગ્ય વર ખોળવાની અનેક પ્રકારની ચિન્તા ત્હેને માથે આવી આ જ વખતમાં આનન્દલાલે દાકતરની છેલ્લી પરીક્ષા માન સાથે પસાર કરી; અને ત્હેની સાંસારિક સ્થિતિ સાધારણ તથા કૂળ ઉતરતું હોવા છતાં, સુલોચનાના આગ્રહથી ત્હેનો વિવાહ તે નવા થયેલા દાક્તર સાથે કરવા વિચાર થયો. પણ અહિં વળી એક બીજી મુસીબત નડી. આનન્દલાલને આ લગ્ન વિચારની વાત કરતાં, તે માગણી તો ત્હેણે ઉપકાર સાથે સ્વીકારી; પરન્તુ મનોહરરામને ત્હેણે જણાવ્યું કે, " મ્હેં મ્હારું જીવન દેશસેવાનાં કામોમાં માત્ર આજીવિકા પૂરતો બદલો લઇ ગાળવાનો સંકલ્પ કર્યો છે, અને તેથી ઍસિસ્ટન્ટ સર્જનની નામદાર સરકાર તરફથી આપવા માંડેલી મ્હોટી જગોનો પણ અસ્વીકાર કીધો છે. આપનાં પુત્રીને આવી ફરજિયાત ગરીબીની જિંદગી મુશ્કેલ પડશે, માટે તે વિશે આપ સર્વેએ પ્હેલો વિચાર કરવાનો છે.' મનોહરરામને તો આનન્દલાલના આ વિચાર એક પ્રકારની ધૂન અને ઘેલછાજ જણાઈ ! ત્હેમણે ત્હેને ખૂબ સમજાવ્યો કે ઍસિસ્ટન્ટ સર્જન થઇને પણ સારી રીતે લોકસેવા થઇ શકશે અને પગારમાંથી જે રકમ ખર્ચ

કરતાં વધે તે સારાં કામોમાં ખર્ચાઈ શકશે. અને તેમ ન કરે તો પોતાની પુત્રીનાં લગ્ન ત્હેની સાથે કરવાનો વિચાર માંડી વાળવાની પણ ધમકી ત્હેને આપવામાં આવી. પરંતુ તે એકનો બે ન થયો. અન્તે સુલોચનાને આ સઘળી હકીકતથી વાકેફ કરવામાં આવી; ત્હેની માતાએ ત્હેને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે, 'બ્હેન! ત્હારા બાપની આબરૂ છે, તેટલો ત્હેમની પાસે પૈસો નથી અને ત્હમે ભાન્ડુ પણ ઘણાં છો. તેથી જો તું આણંદ સાથે લગન કરવા ઇચ્છા રાખીશ તો એ સુનીતિવાન, ભણ્યોગણ્યો અને સારો માણસ છે એટલે ત્હારા પિતા ત્હારું લગ્ન એની સાથે કરશે તો ખરા, પણ પછી ત્હને એમનાથી કાંઇપણ મદદ થઇ શકશે નહિં, એમ ત્હેમણે ત્હને કહાવ્યું છે. મ્હારા મનમાં તો હજીએ એમ થયાં કરે છે જે સ્વરૂપ સાથેનું લગ્ન કાંઇ ખોટું નથી ને એને ત્યાં ત્હારે કોઇ રીતની પૈસાટકાની અગવડ ભોગવવી પડશે નહિં. ને પૈસાવાળાનું છોકરૂં છે તે જરા મ્હોંયે ચ્હડયો છે પણ બારિસ્ટર થઇ આવ્યો છે એટલે ધીમે ધીમે એની મેળે કૂટાઇને ઠેકાણે આવશે.' સુલોચનાને આ વ્યાવહારિક સલાહ પસંદ પડી નહિં. 'વર'ની સાથે પરણવાનું છે, 'ઘર'ની સાથે નહિં,—એ ત્હેનો ઉત્તર છેવટનો અને જવાબ દઇ શકાય નહિં એવો હતો. નાલાયક જુવાનની સાથે લગ્નસંબન્ધ કરી જિંદગી બગાડવી, એના કરતાં ગરીબી એ વધારે મ્હોટું દુઃખ ન્હોતું. અને આનન્દલાલ જેવો ઉદ્યોગી, ચારિત્ર્યવાન, સદ્‌ગુણી પતિ મળે એ પોતાનું મ્હોટું ભાગ્ય તે સમજવા લાગી. મનોહરરામને પણ ત્હેની દલીલ ખરી લાગી અને અન્તે ત્હેમણે પુત્રીનું લગ્ન આનન્દલાલ સાથે કીધું. સુલોચનાએ સાસરે આવ્યા પછી એવું મઝેનું વર્તન રાખ્યું, એવી અન્તઃકરણપૂર્વક તે પતિના સંકલ્પોને ટેકો આપવા લાગી, કે આનન્દલાલને પણ આવી

ઉત્તમ નીતિ અને વિવેકવિચાર વાળી યુવતી પત્ની તરીકે મળી તે માટે તે પ્રભુનો આભાર માનવા લાગ્યો હતો. આ દંપતીએ જેમ બને તેમ ખર્ચ કમી રાખી, કરકસરથી જિંદગી ગાળવા છતાં પણ સુખ પ્રાપ્ત કરી શકાય છે એ મહાન સત્યનો અનુભવ કરવા માંડયો હતો. ત્હેમને એક પુત્ર અને એક પુત્રી એમ બે સંતતિ થઇ હતી. આનન્દલાલે અકસ્માત સામેના બચાવ માટે દીર્ઘદૃષ્ટિ રાખી પોતાના મકાન અને જિંદગીનો વીમો પણ ઉતરાવ્યો હતો; અને પતિપત્ની બંને નિઃશંક અને ચિન્તા વિના સુખશાન્તિમાં પોતાનું જીવન ગાળતાં હતાં.

આનન્દલાલે જરા હસીને હાથમાંની પત્રિકા પત્નીને આપી." ત્હેં આજ બે ગુન્હા કર્યા. એક તો ચ્હા બનાવ્યો અને વળી તે ત્હારો વાંક ઢૂંપાવવાને માટે એ વાતજ ઉડાવવા માગે છે ! મ્હેં ત્હને કહ્યુંજ છે તો કે, ચ્હા–કોફ્રિ–કોકો વગેરે વસ્તુઓની પેદાશ માણસને ગુલામગીરીનાં દુઃખ સહન કરાવે છે અને તેથી એ વાપરતાં ખરૂં કહું તો દિલ દુખાય છે. હું જાણું છું કે, તું એવીજ નિર્દયતાથી તૈયાર થતા મ્હારી સાઇકલના–રબરનો દાખલો આપીશ ! પણ તે બાબતમાં હું નિરુપાય છું. સાઇકલ વાપર્યો વિના ચલાવી લેતાં મ્હારાં ઘણાં દર્દીઓ વધુ હેરાન થાય તેમ છે; અને ચ્હા વગેરે પીધા વિના ચલાવી લેવાથી કોઇને દુઃખ થતું નથી–એટલુંજ નહિ, પણ–"

" ચ્હા પીધા વિના અમને દુઃખ થાય છે, એ ત્હમે કયાં જાણતા નથી ? " સુલોચના. હશીને બોલી " ત્હમે રાતે ખાઓ નહિં, તે ત્હમને પચતું નથી અને ભૂખ નથી લાગતી તેથી, એ વાત તો જાણે સમજ્યાં. પણ દૂધ પીઓ તો પાછું ખર્ચ વધી જાય !–તેથી ચ્હા કર્યો. હવે કહો કાંઇ બાકી રહે છે–કહેવાનું ? " ત્હેનાં નયન અને વદન બંને મૃદુ વક્રોક્તિ સૂચવી હસતાં હતાં.

" પણ મ્હારે ચ્હા અગર દૂધ પીવું હોત તો હું કહેત નહિં ? અને એવી ખોટી કરકસર કરવાનું હું કોઇ પણ દિવસ ત્હેને કહું છું ? " આનન્દલાલે ચ્હા પીવો શરૂ કર્યો. " આ તો લગભગ દૂધજ છે, " ત્હેણે કહ્યું.

" હાજી. આપ એમને એમ દૂધ ન પીઓ, ત્યારે કરવું શું ?" પત્નીએ વિનોદમાં જવાબ દીધો અને તે પત્રિકા વાંચવા માંડી. "પણ કહો તો ખરા. આ પત્રિકાનું શું કરવાનું છે ? "

આનન્દલાલ અને સુલોચનાને શેઠ લક્ષ્મીનારાયણને બંગલે પ્રબોધચંદ્ર અને સરલાગૌરી તરફથી સ્નેહસમીલનમાં પધારવાનું તે આમન્ત્રણ હતું. પ્રબોધચન્દ્રે શેઠના વિશાળ બંગલાની પાસેજ એક ન્હાનકડો પણ સુન્દર, અને નદીના તટપર આવેલ બંગલો ભાડે લીધો હતો; અને આ બે બંગલાઓના કમ્પાઉન્ડ એક બીજાની સાથે સાથે હોવાથી તથા જવા આવવાનો ખાનગી રસ્તો પણ ત્હેમાં હોવાથી, રતનરામે પ્રબોધચન્દ્રનો ' પાર્ટી' આપવાનો વિચાર સાંભળી, તે બંગલામાં સંતોષકારક સગવડ નહિં થઇ શકે એમ માનીને, પોતાનો બંગલો વાપરવાને માટે આપવાની માગણી કીધી હતી અને પ્રબોધચન્દ્રે તે ઉપકાર સાથે સ્વીકારી હતી.

" તું આવી ત્યારે હું પણ એજ વિચાર કરતો હતો. પ્રબોધચન્દ્ર અને નિર્મળબાલાનો ત્હારે માટે મ્હને ઘણો આગ્રહ થયો છે, એટલુંજ નહિં પણ રતનભાઇ તરફનું પણ આ આમન્ત્રણ છે. પ્રબોધચન્દ્રે મ્હને એમના ઉપર રતનભાઇનો કાગળ આવેલો તે વંચાવ્યો હતો. એ હાલ આબુ તરફ છે અને આ સમીલન થવાનું ન હોત તો કદાચ હમણાં તે પાછા આવત પણ નહિં. શેઠજી સાહેબ પાસે કાંઇ ખાસ કામ માટે એ ગયા છે. ત્હેણે પણ બહુજ આગ્રહપૂર્વક મ્હને

અને ત્હને એ 'પાર્ટી'માં જવાનું કહેવા લખ્યું છે. મ્હેં બાલા અને પ્રબોધચન્દ્રને આપણો સાધારણ રિવાજ આવા મેળાવડામાં ભાગ લેવાનો નથી એમ કહ્યું, પણ એમણે તો એ વાતને ન આવવાનું ફક્ત બ્હાનુંજ ગણી કહાડીયું અને ત્હારા ન જવાથી સરલાને પણ ઘણું ખોટું લાગશે એમ તેઓ કહેતા હતા. આમ છે, હવે કરવું શું ?"

"પણ એમ કરો ને કે, ત્હમે જાઓ; અને હું છોકરાંની તબિયત ઠીક નથી એમ કહીને ઘેર રહી શકીશ. અને સરલાને પણ તેથી ખોટું માનવાનું કાંઇ કારણ નહિં રહે."

"ના. ના. એવું અસત્ય બોલવા કરતાં ત્યાં જવુંજ ઠીક છે," આનન્દલાલ બોલી ઉઠયો. "આપણે એવા મેળાવડામાં જતાં એવું શું બ્હીવા જેવું છે કે જૂઠું બ્હાનું કહાડવું પડે ?—મ્હારો તો વિચાર થાય છે કે આપણે બંનેએ જવું."

"અને છોકરાંનું શું થશે ?" સુલોચનાએ પૂછ્યું.

"રસિક ત્હારી પાસે રહેશે અને લતાને લઇને દીવાળી સાથે આવશે." આનન્દલાલે નિકાલ કર્યો.

"એતો જાણે ઠીક, પણ લૂગડાં જોઇશે ત્હેનું કેમ ? મ્હારી પાસે એવી 'પાર્ટી' ફાર્ટીમાં જવાને પ્હેરવા જેવાં લૂગડાંજ નથી, તે ત્હમે ક્યાં નથી જાણતા ? અને છોકરાંને તો ગયા લગન ગાળામાં શીવડાવેલાં છે એટલે ચાલશે, પણ ત્હમે ત્યાં આમને આમ જશો?"સુલોચનાએ કહ્યું.

"એ બાબત પણ મ્હેં વિચાર કરી રાખ્યો છે." આનન્દલાલ બોલ્યો. "ઉન્હાળામાં પંદરેક દિવસ માથેરાન જવા માટે જે રકમ આપણે બચાવીએ છીએ, ત્હેમાં લગભગ પોણોસો રૂપિયા થયા છે. આ વરસ માથેરાન જવાનું માંડી વાળીશું અને ત્હેમાંથી ત્હારે માટે કોઈ સારા પ્રસંગોએ બ્હાર જવા માટે પ્હેરવા જેવાં

કપડાં તું તૈયાર કરાવી લે. પાર્ટીને હજી એક અઠવાડીયાની વાર છે."

"પણ ત્હમારાં લૂગડાં જોઇશે, ત્હેનું કેવી રીતે કરવું ધાર્યું છે?" પત્નીએ ફરીથી પૂછ્યું.

"અરે, મ્હને તો લુગડાં બૂગડાં કાંઇ બી નહિં જોઇએ," પતિએ ઉત્તર દીધો. "લોકો મ્હને સારી રીતે ઓળખે છે અને જે બોલાવશે તે મ્હારૂં મ્હોં જોઇને બોલાવશે, કપડાં જોઇને નહિં!" તે હસી પડયો. "પણ ત્હારે તો સારાં લૂગડાં તૈયાર કરાવવાંજ પડશે. અમારી પુરુષોની ખરી શોભા તમો—અમારી સ્ત્રીઓથી છે. ને મ્હારો પ્હોર શીવડાવેલો 'સુટ' ( કોટ પાટલૂન વગેરે કપડાં ) તો છેજને. તે મ્હેં ભાગ્યે એક બે વખત પણ પ્હેર્યો હશે."

"હા, ખરેખર. ત્હમારે તો એ 'સુટ'થી ચાલશે. એતો હું ભૂલીજ ગઇ'તી. અને મ્હારે પણ આપણે પેલે વરસ પોલકાં અને ચીનાઇ સાડી કરાવ્યાં'તાં હતાં, ત્હેમાંની એક જરા ઓછી જૂના જેવી છે, ત્હેને નવી લેસ (કોર) લગાડી નવા જેવી બનાવી દઇશ એટલે ચાલશે. પણ આપણે માથેરાન જવાના પૈસા તો નથી ખર્ચી નાંખવાના. ત્હમારી તબિયત ત્યાં ગયેથીજ કંઇક ઠેકાણે આવે છે. અહિં ત્હમે જરાએ જંપો છો ? આખો દહાડો અને રાતે પણ કોઇ—કોઇ ને કોઇ દર્દી તો હોયજ. માટે મ્હારે નવાં લૂગડાંની જરૂર છે, તે કરતાં વધારે જરૂર ત્હમારે વરસમાં એકવાર હવાફેરની અને થોડા દિવસના તદ્દન આરામની છે."

"ભલે, ત્હને એમ ઠીક લાગે તો એમ કર." આનન્દલાલે પત્નીનો ઠરાવ સ્વીકારતાં કહ્યું: "ચાલ, પેલી નવી ચોપડી હું લેતો આવ્યો છું તે મ્હારી 'બેગ' (ચામડાની થેલી)માંથી કહાડી લાવ. એ બહુ સરસ છે; મ્હારી ખાત્રી છે કે ત્હને પણ ત્હેમાં જરૂર રસ પડશેજ."

વિલાયતમાં અને અમેરિકામાં અનાથ સ્ત્રી બાલકોના પોષણ અને સંરક્ષણ માટે શું શું ઇલાજ લેવાય છે ત્હેનું સારૂં બયાન ત્હેમાં છે. દીવો જરા આ તરફ મૂક." સુલોચનાએ ચોપડી આપી તે ઉઘાડી, ત્હેણે ધીમા અને મધુર અવાજથી વાંચવા માંડી; અને ત્હેની સુશીલ પત્ની ત્હેના પગ આગળ એક તકીઓ મૂકી સૂતી સૂતી, ત્હેના પગે પોતાનો મૃદુ સ્પર્શ ભર્યો હાથ ફેરવતી, સાંભળવા લાગી.

## ૨ સ્નેહ સંમીલન:

સરલાને આજ મહા ઉમંગ અને પરમ સન્તોષનો દિવસ હતો. પ્રબોધચન્દ્રે નદીને સામે પાર જે બંગલો લીધો હતો, તે ન્હાનો પણ સુન્દર અને સારી જગોએ આવેલો હતો. એક તરફથી ત્હેના કમ્પાઉન્ડનાં ન્હાનકડાં પગથિયાં છેક નદીના પાણી સુધી પ્હોચતાં, અને બીજી બાજુએ વેલાઓનાં પાંદડાંથી છવાઇ રહેલો દરવાજો રાજમાર્ગ ઉપર પડતો હતો. શેઠ લક્ષ્મીનારાયણના બંગલાની જોડેજ તે આવેલો હતો અને તે બંનેની વચમાં આવેલી દિવાલમાં જવા આવવાને એક બારી પણ હતી. પ્રબોધચન્દ્રે સ્નેહસંમીલનની પાર્ટી આપવાનો વિચાર કર્યો અને ત્હેને માટે તૈયારી પણ કરવા માંડી પરન્તુ એક બાબતની ચિન્તા ત્હેને બહુ હતી. કમ્પાઉન્ડમાં ફૂલઝાડ વગેરેએ ઘણી જગો રોકી હતી અને મૂળેજ તે ન્હાનો પણ હતો. એટલે પોતાના દરજ્જા અને ઓળખાણના પ્રમાણમાં મહેમાનોની મ્હોટી સંખ્યા આવે, ત્હેનો યોગ્ય સત્કાર કરવાની અને ત્હેમને દરેક રીતે સગવડ કરી આપવાની અહિં મુશ્કેલી નડે તેમ હતું.

પણ એવામાં ત્હેને મંજુલ ગૌરી તરફથી રતનરામનો કાગળ મળ્યો. થોડાક વખતથી રતનરામ કોઇ ખાસ કામમાં હોય એમ જણાતું હતું અને ત્હેને બ્હારગામ વધારે રહેવાનું થયું હતું. ત્હેણે

પોતાની પત્ની પાસેથી પ્રબોધચન્દ્ર પાર્ટી આપે છે એમ સાંભળી, ત્હેનો બંગલો તે કામ માટે બહુ ન્હાનો પડશે ધારી, ત્હેણે પોતાનો બંગલો તે કામ માટે વાપરવાને આપવા માગણી કરી હતી. પ્રબોધચન્દ્રને આ સૂચના બહુજ સુગમતા ભરેલી લાગી અને તેથી ત્હેણે તરતજ તે કબૂલ કરી લીધી. સરલાને આ ગોઠવણ બરોબર અનુકૂળતો પડી નહિં, કારણકે હેને તો પોતાને બંગલેજ બધું કરવું હતું; પરન્તુ જ્યારે અનેક પ્રકારની સગવડતાની ખામિઓ, પોતાના બંગલામાં પડશે તે, સમજાવવામાં આવી ત્યારે મને–કમને પણ ત્હેને પોતાના વાંધા ત્યજી દેવા પડયા હતા.

આજ તે પોતાના દિલની ઉભરાતી ખુશાલીના પૂરબ્હારમાં હતી આખો દ્હાડો ત્હેણે અને મંજુલે મહેમાનોના સત્કાર માટે વિવિધ જાતની આકર્ષક અને મનોહર રચનાઓ કર્યાં કરી હતી અને સંગીત, ઉપાહાર તથા પુષ્પમાળાઓ અને તોરણોની તૈયારીમાં દિવસ ક્યાં ગયો તે પણ જણાયું ન્હોતું. અજવાળી રાત છતાં, ત્હેમાં નૃત્ય કરતાં રંગ બેરંગી કાગળનાં જાપાની અને કાચનાં સ્વદેશી ફાનસોનાં ઝુમખાં ઝાડોએ, માંડવાઓએ, અને કમ્પાઉન્ડની દિવાલપર સુહાતાં હતાં. અને વચમાં વચમાં રંગીન ગોળાઓમાં વીજળીની રોશની પણ સૌમ્ય, આનન્દન પ્રકાશ રેલી રહી હતી. આસોપલ્લવનાં તોરણો ફૂલથી લચી જતી વેલીઓના માંડવા, અને ફૂલ ઝાડનાં કુંડાં ગોઠવી ગોઠવીને કરેલી કૃત્રિમ પણ કલાભરી રચનાઓથી શેઠ લક્ષ્મીનારાયણના બંગલાનો વિશાળ કમ્પાઉન્ડ બહુ રમણીય બન્યો હતો. અને ત્હેની બાજુઓમાં થઇને એક ન્હાનું સરખું વ્હેળિયું સરતું ન હોય તેમ, નળના સતતવાહી પાણીના પ્રવાહ, ત્હેને માટે નિર્માણ થયેલા માર્ગમાં થઇ, વહી જઇને નદીમાં ખાલી થતો હતો. ઠેકાણે ઠેકાણે પાટલીઓ, ખુરશીઓ, કોચ

વગેરે વિશ્રામનાં સાધનો તૈયાર હતાં. અને કંપાઉન્ડને એક ખૂણે આવેલી પુષ્પ કુંજમાંથી સરતા અને વારંવાર બદલાતા, હારમોનિયમ —સિતાર—બીન વગેરે સંગીત સાહિત્યના મધુરા સુર માનવ હૃદયને અતિશય શાન્તિ અને આનન્દ અર્પતા હતા.

થોડો વખત 'સિનેમેટોગ્રાફ'ના સુન્દર ખેલ કરવાની ગોઠવણ હતી અને એકાદ બે જાદૂના ખેલ થવાને માટે પણ વખત રાખવામાં આવ્યો હતો. બે ત્રણ બાલિકાઓ સંસ્કૃત અને ગૂજરાતી પદ તથા ગીત ગાય ત્હેને માટે થોડા સમયની વ્યવસ્થા હતી. અને ઉપાહારને માટે સુરત અને મુંબાઇના જાણીતા મેવા મીઠાઇની તૈયારી તથા આઇસક્રીમ સોડા—લેમન અને દૂધ, ચ્હા, કાફી—જેને જે પસંદ હોય તે તરતજ ત્હેમને મળી શકે ત્હેને માટે ખાસ સગવડ કરેલી હતી. ટૂંકામાં કહીએ તો ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ અને સારામાં સારી વ્યવસ્થા આ પાર્ટીમાં બ્હોળે ખર્ચે યોજવામાં આવી હતી.

યૂરોપિયન, પારસી, મુસલમાન અને હિન્દુ સ્ત્રી પુરુષો ધીમે ધીમે આવવા લાગ્યાં. વ્યવસ્થા એમ હતી કે, સન્નારીઓને પોતાને માટે જૂદાજ રાખેલા સ્ત્રી વિભાગમાંજ હરવું ફરવું હોય તો, ત્યાં ત્હેમને આવકાર દેવાને અને ત્હેમની દરેક સગવડ સાચવવાને લલિતા તથા ત્હેની બ્હેન કમળા અને ત્હેના ન્હાના ભાઇ ચન્દ્રકાન્તની પત્ની ગુલાબ હાજર હતાં; અને સાધારણ વિભાગમાં દંપતીઓ તથા બાનુઓ અને ગૃહસ્થોને યોગ્ય સત્કાર આપવાનું કામ પ્રબોધચન્દ્ર અને સરલા કરતાં હતાં. અહિં સ્ત્રી પુરુષોની જરૂરિયાતો પૂરી કરવાની ફરજ ચન્દ્રકાન્તને સોંપાયલી હતી, જે કામ તે કેટલાક મિત્રોની સહાયથી કર્યે જતો હતો. આ સામાન્ય વિભાગમાં સન્નારીઓ

અને સદ્‍ગૃહસ્થોને અરસ્પરસ મળવાની, વાતચીત કરવાની, સાથે ફરવા હરવાની, સઘળી તરેહની સુન્દર સુગમતા હતી. જગતદાસ, નિર્મળબાલા, પ્રતાપચન્દ્રરાય અને નવીનચન્દ્ર; અવન્તિરામ અને રસિકલાલ; જગન્નાથ અને ઈન્દિરા ( જેઓ બ્હારગામથી ખાસ આ પ્રસંગે આવ્યાં હતાં ); શહેરનું શેઠિયા મંડળ, જિલ્લાનો અધિકારી વર્ગ, કાંપના યૂરોપિયન અમલદાર તથા ત્હેમની બાનુઓ, અને શહેરના મુત્સદ્દી ગૃહસ્થો વગેરે સર્વ આ નવા એસિટણ્ટ કલેક્ટરના સન્માનાર્થે આજ સંમીલનમાં આવ્યાં હતાં. કમ્પાઉન્ડ ઘણો વિશાળ અને સગવડતા ભર્યો હોવાથી, આમન્ત્રેલ મંડળ મ્હોટું હોવા છતાં કોઇ જગોએ બહુ ભીડ જેવું લાગતું નહિં હતું. અને સ્ત્રી વિભાગ જૂદો હોવા છતાં આમથી તેમ જતી આવતી બાનુઓને લીધે તે કોઇ રીતે સંકુચિત રહ્યો ન્હોતો.

આ વખતે આનન્દલાલ અને સુલોચના બાગમાં દાખલ થયાં. ત્હેને ગાડીમાંથી ઉતરતો જોઇ,–" હલો ( ઓહો ), ડૉક્ટર ! ત્હમે આજ ક્યાંથી પકડાઇ ગીયા ? " એમ વિનોદમાં પ્રશ્ન કરતો એક પારસી ગૃહસ્થ ત્હેની સાથે ' શેકહેન્ડ ' ( હાથ મિલાપ ) કરતો કરતો વાત કરવા લાગ્યો; અને તે સુલોચનાને તથા છોકરાંને પોતાની ગાડીમાંથી ઉતારે છે, એટલામાંજ પ્રબોધચન્દ્ર તથા સરલા ત્યાં આવી પ્હોંચ્યાં ત્હેમણે તે બધાંને સ્વાગત કર્યાં. દાક્તરને આવેલ જોઇ નિર્મળબાલા અને મંજુલ ગૌરી જેઓ સાથે બેશી અત્યાર સુધી વાત કર્યાં કરતાં હતાં ત્હેમણે એક સિપાઇને આ દંપતીને બોલાવવા મોકલ્યો. પરન્તુ વચમાં " ફક્ત બાનુઓ માટેજ "–એવું પાટીયું વાંચી સુલોચનાએ તે વિભાગમાં જવા ઇચ્છા કરી. આ વખતે ત્હેની પુત્રી લતા ઉંઘમાં આવેલી અને જક કરી રોયાં કરતી હોવાથી ચાકરડી પાસે રહેશે

નહિં ધારી, ત્હેને પોતેજ તેડી લીધી હતી, તેથી પુરુષોમાં થઇને છો-કરીને લઇને જવું ફાવ્યું નહિં. આ અથવા બીજા કોઇ કારણથી ત્હેણે સ્ત્રી વિભાગમાંજ દાખલ થવાનો વિચાર પતિને જણાવ્યો. આ-નન્દલાલે ચન્દ્રકાન્તને પોતાની પત્નીની સગવડ તે વિભાગમાં સચવાય એમ વ્યવસ્થા કરવા કહ્યું અને પોતે નિર્મળાબાલા તથા મંજુલ ગૌરી બેઠાં હતાં ત્યાં પુત્રને સાથે લઇને ગયો. રસિકને તો જોતાની સાથેજ મંજુલે ઉપાડી લઈ ખોળામાં બેસાડી વ્હાલથી ચૂમીઓ લીધી અને આનન્દલાલે એ બંને સાથે થોડીવાર વાતચીત કરી પોતાના ઓળ-ખીતા મંડળમાં ત્હેણે આમતેમ ફરવા માંડ્યું.

આખો બાગ ચંદનીમાં રંગ બેરંગી તેજથી ચળકતા વીજ-ળીના દીવાથી સુપ્રકાશિત હતો. અને વિવિધ રચનાઓની વ્યવસ્થા એવી રમણીય, સુન્દર હતી કે, શેઠ લક્ષ્મી નારાયણનો બંગલો આજ કોઇ જાદૂઇ ભૂમિ ન હોય એમ ભાસતું હતું. ફુલથી ભરેલાં ઝાડ, કુદરતી અને કૃત્રિમ વેલોના મંડપ અને કુંજો, લીલાંછમ નવીન પ-લ્લવનાં ઝુલતાં તોરણો,—એ સર્વ ખરેખર બહુ આનન્દન ભાસતું હતું. પરન્તુ ત્હેમાંય,—સુન્દર વસ્ત્રો અને સુન્દર અલંકારથી ઝળકતી, સુન્દર નયન અને સુન્દર વદન સુહાવતી, સુન્દર સ્મિત હાસ્ય અને સુન્દર મન તરંગ રેલાવતી, સુન્દર અંગો તથા સુન્દર ગતિથી મનોહર બનતી સુન્દરીઓ—આ સુન્દર શોભાને પણ અતિ સુન્દર બનાવતી હતી. સેંકડો રૂપિયાની કિ-સ્મતનાં અનુપમ કારીગરીવાળાં વસ્ત્રો તથા હજારો રૂપિયાના મૂલ્યના આંખોને આંજી નાખે એવા અલંકાર,—મોંઘામાં મોંઘી ઝીકની ચીના-ઈઓ અને અદ્દભુત શીવણીવાળા—મોતી અને રત્નોથી ભરેલા પોલકા, રત્ન જડિત હાથમાં રાખવાના પંખા, કસબ અને રેશમની ઉત્તમ ગૂંથણીવાળી પગની સ્લીપર્સ ( સપાટો તથા બુટ ). એ બધાનો

તેજ ભર્યો ઝળકાટ પણ,–હીરા, રત્નો, મોતી, પાનાં, અને નીલમના હાર, બંગડીઓ, એરિંગ, વીંટીઓ, તથા ઘડિયાળના અછોડાના ઝગઝગતા અંબાર આગળ ઝાંખો પડતો હતો. ટૂંકામાં કહીએ તો, લાખ્ખો રૂપિયાનાં વસ્ત્રાલંકાર આ સંમીલનમાં આવેલી સન્નારીઓનાં શરીર ઉપર શોભતાં હતાં–અલૌકિક સુન્દરતા ઝળકાવતાં હતાં.

આનન્દલાલ તો ભલો આદમી સમજ્યો નહિ હતો,પણ સુલોચનાને આજ બાગમાં પેસતાંજ પોતાનાં લૂગડાં ઘરેણાંની ઉતરતી સ્થિતિનું, પોતાની પસા સંબન્ધીની સાધારણ અવસ્થાનું અકસ્માત ભાન થયું હતું. સ્વાભાવિક રીતે તે ઘણી લાગણીવાળી યુવતી હતી, અને તેથી તે બહુ કરીને ઝાહેર મેલાવડા અથવા ઉત્સવોમાં ભાગજ લેતી નહિ. લાંબે વખતે તે આજ આ સંમીલનમાં આવી હતી અને ત્યાં શહેરનો શ્રીમાન અને અમલદાર વર્ગનો મ્હોટો ભાગ એકઠો થયેલો હોવાથી, તે પૈસાદાર કુટુંબોની સ્ત્રીઓના બેશૂમાર ખર્ચ કરી તૈયાર કરાવેલાં વસ્ત્ર તથા અલંકારથી તદ્દન અંજાઇ જાય, ઝાંખી પડી જાય, એ કુદરતી રીતે બને તેમ હતું. પોતાનાં જૂનાં લૂગડાં લેસની ટાપટીપથી સુધરવાને બદલે જાણે ઉલટાં બગડ્યાં ન હોય, એમ ત્હેને ભાસવા લાગ્યું; અને કંકાસપર ર્‌હડેલી પુત્રીને તેડીને બાગનો કેટલોક ભાગ–ત્યાં ફરતાં સ્ત્રી પુરુષોની દૃષ્ટિએ ર્‌હડીને–ત્હેને ઓળંગવો પડ્યો, એ પણ એને ઠીક લાગ્યું નહિં હતું. સરલાએ આગ્રહ કરીને ત્હેને બોલાવી હતી એ વાત ખરી હતી. પણ ત્હેની સાથે સહજ વાત થઇ ન થઇ એટલામાં તો કોઇ શેઠિયાની ગાડી આવી પ્હોંચી એટલે વાત અધૂરી મૂકી પ્રબોધચન્દ્રની સાથે તે શ્રીમાન્ કુટુમ્બની સન્નારીઓને તે સ્વાગત કરવા દોડી ગઇ હતી, એથી પણ ત્હેને માઠું લાગ્યું હતું. આ બધાં કારણોથી તે રોવા જેવી થઇ ગઇ હતી અને પોતાની પૂરી સ-

ગવડ કર્યા વિના બે દરકારીથી આનન્દલાલ નિર્મળબાલા અને મંજુલને મળવા ચાલ્યો ગયો હતો, એમ હેણે માન્યાથી તે વાત પણ અત્યારે હેના હૃદયમાં ખુંચતી હતી. આ વિભાગમાં જતાંજ લલિતા હેની પાસે આવી, અને હેને એક કોચ ઉપર લઇ જઇને બેસાડી; તથા જરે ચઢેલી લલનાને પોતાના ખોળામાં લઇ એકાદ રમકડું આપી જરા શાન્ત પાડી તે કોચ ઉપરજ ઉંઘાડી દીધી. તેથી હેનો અન્તઃકરણમાં ઉપકાર માનતી હતી, છતાં સુલોચના આજ હેની સાથે વાતચીત પણ વ્યગ્ર ચિત્તથીજ કરી શકી; કારણ કે હેના અન્તઃકરણમાં અત્યારે બહુ ખિન્નતા અને વિષાદ વ્યાપ્ત થયાં હતાં.

આજ થયું પણ એમજ હતું. ઈશ્વરી નિયમ કાંઇ એવો છે કે, 'પડતા ઉપર પડે છે!' રતનરામના લગ્ન પછી એને અને આનન્દલાલના કુટુમ્બને જે ગાઢ સંબન્ધ પ્રથમ હતો હેમાં કાંઇ ખાસ ઘટાડો થયો ન્હોતો; પણ મંજુલ ગૌરીને રતનરામ તથા સુલોચનાની નિર્મળ મિત્રતા વિશે વ્હેમ આવી, હેને હેમાં કાંઇ સદોષતા લાગી; તેથી હેણે યુક્તિ અયુક્તિથી આનન્દલાલને ઘેર જવા આવવાનું ઓછું કરી નાંખ્યું હતું. આનન્દલાલ સીધો અને નિખાલસ દિલનો માણસ હતો, તે આ વસ્તુસ્થિતિ સમજી શક્યો નહિં અને હેને એવી બાબતો ઉપર લક્ષ આપવાનો વખત પણ મળતો નહિ; પરન્તુ સુલોચના સમજી શકી હતી કે મંજુલ પ્રથમના જેટલો એખલાસ પોતાની સાથે નથી રાખતી હેનું કાંઇ કારણ હોવું જોઇએ! ખરૂં જોતાં એ કરોડાધિપતિની પુત્રવધૂ પોતાને ઘેર આવીને હેની સાહેબી તથા સંપત્તિ જણાવે અને હેની સરખામણીમાં પોતે લોકદૃષ્ટિએ ગરીબ જણાય, હેના કરતાં એ ન આવે તે કાંઇ ખોટું નહિં; આમ હેના સ-

નમાં આવ્યાથી ત્હેણે એ ઓછો થતો સંબન્ધ ટકાવી રાખવા ખાસ તસ્દી પણ લીધેલી નહિં હતી.

સાધારણ રીતે ત્હેના પવિત્ર, ઉદાર દિલમાં દ્વેષ, ઇર્ષ્યા, અથવા વ્હેમને સ્થાન ન્હોતું. પણ નળ રાજાના હૃદયમાં પેઠેલા કલિની પેઠે એક વાર ત્હેણે પ્રવેશ કર્યા પછી તે એટલેથીજ અટકયો નહિં; અને અસંતોષ, અવગણના, તથા અદેખાઇની લાગણીઓમાં આજ વ્હેમ પણ ભળ્યો ! સ્ત્રી વિભાગના કાચ ઉપરથી આખા બાગમાં નજર પડતી હતી. આથી જ્યારે ત્હેણે પતિને હશીખુશીને મંજુલ સાથે વાતો કરતો, અને મંજુલને આનન્દલાલની સામેજ એક દૃષ્ટિએ નિહાળી રહીને મલકાતે મુખડે ત્હેની સાથેની વાતચીતમાં ભાગ લેતી જોઇ, ત્યારે ત્હેના મનમાં કલિનું સામ્રાજ્ય અનહદતાથી વ્યાપી ગયું. અને અધૂરામાં પૂરું સુલોચનાનું લગ્ન પ્હેલાં જેની સાથે થવાતું હતું તે સ્વરૂપચન્દ્ર પણ પોતાની તરુણ પત્નીને શ્રીમાન્ પિતાની સમૃદ્ધિના પ્રમાણમાં અસાધારણ વસ્ત્રલંકારના આડંબરથી શણગારીને સાથે લઇ પૂર દમામેથી ફરતો હતો, તે યુગલ તરફ ત્હેની દૃષ્ટિ ગઇ, ત્યારે તો કડવાશનો પ્યાલો ત્હેણે પૂર્ણ રીતે પીધો !

મનુષ્ય સ્વભાવમાં વાનર વૃત્તિ છે. લાંબા કાળના જીવન સિદ્ધાન્તો, પુખ્ત રીતે વિચારેલાં વ્યવહાર સૂત્રો, અને અનુભવ વડે અજમાવીને સ્વીકારેલાં માનવ જિંદગીનાં મૂળતત્વો,–પણ ક્ષણમાં કદિકદિ હતાં ન્હોતાં થઇ જાય છે !–શાથી થાય છે એ સમજાતું નથી, એટલુંજ નહિં પણ આપણે એ થયેલુંજ દેખીએ છીએ; અને પરિણામ ઉપરથી, તે જોયા પછીજ, કારણ શોધવાનું પણ રહે છે ! આ સર્વનું કારણ બીજું કોઇજ ભાસતું નથી પણ મનુષ્ય સ્વભાવની વિચિત્રતા ત્હેમાં નિહાળાય છે. આ વૈચિત્ર્ય કોઇક આત્મસંયમી મનુષ્યમાં ઓછું જોવામાં

આવે એ સંભવિત છે; તથાપિ સાધારણ માનવીના જીવનમાં તો તે મહત્વનો ભાગ ભજવે છે, એ હમ્મેશના અનુભવની વાત છે. સુલોચનાને પણ આજ કાંઇ એમજ થયું. સ્વરૂપચન્દ્રના અનેક દુર્ગુણો તે જાણતી હતી, ત્હેની પત્નીને ત્હેના તરફથી સુખ કિંવા શાન્તિ ઘણી ઓછીજ હતી એ ત્હેને ખબર હતી, આનન્દલાલના ઉદાત્ત હૃદયમાં લેશ માત્ર પણ દુર્વિકારને સ્થાન ન્હોતું એ ત્હેનાથી અજાણ્યું નહિં હતું, ગરીબીની જિંદગી પોતે સ્વીકારેલી ત્હેમાં એક રીતનું થોડું વધારે પણ અભિમાન તે માનતી હતી, પોતેજ આગ્રહ કરીને નવાં લૂગડાં નહિં લેવાનું પતિ સાથે નિશ્ચિત કર્યું હતું, અને લલિતાએ ત્હેને તથા ત્હેની બાલ પુત્રીને બહુ સારી રીતે સ્વાગત કીધાં હતાં; છતાં, આજ ત્હેના ચિત્તમાં કોઇ અજબ ઘેલછા ભરાઇ! સર્વત્ર અસંતોષની, ઇર્ષ્યાની દૃષ્ટિથી તે જોવા લાગી હતી, એટલુંજ નહિં પણ ત્હેને પોતાનું જીવન નીરસ, કટુ હોયની એમ જણાવા લાગ્યું. સુલોચનાની પાસે થોડી વારમાં નિર્મળબાલા, મંજુલ, સરલા, વગેરે આવી પ્હોંચ્યાં, તથા ત્હેની સાથે પૂર્ણ ઉલ્લાસથી સરલા અને મંજુલે વાતો પણ કરી; પરન્તુ ત્હેના અન્તર્માં જે કલિરૂપ કીડો પેસવા પામ્યો હતો, ત્હેના દંશની તીક્ષ્ણતા પતિની સાથે તે ઘર તરફ પાછી વળી અને ત્હેના નિખાલસ, સ્નેહાળ દિલનાં વચનોએ સુલોચનાના અન્તર્માં પડઘો પાડ્યો, ત્યારેજ કાંઇક પણ ઓછી થઇ.

આજનો પવનજ એવી દિશામાં વ્હાતો હોયની એમ ભાસતું હતું. પોતાનાં સ્વપ્નસુખોએ મૂર્ત્તિમન્ત થયા પછી કોઇને પણ સન્તોષ આપ્યો છે? ગમે તેટલું સુખ, ગમે તેટલી સમૃદ્ધિ, ગમે તેટલી લક્ષ્મી,—પણ ત્હેના માલીકને સન્તુષ્ટ બનાવી શકતી નથી, એ સર્વમાન્ય સત્ય છે. સુખ એ માત્ર પ્રમાણથીજ સમજાઇ શકતી ભાવના છે અને

પ્રમાણુથીજ અનુભવાતી વસ્તુ છે. સરલા પોતાનાં સુખસ્વપ્નાંની ટોચે પ્હોંચી; પણ ત્યાં ત્હેને સન્તોષ ન મળ્યો. અને મળે પણ શી રીતે? ગગન કુસુમ કે મૃગજળ પાછળનાં ફાંફાંનું બીજું શું પરિણામ આવી શકે?—સરલાના મનની ઇચ્છા મંજુલના કરતાં વધારે વૈભવ પોતાને છે એમ બતાવવાની હતી; પણ ત્હેના પરિણામે તો પુષ્કળ ખર્ચ પોતાના પતિને થયું, છતાં શેઠ લક્ષ્મીનારાયણનો બંગલો અને બગીચો પણ વખણાયાં! પોતે સેંકડો રૂપિયાને માથે પાણી ફેરવી સુન્દર વસ્ત્રો શીવડાવ્યાં અને એકાદ બે કીમતી અલંકાર પણ કરાવ્યા હતા; છતાં મંજુલના પગની સ્લીપર્સ (જોડીઓ) ની સાથે પણ તે બધાની સરખામણી થઇ શકે એમ ન્હોતું,—એ જોનારને સહજ સમજાતું હતું! એટલે સરલાના હૃદયમાં સન્તોષ પ્રકટ્યાને બદલે ઉલટો અદેખાઇનો અગ્નિ ધૂંધવાતો હતો! આ ઉપરાંત એક બીજું પણ કારણ અકસ્માત્ ઉભું થયું હતું. સરલાને એમ કાંઇ લાગી ગયું હતું કે મંજુલને પોતાના સૌભાગ્યસુખની ઇર્ષ્યા આવે છે (કારણ કે રતનરામ આ મિજલસમાં પ્હેલેથી નક્કિ ઠરાવ કર્યો છતાં આવી શકયો ન્હોતો) અને તેથી પ્રબોધચન્દ્રના દિલને પોતાની તરફ આકર્ષવા તે પ્રયાસ કરી રહી છે. આ હકીકતમાં તો કાંઇક સત્ય પણ હતું. રમુજને ખાતર, સરલાને ચ્હીડાવવાને માટે, સંમીલનમાં આવેલી સ્ત્રીઓમાં બધાં ઉપર પોતાની સરસાઇ દેખાડવાને સારૂ, અથવા હૃદયની કોઇ અતિમૃદુ લાગણી પ્રબોધ તરફ ખેંચાતી હોય ત્હેને લઇને,—ગમે તે કારણથી પણ આજ મંજુલ ત્હેના બહુ સંબન્ધમાં આવવા પ્રયાસ કરતી હતી. પ્રબોધચન્દ્રને મંજુલની નિશાળ અનુભવવાળી અને દરેક પ્રસંગને સુયોગ્ય સલાહ તથા વ્યવસ્થા અનુકૂલ પડવાથી, તથા પોતાની પત્ની તે વિષયમાં કાંઇ સમજતીજ ન હોવાથી, વારંવાર મંજુલગૌરીને દરેક વ્યવ-

સ્થાની વિગત પૂછવા–પૂછાવવા લાગ્યો તથા ત્હેને અંગે આજ ત્હેની સાથે વાતચીતના અને કામકાજના વિવિધ સંબન્ધમાં આવ્યો હતો. અને મંજુલ બહુ બુદ્ધિશાળી, સંસ્કારી, રૂપવતી યુવતી હતી; એટલે સ્વાભાવિક રીતે ત્હેની સાથેની વાતમાં અસાધારણ મધુરતા અનુભવાય એમાં કાંઇ નવાઇ જેવું ન્હોતું. આ વસ્તુ સ્થિતિએ સરલાને કાંઇક પછાત પાડી દીધી હતી; કારણ કે ચન્દ્રકાન્ત લલિતા, ગુલાબ, આનન્દલાલ, જગન્નાથ, અને નવીનચન્દ્ર વગેરે સંમીલનની વ્યવસ્થા કરનાર તથા ત્હેમાં સહાય આપનાર સઘળાં મનુષ્યો કાંઇપણ જાણવું, કાંઇ પણ પૂછવું હોય તો મંજુલની સલાહ લેતાં. ઉપર જણાવેલાં કારણો ઉપરાંત હકીકત એમ હતી કે, બંગલો મંજુલગૌરીનો હતો એટલુંજ નહિં પણ ત્હેણે ઘણી પાર્ટીઓમાં ભાગ લીધેલો અને આ પાર્ટીની સઘળી તૈયારી ત્હેની મારફત અથવા નજર આગળ થયેલી એટલે એની સલાહ બહુ ઉપયોગી થઇ પડતી, તેથીજ બધાંય તેની પાસે જતાં. પણ જ્યારે બીજી સ્ત્રીઓ સરલાના સુખની ઇર્ષ્યા કરીને પોતાના ચિત્તમાં તેથી અસંતોષ પામતી હતી, ત્યારે સરલાના પોતાના જિગરમાં આજ શાન્તિ ઘણીજ ઓછી હતી !—અર્થાત્ સ્નેહ સંમીલનની સુખશાન્તિ લેવા આવેલાં ઘણાં મનુષ્યોને સ્નેહ, સુખ, કિંવા શાન્તિને બદલે કોઇ બીજાજ પ્રકારની મહા પ્રસાદી પણ કદિકદિ મળે છે; તેમ અહિં પણ આજ થયું હતું !

## ૩. સ્નેહ સંમીલન–(ચાલુ.)

પરન્તુ આપણી ભલી સુશીલ સુલોચના તથા નવયૌવનમાં વિહરતી સરલાને ખબર નહિં હતી કે, કરોડાધિપતિની પુત્રવધૂ મંજુલગૌરીની આજ ત્હેમનાથીય વધુ ખરાબ મનઃસ્થિતિ હતી. ત્હેના શરીર ઉપરના લાખ્ખો રૂપિયાના અલંકાર અને અદ્‌ભુત કારીગરીનાં

અમૂલ્ય વસ્ત્રો જોનારને, તેમજ ત્હેના સ્મિત હાસ્યના સૌન્દર્યથી ઉભરાતાં, મીઠડી પ્રીતિ લહરીઓથી છલકાતાં, લલિત અને મૃદુમધુર વચનો ઝરતાં વદન તથા નયન નિહાળનારને તે સુખ–સુન્દરતાની પ્રતિમા, આનન્દ–ઉત્સાહની મૂર્ત્તિ, અને પ્રીતિ–ઉલ્લાસની દેવી રૂપજ ભાસતી હતી. સંમીલનના દરેક કામમાં લક્ષપૂર્વક વ્યવસ્થા કરવી, આવેલા મહેમાનો તથા ત્હેમની બાજુઓની દરેક સગવડ સાચવવી, તથા ગોઠનુવણી અને સ્વાગત કરનાર દરેક જણને યોગ્ય સલાહ–સૂચના આપવી, એ સર્વ ત્હેણે આજ બહુ ઉમંગથી કીધું હતું. એટલે સુધી કે,–ઘરનાં તેમ બ્હારનાં સર્વને કબૂલ કરવું પડતું હતું કે સંમીલનની સફળતાનો સઘળો યશ મંજુલગૌરીનાં વિવેક, વિચાર, વ્યવસ્થા તથા કુશળતાને લીધેજ પ્રાપ્ત થયોહતો.

પરન્તુ મંજુલના પોતાના અન્તરમાં સન્તોષ અગર શાન્તિ ન હતાં. ત્હેનો પતિ રતનરામ હજી સુધી આવ્યો ન્હોતો અને રતનરામ શા કારણથી ગયો છે એ તે જાણતી હોવાથી, ત્હેની તરફથી અતિશય ચિન્તા ત્હેને થયાં કરતી હતી. જનસમાજના વ્યાવહારિક નિયમો આપણને સારૂં તેમ ખોટું એવું ઘણું શીખવે છે; અને સારૂં ગણો કે ખોટું ગણો–પણ તે બેયમાં જૂદા જૂદા દષ્ટિબિન્દુથી સમાઇ જાય એવું પણ બહુ જિંદગીમાં ગ્રાહ્ય બનાવે છે. આપણા સમાજમાં લાગણીઓના જોસનો નિરોધ, વૃત્તિઓના પૂરતું રોકાણ–અતિ સ્વાભાવિક થઇ પડયાં છે; અને આ વસ્તુ સ્થિતિ આપણે સઘળી આગળ વધેલી 'સોસાયટી' (જનસમાજ)માં જોઇ શકીએ છીએ. અર્થાત્ હૃદયને ગમે તેટલી વ્યથા થતી હોય તોપણ તે દબાવી, દિલ ગમે તે કારણથી મૂંઝાતું–ગભરાતું હોય તોપણ તે અન્યને જાણવા ન દેવું, મનની મ્હોટામાં મ્હોટી દિલગીરી પણ જેમ બને તેમ છૂપાવવી, અને અન્તર્

ભેદાઇ જતું હોય તોપણ મ્હોંને શાન્તિ અથવા સ્મિત હાસ્યથી શણગારવું,—આ સઘળી આપણા જગત્ વ્યવહારની અલૌકિક ખૂબિઓ છે. મંજુલગૌરી પણ હસતે મુખડે, મલકાતાં નયને, અને ઉલ્લાસ ભરી રીતે સંમીલનમાં આગળ પડતો ભાગ લેતી હતી, તથાપિ ત્હેના અન્તઃકરણમાં આજ અસાધારણ દર્દ થતું હતું,—તે કોણ જાણતું હતું? સ્વપ્નમાંય નહિં કલ્પેલો એટલો ત્હેનો પૈસો—અને યૌવનની અનુપમ રમણીયતાવાળી ત્હેની ખૂબસુરતી તથા પ્રાસાદિત બુદ્ધિ જ્યારે સઘળી સ્ત્રીઓનાં જિગરમાં અદેખાઇની મહાન વેદના થોડી વધુ પણ કર્યાંજ કરતી હતી ત્યારે—મંજુલના પોતાના હૃદયની શી સ્થિતિ હતી?

રતનરામને શેઠ આત્મારામજીએ લક્ષ્મીનારાયણની પેઢી ઉપર દત્તક લીધો હતો, એ આપણને સુજ્ઞાત છે; અને ત્હેને પોતાના પુત્ર તરીકે જાહેર કરતી વખતે એક લાખ રૂપિયા રોકડા ત્હેને આપ્યા હતા તથા બાર હજાર રૂપિયાની વાર્ષિક આવક ત્હેના ખર્ચ માટે નિર્માણ કીધી હતી. આ ઉપરાંત મંજુલના આકર્ષક ગુણ અને સ્વભાવ લાવણ્યથી પ્રસન્ન થઇને તેઓ આ દંપતીને વારંવાર ઘણી મોંઘી કિમ્મતની વસ્તુઓ અને અતિ મૂલ્યવાન વસ્ત્રો, અલંકાર વગેરે પણ આપ્યાં કરતા હતા. મંજુલગૌરી ખર્ચાળ કુટુમ્બમાં ઉછરી હતી અને આમ કરોડાધિપતિની પુત્રવધૂ બની, એટલે કુદરતી રીતે ત્હેની ખર્ચ કરવાની વૃત્તિમાં અતિશય વધારો થવા પામ્યો હતો. તેથી થોડા વખતમાં લાખ્ખો રૂપિયા ત્હેને હાથે ઉપડી ગયા. જ્યાં જવું ત્યાં રેલ્વેના પ્હેલા વર્ગથી પણ વધારે ખર્ચાળ (ફર્સ્ટ ક્લાસ રિઝર્વ્ડ) ગોઠવણ, જ્યાં રહેવું ત્યાં બગીઓ અને મોટોર ગાડીઓની સગવડ, કોઇ મહેમાનની પરોણાગત કરવી હોય તો સેંકડો અને હજારો રૂપિયાનું જોતજોતામાં ખર્ચ, અને કાંઇ કરવું હોય તો પ્હેલા વર્ગની વસ્તુઓમાં પણ

ઉત્તમ થાય એમ ( પૈસાની તદ્દન બેદરકારી રાખીને ) વ્યવસ્થા કરવી,—આવાં આવાં ખર્ચમાં લક્ષ્મી કયાં જાય છે, ધન વ્યય કેવી રીતે થાય છે, એનું ભાન ન રહે એ સ્વાભાવિક હતું. પરન્તુ હેનું પરિણામ વિચિત્ર આવ્યું ! આત્મારામજીની આંખ કોઇક અકસ્માત્ પ્રસંગથી પૂર્ણ રીતે ઉઘડી. હેમને તપાસ કરતાં માલુમ પડયું અને ખાત્રી થઇ છે કે, રતનરામ અને મંજુલગૌરીની મ્હોળી આવક છતાં, પોતે છૂટા હાથથી હેમને ખર્ચમાં મદદ આપતા હતા છતાં, આ દંપતીને માથે પુષ્કળ ખાનગી દેવું થઇ ગયું હતું અને જો એમને એમ આવું ઉડાઉપણું આગળ ચાલવા દેવામાં આવશે તો આખી લક્ષ્મીનારાયણ પેઢીની અનર્ગળ દોલત પણ હેમના હાથમાંથી સપ્ટા થઇ જશે.—આ ઉપરથી હેમણે ઘણો વિચાર કર્યો; અને બે ત્રણ વખત રતનરામને તથા એકાદ પ્રસંગે મંજુલને પણ શિખામણ રૂપે આ વસ્તુસ્થિતિ સમજાવી. રતનરામ તો પોતાની પૂર્વની હકીકત સારી રીતે જાણતો હતો તેથી હેને આત્મારામજીનું કહેવું વાજબી લાગ્યું; પરન્તુ મંજુલને જે અતિશય ખર્ચો કર્યે જવાની ટેવ પડી ગયેલી હતી, હેના માનવામાં એ કાંઇ આવ્યું નહિં. રતનરામના આગ્રહથી તે કદાચ પોતાનું ખર્ચ ઓછું કરવાનું કબુલ કરે; પરન્તુ કયી બાબતમાં તે કમી કરવું એ હેને સૂઝતુંજ નહિં હતું! દરેક ખર્ચની વસ્તુ પોતાના દરજ્જાના પ્રમાણમાં એટલી બધી ઉપયોગની હેને લાગતી હતી કે, શું શું રાખવું અને શું શું કહાડવું, તે વિશે તે પતિપત્ની એકમત થઇ શક્યાં નહિં; અને ખર્ચનો આંકડો તો વધ્યેજ જતો ચાલ્યો.

એવામાં રતનરામને કલકત્તાની પેઢી તરફથી તાર મળ્યો કે મ્હોટા શેઠજીની કોઇ અસાધારણ મહત્વના કામ પ્રસંગે બહુ જરૂર

છે. પરન્તુ તેઓ આબુ તરફ ગયા છે ત્યાં ત્હેમનો પત્તો લાગતો નથી, માટે શું કરવું ? આ હકીકત કેમ બની અને તપાસને માટે શાં પગલાં ભરવાં તે બાબત રતનરામ વિચાર કરતો હતો, એટલામાં ત્હેને હરદ્વારથી પણ ખબર મળી કે, આત્મારામજીનો પત્તો નથી, અને એપત્રની સાથે જગતદાસ જે બહુધા આત્મારામજીની સાથે અથવા ત્હેમના પ્રસંગમાં રહેતો હતો તે પણ અમદાવાદ આવી પહોંચ્યો. ત્હેણે પણ શેઠજી સાહેબ આબુ તરફથી ગૂમ થયા છે એમ ઉડતી વાત સાંભળ્યાનું રતનરામને જણાવ્યું. લક્ષ્મીનારાયણની ધુરંધર પેઢીને આ બનાવથી બહુ નફો નુકશાન થાય તેમ ન્હોતું, કારણકે ત્હેનો વહીવટ અનુભવી મુનીમોની કમીટી દ્વારા ચાલતો હતો; પરન્તુ રતનરામને શેઠજીએ પોતાના દત્તક પુત્ર તરીકે સ્વીકારેલો છતાં વિધિ પૂર્વક દત્તક લીધેલો નહિં અને સંપૂર્ણ અધિકાર સાથેનો વારસ ઝાહેર નહિં કરેલો હોવાથી, ત્હેના પોતાના હકમાં તો આ હકીકતથી ભારે નુકશાન છે, એમ જગતદાસ સાથેની વાતચીતમાં તે સમજી શકયો. હવે ત્હેણે મંજુલ ગૌરીને બધી વિગતથી વાકેફ કીધી અને પતિ પત્નીએ પોતાના ખાનગી દેવાનો સરવાળો કરી જોયો તો 'હૈયું કહ્યું ન કરે' એવો ભારે આંકડો ત્હેમની નજરે આવ્યો ! રતનરામ આથી ધભરાઇને તરતજ એકલો આબુ તરફ આત્મારામજીની તપાસમાં ઉપડી ગયો હતો અને તેથીજ તે આજના સ્નેહ સંમીલનમાં હાજર થઇ શકયો ન્હોતો.

મંજુલનો બાહ્ય દેખાવ ગમે તેટલો આનન્દી, સન્તોષભર્યો, સુખશાન્તિયુક્ત, અને ઉલ્લાસ પૂર્ણ હતો, તથાપિ ખરૂં જોતાં ત્હેના અન્તરમાં ચિન્તાની ઉગ્રજ્વાળાઓ ત્હેને બાળતી હતી. મનુષ્ય સ્વભાવની ગતિ કળી શકાય નહિં એવી છે, તેથી ક્ષણુ ક્ષણુમાં તે પોતાની સઘળી

ફિકરને જરા દૂર ખશેડી જીવનની અનેક તરલતામાં મનને નાખી સહજ વિનોદ પ્રાપ્ત કરી શકતી હતી; પરન્તુ ખરૂં કહીએ તો–' શેઠ કાકાને કાંઇ થયું હશે તો અમારું બંને જણનું શું થશે ? '–એ મહા ચિન્તામાંથી ત્હેનું હૃદય આજ મુક્ત નહિ હતું.

નિર્મળ બાલાને પણ એવાજ ' સનાનના સમાચાર ' મળ્યા હતા ! નવીનચન્દ્ર અને પ્રતાપચન્દ્રરાય મુંબાઇથી આજ સ્હવારેપાછા આવ્યા હતા અને બધા પૈસા બેન્કની સાથેજ ગયાના ખબર ત્હેમણે કહ્યા હતા. અર્થાત્ જે સમયે નવીનચન્દ્રે પ્રોફેસરની નોકરી મૂકી દીધી અને નિર્મળબાલાએ દેશ સેવાનો નવો માર્ગ સ્વીકારવાનું નક્કિ કીધું, એ વખતમાં ડૉક્ટર પ્રતાપચન્દ્રરાયના પેન્શન ઉપરજ બધાનો આધાર રાખવો પડવાને એ મનોવ્યથા ત્હેને પીડિત કર્યાં કરતી હતી; અને એક રીતે કહીએ તો તે બહુ વ્યવહાર કુશળ નહિ હોવાથી, ત્હેના મનની વેદના કોઇ કોઇવાર વદન ઉપર વાતચીતમાં પણ જણાઇ આવતી હતી.

અને આજના સંમીલનના અન્તર્ પટનાં શ્યામ ચિત્રો પણ આટલાંજ ન્હોતાં ! ગુલાબને પોતાની ન્હાની જેઠાણી સરલાના સુખ સૌભાગ્યની અદેખાઇ આવતી હતી; અને કમળા તથા ઇન્દિરા વગેરે યુવતીઓને પોતાના કરતાં વધારે સારાં લૂગડાં ઘરેણાં બીજાં પાસે છે, એ વાત ત્હેને પણ જિગરમાં બહુ ખુંચતી હતી ! પુષ્કળ પૈસા ખર્ચીને, અનેક તરેહની ધામધુમમાં તનતોડ મહેનત કરીને બાહ્ય દૃષ્ટિએ સફળતા પામેલા આ મેળાવડામાંથી કેટલાં સ્ત્રી પુરૂષો અસન્તુષ્ટ હૃદયથી ઘેર ગયાં, કેટલાં કુટુમ્બોમાં ત્હેને લઇને કલેશ થયો, કેટલાં ઘરોમાં ત્હેમાંથી ' વેચાતી આવેલી વરવાઢ ' દાખલ થવા પામી, કેટલાં પત્નીને ત્હેના પરિણામ રૂપ કંકાસની વેદના પ્રાપ્ત

પ્રાપ્ત થઇ, અને કેટલાં મનુષ્યો તો ત્હેમાંથી ખોટી મ્હોટાઇનું-ગાંડાં ખર્ચોનું શિક્ષણ લઇ ઘેર ગયાં ?-એ પણ એક તપાસ કરવા લાયક વાત હતી. પ્રબોધચન્દ્રને લગભગ ચાર પાંચ હજાર રૂપિયાનું ખર્ચ થઇ ગયું, ત્હેની પત્નીને સંતોષ ન મળ્યો, ત્હેનાં કુટુમ્બીજનોને સરલાનું એક પ્રકારનું ઉછાંછળાપણું લાગ્યું, અને પોતાના તરફની ત્હેની-થોડી ખરી અને થોડી માની લીધેલી બેદરકારીને લીધે ત્હેમને આટલું બધું આગળ પડવું લોકવ્યવહાર વિરુદ્ધ ભાસ્યું. અને તે સંબન્ધના ક્લેશનો પણ થોડો ઘણો વારસો ત્હેને મળ્યો: એ બધી ઉપભોગની અનહદતાના પરિણામરૂપ ઉપકથા છે !

પરન્તુ જગતની નજરે આવું એક પણ સંતોષકારક સંમીલન કેટલાક સમયથી થયું ન્હોતું. મ્હોટામાં મ્હોટા યૂરોપિયન અને હિન્દી ગૃહસ્થો તથા ત્હેમની બાનુઓએ ત્હેમાં ઉત્સાહથી ભાગ લીધો હતો; અને શેઠજી લક્ષ્મીનારાયણના બંગલાની અનેક સગવડો વડે ત્હેમના સ્વાગતની વ્યવસ્થા બહુ સુન્દર રીતે સચવાઇ હતી. સરલા, લલિતા, મંજુલ, કમળા તથા લલિતા વગેરે સ્ત્રી મંડળને અનેક અભિનન્દન મળ્યાં હતાં; સાહિત્યની રચના તથા ઉપાહારાદિની અનુકૂળતા બહુ ઉત્તમ રીતે કર્યાને માટે પ્રસન્નતા દર્શાવતા સર્વ મહેમાનો સંતોષથી મોડી રાતે પાછાં ફર્યાં હતાં. પ્રબોધચન્દ્રના આ સ્નેહસંમીલનની ભરપૂર પ્રશંસા ગૂજરાતી દૈનિક અને સાપ્તાહિક પત્રોમાં તેમજ મુંબાઈનાં ધુરંધર ઇંગ્રેજી દૈનિક પત્રોમાં પણ આવી ગઇ.

### ૪: વિપત્તિનું પ્રોત્સાહન:

આખરે લોકોનો વ્હેમ ખરો પડયો ! પ્રજા સમૂહમાં અનેક ગપગોળા ઉડયા પછી શેઠ આત્મારામજીના અકસ્માત્ મરણના સમાચાર ખરા જણાવા લાગ્યા. લક્ષ્મીનારાયણની પેઢીને તો આ

દુઃખદ ખબરથી કાંઇ બહુ સહન કરવું પડયું નહિં; પરન્તુ ત્હેનું દબાણ અને ત્હેનો ત્રાસ પૂરજોસથી રતનરામ ઉપર આવી પડયો. અમદાવાદની, મુંબઇની, હરદ્વારની, કલકત્તાની, અને દેશ વિદેશની લક્ષ્મીનારાયણની પેઢીની શાખાઓએ તરત ત્હેની હુંડીઓ સ્વીકારવાની ના પાડી અને શેઠજી સાહેબના ફરમાન શિવાય વાર્ષિક બાર હજાર રૂપિયા ઉપરાંત એક પાઇ પણ આપી શકાય નહિં, એમ સ્પષ્ટ રીતે ત્હેને જણાવી દીધું. મંજુલ અને રતનરામ હવે ખરેખરાં ગભરાયાં. એમના એક લાખ રૂપિયા તો કયારનાયે ચટણી થઇ ગયા હતા અને માથે ત્રણ ચાર લાખ રૂપિયાનું ખાનગી દેવું ઝઝૂમતું હતું !

આવે સમયે જગતદાસ અને નિર્મળબાલાની સહાય આ દંપતીને ઘણીજ અનુકૂળ થઇ પડી. કારણ જગત્દાસ આત્મારામજીનો પરમમિત્ર હતો અને તે રતનરામ ઉપર પણ તે કારણથી પુત્રવત્ સ્નેહ રાખતો હતો. નિર્મળબાલાના પિતાએ પોતાનું સર્વ ખોયું હતું; પરન્તુ સારી હાલતમાં ગુજરાન ચલાવવામાં ત્હેમને હરકત ન આવે એટલું પેન્શન ત્હેમની પાસે આવતું, એટલે તે તરફની ચિન્તા હાલને માટે ન્હોતી. નવીન બાબુએ એક સ્વતંત્ર ગૃહશિક્ષણ કલાસ કૉલેજના વિદ્યાર્થીઓને માટે ક્હાડયો હતો અને નિર્મળ બાલાને મૈયા મન્દિરમાંથી આજીવિકા પૂરતી દ્રવ્ય સહાય ફરજિયાત લેવી પડતી હોવાથી ત્હેણે તો પોતાના કુટુમ્બની વસ્તુસ્થિતિમાં બહુ ફેરફાર થવા દીધો ન્હોતો. પરન્તુ રતનરામની પડતી તો ઉંચામાં ઊંચા આસમાનમાંથી થઇ હતી, એટલે ત્હેને આ સર્વ સહુ સાલતું હતું. સ્નેહ સંમીલનને બીજે જ દિવસે સુલોચનાની માતા ઘણીજ માંદી હોવાનો તાર આવવાથી ત્હેને તરત જવું પડયું હતું; પણ આનન્દલાલ શહેરમાં હતો, તે દવાખાનાના કામમાંથી પોતાને મળતો સઘળો સમય દેવાની

ચાદીઓ બનાવવામાં, મોટાર ગાડીઓ અને ઘોડાગાડીઓ વેચી દેવાની ગોઠવણી કરવામાં, મકાનો અને બંગલાઓ તથા સર સામાન અને રાચરચીલું જે રતનરામને નામે ચાલતાં હતાં તે આપી દઇને દેવાની રકમ જેમ બને તેમ ઓછી કરવામાં નિરંતર તનતોડ મહેનત કરી ગાળતો હતો; અને આખરે લ્હેણદારોના તગાદા તથા માગનારાઓના દાવાઓનાં કાગળિયાંથી કંટાળીને મંજુલગૌરીએ પોતાનાં કીમતી વસ્ત્રો અને ભારે મૂલ્યનાં આભૂષણો પણ આપી દીધાં, ત્યારે બે ત્રણ માસને અંતે એ લોકો ખરેખર લ્હેણાનો મ્હોટો આંકડો ઓછો કરી શક્યા. છતાં મકાનો, બંગલા, ગાડીઓ, ઘરેણાં, રાચરચીલું, ફર્નિચર, તથા છૂટક સામાન બધું વેચાયા પછી પણ લ્હેણાની રકમનો એકંદર આંકડો એક લાખનો રહેવા પામ્યો હતો! વળી એટલું સારૂં થયું કે, મદ્રાસનો એક લક્ષાધિપતિ વ્યાપારી આજ સમયમાં શ્રીનાથજીની યાત્રાએ જતો હતો અને જેને શેઠ આત્મારામજીની સાથે કોઇ કોઇવાર મળવું થયેલું, ત્હેણે ત્હેમના દત્તક પુત્રનીજ આ પ્રમાણે દુર્દશા થયાનું સાંભળ્યું; તેથી તે પોતે અમદાવાદ આવીને રતનરામને મળ્યો અને ત્હેની ઘણી ધીરજ આપી. તે મદ્રાસી શેઠ તો રતનરામના દેવાની સઘળી રકમ ત્હેની મિલ્કત ઉપર ત્હેને ધીરવા તૈયાર થયો, પરન્તુ હવે રતનરામ કોઈ પ્રકારનાં શ્રીમન્તાઇ ખોટાં સ્વપ્નાંમાં આનન્દ લે, એ પળ વીતી ગઇ હતી! ત્હેણે કોઇ પણ માણસના આશ્રય નીચે જિંદગી ગાળવાની ઉપકાર સાથે ચોખ્ખી નાજ પાડી અને જેમ બને તેમ દેવાની રકમ ઓછી કરવાનો નિશ્ચય જણાવ્યો. જગત્‌દાસે, નિર્મળ બાલાએ, અને આનન્દલાલે પણ ત્હેના તે વિચારને મજબૂત ટેકો આપ્યો. આનું પરિણામ એ આવ્યું કે, તે વ્યાપારીએ રતનરામની વેચવા કહાડેલી સઘળી મિલ્કત રતનરામ તરફથી મૂક-

વામાં આવેલી વાજબી કિમ્મતે—પણ એકજ આંકડે વેચાતી લઇ લીધી. રતનરામ તથા મંજુલગૌરી ચીરાતાં હૃદયે, પોતાનાં માણસોને ત્હેમણે ઉઠાવેલી સેવાના બદલા તરીકે છૂટેહાથે બક્ષીસો આપીને, ત્હેમને રડતાં મૂકી—તથા પોતાની આંખોમાંથી પણ આંસુ ટપકતાં, નિર્મળ બાલાના આગ્રહથી ત્હેને બંગલે જઇને રહ્યાં. પ્રબોધચન્દ્ર જીલ્લામાં ફરવા ગયેલો હતો પણ ત્હેણે પોતાનો બંગલો આ દંપતીને વાપરવા આપવા માગણી કરી હતી. પરન્તુ ત્હેમના બંગલાની જોડાજોડ રહેવાથી તે બંનેને વધુ વેદના થવાનો સંભવ છે જાણી, નિર્મળબાલાએ પોતેજ ત્હેનો ઉપકાર સાથે અસ્વીકાર કીધો હતો.

પોતાના સઘળા પૈસા ગયા, તે નિર્મળ બાલાનું દુઃખ તો બિચારૂં આ પતિ પત્નીના મહાદર્દના ઉરમન્થન આગળ ક્યાંય ભૂલાઇ ગયું હતું ! ત્હેને જે વેદના થતી હતી, તે પોતાના દ્રવ્ય ભંડારના સદુપયોગ માટે જે અનેક સ્વપ્ન સૃષ્ટિઓ ત્હેણે રચી હતી ત્હેનો હવે અસંભવ થઈ ગયો, ત્હેને લઇને હતું. પરન્તુ સમૃદ્ધિના ઉચ્ચ શિખરપરથી વિપત્તિની ઊંડી ખીણમાં જઈ પડેલ રતનરામ અને મંજુલ ગૌરીની હૃદયવ્યથા આગળ ત્હેનું માનસિક કષ્ટ તો ક્યાંનું ક્યાંય ઉડી ગયું હતું ! જગતદાસે ત્હેને થોડા દિવસ ઉપર આપેલા સદ્‌બોધની ખરી કિમ્મત હવે સમજાવા લાગી હતી. ત્હેને કબૂલ કરવું પડ્યું હતું કે,—એક દુઃખ કરતાં બીજું વધારે સખ્ત દુઃખ જ્યારે આપણી નજરે પડે છે, ત્યારેજ આપણાથી તે બંને વચ્ચેનું ઓછાવધતાપણું સત્યશઃ સમજી શકાય છેઃ અર્થાત્, જે કષ્ટ આપણને અતિશય વેદના કરી રહેલું હોય છે, ત્હેને બીજા વધારે કઠિન દુઃખની સમિપતામાં નિહાળવાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થાય છે, ત્યારેજ આપણા દર્દની સત્ય તુલના સમજાઇ, ત્હેની વેદના ઓછી જણાય છે.

જગત્દાસ અને રતનરામ આ બધી ખટપટમાં બહુ સારીરીતે એક બીજાના સંબન્ધમાં આવ્યા હતા; અને અરસ્પરસ હ્હેમનાં હૃદયોમાં પ્રીતિભાવ પણ ઉત્પન્ન થયો હતો. જગત્દાસને પણ આ વીરનરના અંતર્ની ખરી મ્હોટાઇ દર્શાવતી આ પળ બહુજ પ્રોત્સાહક જણાઇ. રતનરામ એક પણ શબ્દ બોલ્યા શિવાય, એક પણ ફરિયાદ કીધા વિના, જાણે કોઇ બીજા માણસની મિલ્કત પોતે વેચતો હોયની, એવીજ મુખાકૃતિ અને એવીજ વૃત્તિ રાખી રહ્યો હતો. પરન્તુ મંજુલગૌરી જે બાલ્યાવસ્થાથી અનેક પ્રકારનાં લાલન પાલનમાં ઉછરી હતી, હ્હેનાથી પોતાની લાગણીઓ ઉપર એટલો બધો કાબુ રાખી શકાતો નહિં હતો. કેટલાક દિવસ સુધી તો હ્હેણે રોયાંજ કર્યું. જરાજરામાં હ્હેને માઠું લાગી જાય, જરાજરામાં આંખોમાંથી આંસુ નીકળી પડે,અને જરાજરામાં હ્હેનાથી પોતાના હતભાગ્ય વિશે કડવામાં કડવાં વચનો બોલાઇ જવાય ! આત્મારામજી, પોતાનાં માબાપ અને પતિ, સર્વનો દોષ આ વસ્તુસ્થિતિમાં હ્હેને લાગ્યાં કરતો; ફક્ત પોતાનો જરાપણ વાંક ન ભાસતો! રતનરામને હ્હેના જીવનનાં સ્વપ્ન સુખનાં સ્વર્ગો ઉડી ગયાં એટલુંજ નહિં પણ આવા પ્રકારનું ક્લેશનું, દુઃખનું, ચિન્તાનું નરક ચોતરફ ઝઝૂમતું મૂકી ગયાં, એ બહુ લાગતું. પરન્તુ સત્યશઃ એની ખરી મ્હોટાઇની આજ પળ હતી. હ્હેને ગમે તેમ લાગતું છતાં, તે સઘળું શાન્તિથી, નમ્રતાથી, સહનશીલતાથી, શ્રદ્ધાથી સહન કરતો. અને અન્તર્ અનેક વેદનાઓથી વ્યથિત થતું હોવા છતાં, તે મ્હોં ઉપર સ્મિતહાસ્ય, નયનમાં પ્રેમાળતા, અને વર્તનમાં ઉદારતા દર્શાવી શકતો હતો. જગતદાસ હ્હેના તરફ આકર્ષાયો, હ્હેનું ખરૂં કારણ આજ હતું; ધીમે ધીમે એ બંનેમાં ભાઇઓ જેવો સ્નેહ થઇ ગયો.

જગતદાસની સલાહથી રતનરામે પોતાના સઘળા માગનારાઓને આવેલાં રૂપિયા ફાળા પડતા આપી દીધા અને બાકીના માટે હેણે પોતાને શેઠ લક્ષ્મીનારાયણની પેઢીમાંથી વર્ષે જે બારહજાર રૂપિયા મળતા હતા તે રકમ દેવું પૂરૂં થઇ જાય ત્યાં સુધી હેમાંજ ભરવા માટે વ્યવસ્થા કરી. અહિં જગતદાસની સદ્‌ભાવના બહુ કામમાં આવી. કારણ કે તે પેઢીના મુનીમને સમજાવીને દેવાની રકમ હેમાંથી હપતાસર આપવાની કબૂલત હેની પાસે કરાવી શકયો;અને લ્હેણદારોની તથા પેઢીની ખાત્રી માટે હેણે રતનરામનો એક લાખ રૂપિયાનો જીંદગીનો વીમો પણ ઉતરાવ્યો. આથી લ્હેણદારોનાં નાણાં વળી જતા દરમિયાન રતનરામને કાંઇ થયું તો હેનો ઉજાગરો તે લોકોને નહિં; અને જેમ જેમ દેવું ઓછું થતું જાય તેમ તેમ હેની પત્નીને માટે ભવિષ્યની ચિન્તા ન રહે એવી વ્યવસ્થા થવાથી રતનરામને પણ કાંઇ તરેહની બેચેની રહેવા ન પામે એવી આ ગોઠવણ હતી.

નિર્મળબાલાના નિર્મળ, પ્રેમાળ, ઉદાત્ત સહવાસમાં ધીમે ધીમે મંજુલમાં ખરા સ્ત્રીત્વના ગુણો દૃષ્યમાન્ થવા લાગ્યા. હેને સમજાવા લાગ્યું કે, આવી વિપત્તિઓ જગત્‌માં બહુ સ્વાભાવિક છે; ઘણાં મનુષ્યો કોઇને કોઇ પ્રકારની મહાચિન્તા, મહાવેદના, મહાકષ્ટથી હેરાન છે: અને તે 'સર્વ દર્દોનું ઔષધ તે સહન કરવામાંજ છે. ' દુઃખનું ઓસડ દ્હાડા છે,' એ ખરૂં છે; પરન્તુ જો તે દિવસોમાં દુઃખને સંભાર્યાંજ કરીએ, જગત્‌માં સર્વથી દુઃખી આપણેજ છીએ એમ માન્યાં કરીએ, તો પછી હેનો અન્ત આવતો નથી,–એમ તો નહિં, પણ બહુ મોડો આવે છે. અને તેથી દર્દ કાંઇ જરા પણ ઓછું થાય છે ?–મંજુલને સમજાયું કે ' મને અથવા કમને '–દુઃખ ભોગવવાનુંજ છે, તો તે સહન કર્યા શિવાય બીજો ઉપાય નથી,–તો પછી ' બિ-

ચારાં-બાપડાં ' થઇને તે રહેવું અને દયાપાત્ર થવું ત્હેના કરતાં, હજાર દરજ્જે એ વધારે સારૂં છે કે, દર્દ હિમ્મતથી સહન કરી આપણું કર્તવ્ય યથાશક્તિ કર્યે જવું. **નિર્મળ** બાલાએ પણ પોતાની જિંદગીનો અનુભવ ત્હેની આગળ પ્રત્યક્ષ કીધો, ત્યારે **મંજુલના**—થોડો વખત વ્યગ્રતા અને વેદનાથી છવાઇ ગયેલા પણ—સંસ્કારી હૃદયમાં સત્ય ભાન થયા વિના રહ્યું નહિં કે, દુઃખ **ધૈર્યથી સહન કરવાથીજ ઓછું થાય છે, અને જેમ જેમ હિમ્મતથી દર્દ સહન કરીએ છીએ તેમ તેમ આપણું હૃદયબળ તથા આત્મશોધન કુદરતી સામર્થ્ય અને ઈશ્વરી વિકાસ પામે છે.**

**મંજુલના** આત્મવિકાસ અને ઉરમન્થનમાં આ પ્રમાણે એ દંપતીપર પડેલી વિપત્તિનું શુભ પરિણામ આવવા લાગ્યું. સત્સમાગમનું ફળ અવશ્ય કલ્યાણકર હોય છે, તે પણ ત્હેને **જગત્દાસ** અને **નિર્મળ**બાલાના જેવાં મહાત્મ જીવનના નિકટ પરિચયમાં પ્રાપ્ત થયું. હવે **રતનરામ**ના હૃદયની સદ્ભાવનાઓ અને ત્હેની જિંદગીના આદર્શની ઉચ્ચતા સમજવા લાગી; અને પોતે ત્હેને કરેલી હેરાનગતિ માટે દિલગીર પણ થવા લાગી. પરન્તુ **રતનરામ** જે ત્હેને અપૂર્વ સ્નેહથી ચ્હાતો હતો, ત્હેના દિલમાં ત્હેને માટે કદિય—આવા દુઃખદ વાતાવરણમાં પણ—કાંઇ કટુ વિચાર પેદા થયેલોજ નહિં હતો, તેથી ત્હેને પોતાની પ્રિયતમા, જે **ભાવિની** આવી ઉગ્ર કસોટીમાં થઇને આટલા ટૂંકા સમયમાં હૃદયની વિશુદ્ધતા પુનઃ પ્રતીત કરી શકી, ત્હેના દોષની ક્ષમા આપવાનું તો કાંઇ હતુંજ નહિં; પણ ઉલટો તે **મંજુલ**ને માટે પોતાના અંતર્માં સપ્રેમ અભિમાન ધરવા લાગ્યો.

ધીમે ધીમે ત્હેમના બદલાયલા જીવનક્રમને અનુકૂલ થતાં હવે તે દંપતીને બહુ વખત ન લાગ્યો. જિંદગીની ગમે ત્હેવી અંધારી રાત્રિમાંય

પ્રભુકૃપાથી આશાનો, શ્રદ્ધાનો પ્રકાશ હૃદયને અજવાળે છે; તો આ કાંઇ શરીરની મહાપીડા ન્હોતી અને પ્રેમપાત્ર સ્નેહીઓના ચિરકાળ વિયોગનું મહાન દર્દ ન્હોતુ; ફક્ત જીવનનાં સાધનોની ઓછી વધુ ન્યૂનતા જણાઇ હતી, એટલે એ દુઃખ એવું ન્હોતું કે કર્તવ્ય પ્રવૃત્ત મનુષ્યને હમ્મેશને માટે વિપત્તિના ગાઢ બન્ધનમાં તે નાંખી શકે !

## પ્રકરણ ૪ થું:

### અજ્ઞાનનું આવરણ.

૧. 'પડતા પર પાટુ !'

"આટલી બધી વાર સુધી શું ત્હમે કરતાં'તાં ? જાણતાં નથી કે મ્હારે સ્હાડા સાતે દવાનો પ્હેલો ડોઝ (ભાગ) પીવાનો હતો અને ત્હમે તો હજી આઠ થયા ત્યાં સુધી દૂધ પણ ઉન્હું કરીને લાવતાં નથી. દવાનો વખત તો ખાસ કરીને સાચવવોજ જોઇએ. નીચે શું કરતાં' તાં, તે વાર થઈ ?"

"બેશી તો નહિં રહી હોઉં ને ?—સ્હવારના પ્હોરમાં ઉઠીને કાંઇ ઘરનું કામકાજે હોય ને, કે ત્હમારી પાસેજ આવીને બેસવુ ? દૂધ ન્હોતું આવ્યું તો જરા માણસને બૂમ પાડીને મંગાવી લેવું'તું."

આ પ્રમાણે વાત કરનાર પ્રબોધચન્દ્રનો ભાઇ ચન્દ્રકાન્ત તથા ત્હેની સ્ત્રી ગુલાબ હતાં. ચન્દ્રકાન્તે "હોસ્પિટલ એસિસ્ટન્ટ"ની પરીક્ષા પાસ કરી શહેરમાં ખાનગી દવાખાતું ક્હાડ્યું હતું. પરન્તુ ત્હેમાં કામ કરવું ત્હેને ઓછું અનુકૂળ આવ્યું; કારણ કે દિનપરદિન દાક્તરો અને વૈદ્યો વધતા જતા હતા. આથી તે શહેર બ્હાર નોકરી મેળવવાની ઘણા દિવસથી ખટપટ કરતો હતો, પણ ત્હેને સંતોષકારક પગાર

નહિં મળવાથી ત્હેવી કોઈ જગો ત્હેણે સ્વીકારેલી નહિં. કેટલાક વખત ઉપર એક સ્થાનિક વૈદકીય સંસ્થામાં સો રૂપિયાના માસિક દરમાયાથી ત્યાંનો ડૉક્ટર રજા ઉપર ગયેલ હોવાથી ત્હેની જગોએ કામ ચલાઉ તે રહ્યો હતો. રજા ઉપર ગયેલ ડૉક્ટરને કૌટુમ્બિક અને બીજી અનેક મુસીબતો નડેલી હોવાથી ત્હેણે રજા ઉપર રજા માગ્યાંજ કીધી અને એટલો વખત વહી ગયો હતો કે સઘળા ચન્દ્રકાન્તને ત્યાંના કાયમ અધિકારી તરીકેજ માનવા લાગ્યા હતા. પણ એવામાં પેલો ડૉક્ટર આવીને હાજર થયો અને તે સંસ્થાના વ્યવસ્થાપકોને નાખુશીથી પણ ચન્દ્રકાન્તને નોકરીથી મુક્ત કરવો પડ્યો. અકસ્માત્થી પ્રબોધચન્દ્ર જે સમયમાં શહેરમાં એસિસ્ટન્ટ કલેક્ટર થઇને આવ્યો, તેજ વખતમાં ચન્દ્રકાન્તની જગો ગઇ હતી, એટલે ત્હેના કુટુમ્બના સ્ત્રીવર્ગને તે બાબતમાં જરા વધારે લાગ્યું હતું. ત્હેણે પાછું ખાનગી દવાખાનું ઉઘાડીને ધંધો તો શરૂ કર્યો હતો, પણ સ્વાભાવિક રીતે પાછું ફરીથી કામ મળતાં વાર લાગે તેમ હતું. હાલમાં ત્હેની તબિયત પણ નાદુરસ્ત ચાલતી હતી.

"ત્હમે મ્હને કહીને ગયાં'તાં કે,–'હું દૂધ લેવા જાઉં છું,' તેથી મ્હારા મનમાં કે જો હું માણસને બોલાવીશ તો પાછું ત્હમને માઠું લાગશે ને ફરિયાદ કરશો જે ' હું કાંઇ કરતી નથી તે નોકરને બોલાવવો પડે છે ? ' " ચન્દ્રકાન્તે કહ્યું.

" ઓહોહો ! બધો વાંકજ જાણે મ્હારો, અને ત્હમે તો ડાહ્યા, શાણા ને સમજુ થઇને બેશી રહો એવા !–ને ઘરનાં માણસ પાછાં ત્હમારુંજ કહ્યું માને એવાં છે તો !" ગુલાબ જરા તતડીને બોલી ઉઠી. "સાહેબનું ને મડમ સાહેબનું કામ કરતાં નવરાં થશે ત્યારે ત્હમારી બૂમ સાંભળશેને ?–એતો ભલી બિચારી હું છું, ને મ્હારા

માબાપે વૈતરૂં કરવાને ત્હમારે ઘેર વેચી છે, તે હું તો કરીશસ્તો."

"સારૂ ભઇ, ત્હમે પણ ન કરશો" ચન્દ્રકાન્ત જરા ચ્હીડાઇને બોલ્યો: "ત્હમને પણ કોણ પગે લાગવા આવ્યું છે કે, મ્હારું કામ કરોને કગે. ચાલો, ખસો રસ્તામાંથી, હુંજ મ્હારું દૂધ લઇ આવીશ, એટલે ત્હમને ને કોઇને મહેનતજ નહિં !" ત્હેણે શરીર ઉપરથી ઓઢેલું ફ્હાડી નાંખ્યું અને તરત કોચ ઉપરથી ઉઠયો.

"જાઓને ત્યારે ત્હમે લઇ આવો;–ઓહો ! એમ કાંઇ ત્રાગાં કરશો, એટલે બ્હી જઇશું ?" રસ્તામાં ઉભી રહી ત્હેને જતો રોકતાં ગુલાબે કહ્યું. "ત્હમારે પીવું છે ને ત્હમે લઇ આવશો, ત્હેમાં કાંઇ બીજા કોઇને પાડ કરો છો ?–પણ દૂધ તો આ રહ્યું. હવે ત્હમારે પીવું હોય ત્યારે પીજો ને મ્હારો વાંક ન ક્હાડશો."

"દૂધ લાવ્યાં છો, ત્યારે અત્યાર સુધી માથાકૂટ કેમ કરાવી ?" ચન્દ્રકાન્તે સ્મિત હાસ્ય કરી, કોચ ઉપર પાછાં બેસતાં કહ્યું. "ત્હમે જાણો છો કે મ્હારી તબિયત ઠીક નથી, છતાં નાહકની જીદ શા માટે કરો છો ? ચાલો, પેલી કબાટમાંથી દવાની શીશી અને પ્યાલો લાવો."

"અમે કરીએ તે બધીયે જીદ, ખરી કની ?" ગુલાબ મ્હોં મ્હડાવીને દવા આપતાં બોલી. "અમે કયાં મડમ સાહેબ જેવાં ભાગ્યશાળી છીએ કે અમારા પડયા બોલ ઝીલાય !–જરા ઘરમાં નજર પણ કરોછો કે શું ચાલે છે ? આ નવી વહુએ તો બધાંને કામણ કર્યું છે કામણ ! નહિંતો લક્ષ્મીબ્હેન આવાં બાખડાં ને બાંજંદાં, ને વા સાથે વ્હડે એવાં, તે પણ એની આગળ ગરીબ ગાય જેવાં થઇ જાય ? ઘરમાં કોઇજ એને કાંઇ ક્હેવાતું નહિં, ને કહીને રહે કયાં ? એ તે મ્હારી રાંકડી બા દેખી ?–આતો સ્હેજ વાત થઇ એટલામાં ધનકોર માશીની ફોજ ચઢીજ છેસ્તો !–ને ઘરમાં ત્હમારો કાંઈ ભાર કે

વકર છે ? ત્હમારો ન હોય તો મ્હારો તો હિસાબ જ શો ? એતો બંધુઓને રળતા ખપતા દીકરાનું મ્હોં આવે ! ”

ચન્દ્રકાન્તે દવા પીધી હતી અને દૂધ જરા ટ્હાઢું થવા મૂક્યું હતું. આવા પ્રકારનું પત્ની તરફનું સંભાષણ નિત્યનું હતું. પરન્તુ થોડા વખતથી ત્હેની નોકરી ગયા પછી ત્હેનું સ્વરૂપ પણ ઘણું કટુ થવા માંડયું હતું. ઘણુંખરૂં તો તે કાંઇ ન બોલતો. પણ કોઇ કોઇ-વાર ત્હેનાથી ર્‌હેવાતું નહિં; અને એવા પ્રકારની લ્હડાઇ આ દંપતી-માં નવી ન્હોતી.

“હા. હા. ભાઇ રળે છે ને ખપે છે, ને એમનાં વહુનું ઘરમાં બહુ માન જળવાય છે; ને હું રખતો ખપતો નથી તેથી ત્હમારું નથી જળવાતું ! એજ ત્હમે કયારનાં ક્‌હે-ક્‌હે કરી રહ્યાં છો ને ? ત્હમને એમ પણ નથી થતું કે મ્હારી તબિયત ઠીક નથી, ને આપ-ણા ગુજરાનં જોગું તો હાલ પણ મળી ર્‌હે છે ને ?–ત્હમારા જેવી આવી ઝેરીલી અદેખાઇ તો મ્હેં ક્યાંય પણ ન જોઇ ! ભલે, એ બહુ સુખ ભોગવે. એમનો લાખ ગાડાં પૈસો હશે તો તે ત્હમારે શા કામનો છે ? ”

“ મ્હારા ફૂટેલા કરમમાં તે પૈસો હોય કયાંથી ?–મ્હારાં મા બાપે તો ત્હમને ખાસ્સા ભણુતા ગણુતા જોયા'તા; પણ ત્હમારા બાપે જેઠને ભણાવ્યા ને ત્હમને મા બ્હેનોની સંભાળ લેવા ને કામ કરવાને ઘેર રાખ્યા, એટલે એ બાપડાં શું કરે ?–ત્હમે ભણ્યા હોત તો ત્હમે પણ ‘સાહેબ' ક્‌હેવાત ! ને જુવોને, એયે નશીબનીજ વાત છે ને કે, ભાઇને અમલ મળ્યો ત્યારે ત્હમે ઘેર આવ્યા ! ”

“ પરમેશ્વરને માટે, હવે મહેરબાની કરીને ત્હમે ત્હમારૂં રો-જનું ટાહેલું બંધ કરશો ? ” દૂધ પીને ઓઢીને પાછો કોચ ઉપર

સૂતાં ચન્દ્રકાન્ત ગુસ્સામાં બોલી ઉઠયો: “ જો ત્હમને બીજી કાંઇ વાતજ ન જડતી હોય તો—મ્હારી તબિયત ઠીક નથી ત્યાં સુધી આ મ્હેડીમાં આવવા તસ્દીજ ન લેતાં, હું એટલું હાથ જોડીને માગી લઉં છું. ”

“ એમાં વળી—ખરૂં કહીએ છીએ ત્હેમાં ચાટકો શેનો લાગે છે તે ? ક્હોને ત્યારે આટલા દ્હાડા કમાયા ને સો રૂપિયા મળતા’તા. પણ મ્હારી પાસે ત્હમારી ફૂટી બદામે હોય તો પાછી લઇ લેજો. ને છોકરાંના તો ભોગ લાગ્યા છે જે ત્હમારે ઘેર બિચારાંએ અવતાર લીધો છે ! એના કરતાં તો કોઇ ગરીબનું ઘર સારૂં. ક્હો, કોઇ દિવસ એમને શરીરે ત્હમારા ઘરની સોના રૂપાની કાંઇયે ચીજ અડી છે ?—ને આ ત્હમારાં નવાં ભાભીને જૂવો છો, શો એમનો છાક છે ? ને રળતો ખપતો ભાયડો એટલે હમણાં હમણાંમાં કેવાં સારાં લૂગડાં ને ઘરેણાં કરાવી આપ્યાં ને પેલી બાયડી ‘ગઇ તે’ બિચારી ખાસડે મારી ગઇ ! ત્હેને કોઇ હવે સંભારતુંયે નથી ! મ્હોટાંભાભીએ એકવાર ગરબા ગાયા ત્હેમાં એમને માથે ત્હમારી મા ને બ્હેનોએ ન કરવાની કરી’તી ને પસ્તાળ પાડી મૂકી’તી; ને આ કલેક્ટરનાં મડમ એટલે ભાયડાઓમાં ધૂમે ત્હોયે કોઇ એક અખ્ખરે મ્હોંમાંથી ક્હાડે છે ? એ જોવાનું છે. ને આપણા ભાઇ પણ એને શી વાત જાણે છે ? જુવોને હજાર બે હજાર તો મીજલસ માટે એને શણગારવાનેજ ખરચી નાંખ્યા હશે ? ભાગ્યશાળીનું ભાગ્યજ જૂદું હોય છે ? ”

“ અરે, ત્હમે પણ કેવી બેવકૂફીની વાત કરો છો ? ” ચન્દ્રકાન્તે પોતાનો ઉછળતો ક્રોધ શમાવવા પ્રયત્ન કરતાં કહ્યું: “ હજાર તે ભાઇ લાવે કયાંથી, તે ત્હમે જાણો છો ? ભાઇને સારી નોકરી મળી માટે કાંઇ રૂપિયાનાં ઝાડ એમને ઘેર ઉગ્યાં છે, તે તોડી લેશે ?

—ત્હમે બાયડીઓ સમજો નહિં ને ગમે તેમ લવારા કૂટયા કરો.—હશે, પણ હવે ત્હમારે નીચે જવું નથી ? કાંઇ કામ હશે."

"છો ને રહ્યું ! કામ હશે તે તો એની મેળે થશે. 'ખાવામાં જગલો ને ગાવામાં ભગલો !' ત્હમે પણ ઠીક છો, " ગુલાબે જવાબ દીધો. " ઘરનું કામ અમે કૂટીએ ને હુકમ ચલાવે ત્હમારાં નવાં મડમ સાહેબ ! એ પણ ઠીક. કરશે, કરવું હશે તો, બા ને લલીબ્હેન. હું તો કાંઇ જતી નથી, પેલાં ભાભીને બિચારાંને તો બધાંયે પજવતાં'તાં; ને આણે કેવાં લલીબ્હેનને પણ સીધાં દોર કરી નાંખ્યાં છે ? એને એક અખ્ખરે કોઇથી કહેવાય છે ? એતો હવે 'સરસતી સારી હતી ને ભલી હતી' એમ વાનો કરે છે ! એંહ, હું નહિં હોઉં ને ત્યારે,—આજ તો મ્હારું મ્હોંયે નથી ગમતું પણ—ત્હમે ને બધાં, પાછળથી બીજી આવશેને, ત્યારેજ મ્હને પણ સંભારશો. જો જો ને હું નઠારી છું ત્હોયે સંભારશો."

"બહુ સારૂં, ભાઇ. કોણ પ્હેલું જશે, એ કોણ જાણી બેઠું છે ?- હું તો જાઉં તો ખરેખર દુનિયાંના ત્રાસમાંથી છૂટું !" ચન્દ્રકાન્તે કંટાળો ખાતાં જવાબ દીધોઃ " મ્હને ઠીક નથી તે જરા જંપીને સૂઇ ર્‌હેવા દો."

" ઓહોહોહો ! એમજ જાણે ત્હમારાં ત્રાગાંથી અમે ડરી જઇશું તો !" ગુલાબે કહ્યુંઃ " ત્હમારે સૂઇ ર્‌હેવું હોય તો ભલેને સૂવો, ત્હેમાં મ્હારે શું, બા ?—પણ દવાખાને નથી જવું ?—ને સાંભળો છો ? મ્હારી કુસીકાકીની ચંપાનું મહિના માસ પછી લગન છે, ને મ્હારી પાસે કે છોકરાં પાસે કાંઇ પ્હેરવાનું નથી. તે આ ત્હમને પ્હેલેથી કહ્યું. પછી ત્હમે કહેશો જે ધંધો બરોબર નથી ચાલતો ને પૈસા ઘરમાં આવતા નથી, તે ચાલવાનું નથી. મ્હારા દાદા બિચારા

હવે ક્યાં સુધી ખરચ કરે ? મ્હારી બા તો ક્હેતી'તી કે, ત્હારો વર બિચારો કાંઇ કમાય છે ? તે ડોસાને હું કહીશ. પણ મ્હેંજ ના પાડી, જે આટલા દ્હાડાની કમાણી જવાની ક્યાં છે ? માટે આ વખત તો જુવો કાંઇ કરાવવુંજ પડશે. ને ત્હમારા ઘરનાં છોકરાં નાગાં દેખાશે તો ત્હમને શરમ ! ત્હેમાં મ્હારે શું, બા ? હું તો ક્હેવાની શરીગત. પાછા ક્હેશો જે વ્હેલું કેમ ન્હોતું કહ્યું ?"

ચન્દ્રકાન્ત હવે પૂરેપૂરો થાકી—કંટાળી ગયો હતો. તેથી તે કાંઇ પણ ઉત્તર દીધા શિવાય પડીજ રહ્યો.

"કેમ હવે જીભ પેટમાં ઉતરી ગઇ કે ?" પત્નીએ બોલવાનું શરૂ રાખ્યું. "બ્હાર તો લોકો જાણે કે કોણ જાણે બાયડી છોકરાંને શાયે સુખ દેતા હશો; ને મ્હેડીમાં આવ્યા એટલે જાણે મ્હોંમાં જીભજ નથી ને !—પણ જુવો, ત્હમારે ન બોલવું હોય તો ન બોલશો; લૂગડાં વગર નહિં ચાલે, એતો ખરુંજ; પણ છોકરાંને ને મ્હને શરીર ઉપર પ્હેરવાને એક બે વાનાં તો આ વખત કરાવવાંજ પડશે તો ! મ્હારી ફુલીકાકીને ઘેર કાંઇ વારે ઘડીયે ટાણું આવવાનું છે જે ? એને બિચારીને 'આ શાણું કે સાચું ?'—એના જેવી વાત છે. માટે જોજો ભૂલશો નહિં. ને ક્હો તો મગન કાપડિયાને બોલાવીને જોઇતાં લૂગડાં લઇ લઉં. ને ત્રિકમ સોનીને ત્હમે સોતું લઇ આવશો પછી બોલાવીશું. ને મ્હારી બાને ઘેરજ બોલાવીશ, જે ત્હમારાં અહિંવાળાં જાણે તો પાછાં ફ્હોપણ ફ્હાડશે"

"ઠીક છે, ત્હમને જેમ જરૂર જણાય તેમ કરજો," કહી ચન્દ્રકાન્તે માથે ઓઢી લીધું અને તે સૂઇ ગયો. ગુલાબ પોતાની ઇચ્છા સફળ થવાથી થોડીવાર તે મ્હોં ઉઘાડે ત્હેની રાહ જોઇ, પછી મ્હેડીએથી નીચે ઉતરી.

ચંન્દ્રકાન્ત ઉંઘી ગયો ન્હોતો. પરન્તુ ત્હેને જીર્ણ જ્વર અને ત્હેને લીધે નબળાઇ લાગુ પડી હતી. પિતાની પાસે પૈસો છે એમ કહેવાતું પરન્તુ આખા ઘરનું ખર્ચ ખરૂં કહીએ તો કેટલાક સમયથી ત્હેની કમાણીમાંથીજ ચાલતું હતું. એટલે ત્હેની પાસે ખાનગી મૂડી થઇ ન હોય, એમાં કાંઇ નવાઇ જવું ન્હોતું. અને પ્રબોધચન્દ્રના લાંબા મંદવાડમાં ઘણું ખર્ચ થઇ ગયું હતું; તથા તે પોતાનુ ખાનગી દેવું હજી પોતાના મ્હોટા પગારમાંથી પણ આપી રહ્યો નહિં હતો, એટલામાં આ સ્નેહસંમીલનના ભારે ખર્ચનો બોજો પણ ત્હેને માથે આવી પડયો હતો. અને પોતાનો આધાર ધંધાની કમાણી તેય પણ હાલતો નામનીજ રહી હતી. એટલે અત્યારે તે પુરો ગભરાયો હતો. તે જાણતો હતો કે, પત્નીની હઠ આગળ પોતાનું કાંઇ ચાલવાનું નથી; અને ત્હેનો સ્વભાવ પ્હેલાં ગમે ત્હેવો ઉગ્ર હતો, તોપણ હવે અનેક અનુભવ પછી તે ઘણું સહન કરી લેતાં શીખ્યો હતો. તેથી આ નવું ખર્ચ કરવું તો પડશેજ; પરન્તુ ક્યાંથી કરવું એ વિચારમાં તે પુરો ગૂંચાયો હતો.

## વ્યવહારકુશળતા !

સરલાની મા રતિલક્ષ્મીનું પ્હિયર ધનકોર માશીને ઘેર હતું. ને પોતાનાં સગાં સંબધીઓ ઉપરનું વડીલપણું જાળવવામાં ખરૂં મમત્વ હતું; અને પોતાની જ્ઞાતિનાં ઘણાં ખરાં—અને પાડોશીનાં સઘળાં ઘરોમાં, ત્હેના માલીકોને ગમતે—ન ગમતે પણ, આવજા કરી, દરેક જાતની ભાંજગડમાં આગેવાની લેતાં હોવાનો ત્હેમનો સ્વભાવ હોવાથી, કુદરતીરીતે ત્હેમનો વક્કર તો બહુ સચવાતો નહિં હતો પરન્તુ ઉપયોગીતા સર્વ સ્થળે સ્વીકારાઇ હતી. જ્ઞાતિનાં ભાંજગડીયામાં 'સોનાં મંડાવે ને સોનાં ભગાવે' એવી જાતનાં મનુષ્યો પૈકી

તેઓને એક હોવાનું માન હતું! અને વધારે ખુબી એજ હતી, કે નિકટ સંબન્ધીઓના થોડાક દાખલા બાદ કરીએ તો ભાગ્યેજ એક પણ ભાંજગડ એમને હાથે સૂધરી હોય એમ બન્યું હશે. અર્થાત્ ત્હેમની ઉંધી ખોપરી ત્હેમના પરિચયના લોકોને અનેક રીતે હાનિ કરતી હતી; જેને લીધે એકએક ઘરમાંથી ત્હેમનો પગ નીકળી ગયો પણ હોત, પરન્તુ 'ભૂંડાંથી ભૂત પણ ડરે!' એટલે ત્હેમને કોઇ સહસા પોતાના ઘર આવતાં બંધ કરી શકતું ન્હોતું;—અને ત્હેમનામાં એક મહાન સદગુણ પણ હતો રોવા કૂટવાનાં જેવા મહા શાસ્ત્રીય વિષયમાં તેઓ પાકાં અને પાવરધાં હતાં! જ્યારે "આજકાલની ઉછરતી ચીબાવલી છોકરીઓ ડાહી ડાહી વાતો કરી જાણે છે, પણ રોવા કૂટવાનું આવ્યું કે પદમણીઓની પેઠે સજડ ઉભીજ રહે છે" ત્યારે, એવા મુશ્કેલીના સમયમાં, ધનકોરમાશી હરકોઇ મનુષ્યની વ્હારે ચઢતાં અને પોતાનું સગું, વ્હાલું, સંબંધી, અથવા કોઇ પણ પ્રકારના ઓળખાણવાળું મરનાર માણસ હોય કિંવા ન હોય તોપણ ત્યાં તરતજ આ ડોશી હાજર થઇ જતાં, આગેવાની ધારણ કરી લેતાં, પોતાનાં અને પારકાંનાં સાત પેઢી દરમિયાનમાં કોઇ કોઇ મરણ પામ્યાં હશે ત્હેમનાં નામ પણ સંભારી કહાડતાં, ને જંગ મચાવતાં; તથા પુષ્કળ કુશળતાથી રોવા કૂટવાનો સંઘ ઠેઠ પાર ઉતારતાં! જગત ઉપરનો ત્હેમનો આ અતિ મહાન ઉપકાર કદિ પણ બદલો વાળી શકાય નહિં ત્હેવો હતો! આ શિવાય બીજી પણ ઘણી તરેહની મદદ તેઓ આપી શકતાં. અણઆવડતી યુવતીઓને રોતાં કૂટતાં શીખવતાં;–કોઇને ત્યાં મરણ થયું હોય તો (શાસ્ત્ર પ્રમાણે તો નહિં પણ રૂઢિ મુજબ) શું શું કરવું જરૂરનું છે, તે બતાવતાં;–વિવાહમાં સ્હામા પક્ષને કનડીને પૈસા વધારે કેમ કહડાવાય, તે સમજાવતાં; અને જરૂર જોગાં ફટાણાં-

નાં જોડકણાં પણ જોડવા મદદ કરતાં: આ વગેરે અનેક પ્રકારે એમ-ની સહાયથી આખી સૃષ્ટિ ચાલતી હતી ! અને એ ડોશીમા નહિં હોય ત્યારે પૃથ્વી પરનાં અનાથ પ્રાણીઓની જીંદગીના શું હાલ હવાલ થશે, એ ભીતિથી મૃત્યુ પણ એમનાથી ડરતું હતું ! આ પરોપકારી, ધર્મ ધુરંધર ડોશીમાનું શરીર વૃદ્ધાવસ્થા થયા છતાં ', રાતી રાયણ જેવું ' હતું, આંખો અને કાન સબળ હતાં, અને ' રૂપિયાનાં પંદર શેરનાં ઘી ' ખાધેલાં તેથી કે બીજા ગમે તે કારણથી પણ ' અત્યારે પચીસ માણસની રસોઇ એકલે હાથે ઝપાટામાં નાખું, ' એમ તો તેઓ વારંવાર હિમ્મતથી ઝાહેર કરતાં હતાં. આ હકીકત તો જેને માનવી હોય તો માને, પણ એઓશ્રીની આટલી ઉમ્મરે લોકોએ ત્હેમને જમવામાં ઝપાટાબંધ ચાર પાંચ લાડુ ઉપાડી જતાં અને મરણ પ્રસંગે પચીસ પચાસ બૈરાંની અંદર રોવા કૂટવામાં સરદારી કરતાં તો જોયાંજ હતાં !

ધનકોર માશી પ્રબોધચન્દ્રની માતા ભાગીરથીની બ્હેન, એટલે એની પોતાની માશી થતાં હતાં. ભાગીરથી અને ધનકોર કાંઇ સગી બ્હેનો ન્હોતી, પણ ધનકોર માશી ત્હેમનું આ દૂરનું સગ-પણ બહુ સારીરીતે સાચવતાં અને એવી રીતે વર્તતાં કે કોઇ ત્રા-હિત માણસને તો સગી બ્હેનો કરતાં પણ તે વધારે નિકટનાં સંબ-ન્ધી લાગે. આમ સગપણ હતું અને ત્હેમાં પાછો ' સવારથ ' ઉમે-રાયો. ડોશીની ભત્રીજી રતિલક્ષ્મીની પુત્રીને ત્હેમણે અનેક ખટપટો અને ખરખુશામત કરીને, તથા ભાગીરથીની પુત્રીઓને તે વિવાહ પસંદ પડતો નહિં હોવા છતાં, પ્રબોધ જેવા ભણેલા કમાતા અને હોદ્દેદાર યુવાનની સાથે તેઓ પરણાવી શક્યાં હતાં, અને પ્રબોધને મળેલો અધિકાર તથા ભારે પગાર ત્હેની નવીન પત્નીના ભાગ્યનેજ

છે એમ કહી, આવી નશીબદાર છોકરી સાથે ત્હેનું લગ્ન ત્હેમણે સરલાના ઉંચા ગ્રહ જોઇનેજ કરાવ્યું હતું, એમ પણ તેઓ અભિમાનથી કુટુંબમાં ઝાહેર કરી, તે વિશે ધન્યવાદ મેળવતાં હતાં. પ્રબોધને પોતાની માશીનું મ્હોં પણ જોવું ગમતું ન્હોતું, તેથી ત્હેના ઉપર તો હજી એમનો અમલ શરૂ થયો ન્હોતો, પણ ભાગીરથીનાથી પોતાની બ્હેન અને ત્હેના ઘરમાંથી આવેલ વહુ ઉપર કાંઇ થઇ શકતું ન્હોતું, એટલું તો સારૂં થયું હતું. ધીમે ધીમે ભાગીરથીના ઘરમાં પોતાનો કાણુ વધારવાને ડોશી હર હમ્મેશ—પ્હેલાં કરતાં પણ વધારે—પ્રબોધચન્દ્રના ઘરમાં જા—આવ કરતાં, અને ઘણી વાતો તથા થોડું કામકાજ પણ કરવા લાગતાં; એટલે ભાગીરથી એમનાથી કંટાળ્યાં ન્હોતાં. ઘરનાં કોઇને પણ પૂછ્યા શિવાય મ્હોટા પુત્રે સ્નેહસંમીલન કર્યું અને ત્હેમાં લાજ શરમ મૂકીને સરલાએ ભાગ લીધો, એ બધું જૂના જમાનાનાં ભાગીરથી કદાચ સહન કરી ન શકત. પરન્તુ હાલ પવન બદલાયલો હતો. ત્હેમના પતિ મણિધરપ્રસાદ એસિસ્ટણ્ટ કલેક્ટર થયેલા પુત્રને એક શબ્દ પણ કહે એમ ન્હોતું અને લલિતા પણ હવે વધારે સાત્વિકવૃત્તિ વાળી થઇ હતી; એટલે આવી બાબતમાં ત્હેમને કોઇ મદદગાર નહિં હોવાથી તથા ધનકોર માશીને ખોટું લાગવાની ધાસ્તીથી એ સવાલ ત્હેમના કુટુમ્બમાં ઉભો જ થવા પામ્યો ન્હોતો. અર્થાત્ આખા ઘરમાં સરલા કામ કરે—ન કરે તો પણ તે સહન કરી લેવામાં આવતું હતું અને કદિય ત્હેને કડું વચન કોઇની તરફથી ભાગ્યેજ સાંભળવું પડતું.

ધનકોર માશીને સરલા તરફ પ્હેલાં સાધારણ રીતે પ્રીતિ તો હતી, પણ એને રતિલક્ષ્મી નિશાળે મોકલતી એ વાત જરા ન્હોતી ગમતી. તેઓને દૃઢ ખાત્રી હતી કે ભણ્યેથી છોકરીઓ દોઢડાહી અને

ચીબાવલી થઇ જાય છે. આથી તેઓ સરલાને બહુ બોલાવતાંજ નહિં; અને સરલા પણ જેવી હાલ હતી ત્હેવીજ ન્હાનપણમાં હતી એટલે એને ' બોલ્યે બંધ નહિં ' ને ' ગમે ત્હેવું-ગમે ત્હેને-ગમે તે વખતે કહી નાંખે, ' એવી એની પ્રકૃતિ પડી ગયેલી હોવાથી ત્હેમની વચ્ચે બહુ એખલાસ પણ ન્હોતો. પરન્તુ એનું પ્રબોધચન્દ્રની સાથે લગ્ન થયા પછી વસ્તુ સ્થિતિ બદલાઇ ગઈ હતી. ડોશીનો એમની કાબેલિયત અને ખટપટને લીધે મા દીકરી બંને મનમાં ઉપકાર માનતાં હતાં; કારણ કે જો ધનકોર માશીની મહેનત ન હોત, તો બીજી કોઇ છોકરીનું આવે સારે ઠેકાણે ક્યારનું એ લગ્ન થઇ ગયું હોત, એમ તેઓ જાણતાં હતાં. આ ઉપકારવૃત્તિ જેમ જેમ પ્રબોધને ઉંચા ઉંચા દરજ્જાની નોકરી મળતી ગઇ તેમ વધતી ચાલી અને હવે તો તેઓ બંને ત્હેમની સલાહ વિના ડગલું પણ ભરતાં નહિં. બંગલો લેવડાવી પ્રબોધ અને સરલાને જૂદું ઘર માંડવાનો વિચાર ઉભો કરનાર, અને ઘરની સ્ત્રીઓ બ્હાર જાય ત્હેમને વાપરવાને માટે ગમે તેમ કરીને બગી રાખવાની ખટપટ કરાવનાર, આ જૂના જમાનાનાં, સ્વાર્થસાધક ડોશીમા જ હતાં અને પ્રબોધની કમાણી વિશે ત્હેમનો ખ્યાલ પણ ઘણો વિચિત્ર હતો! જ્યારે શિરસ્તેદારો ને ચીટનીસો લાખો રૂપિયાની મિલ્કત એકઠી કરે છે, ત્યારે ખૂદ કલેકટર સાહેબ તરીકે નીમાયા પછી પ્રબોધ શું ન કરી શકે? એ વિશે વિચાર કરતાં ત્હેમનું મન પોતાના હિતના અનેક સ્વપ્ન-મહેલો ક્યારનુંય બાંધી ચૂક્યું હતું. સરકારી કામકાજની બાબતમાં સરલા ત્હેના પતિને એક શબ્દ પણ હજી કહી શકતી ન્હોતી, પરન્તુ આ વ્યવહાર કુશળ ડોશીમાએ તો એક બે જણ પાસેથી, કલેક્ટર સાહેબ પાસે કામ કરાવી આપવાને બ્હાને, યથાશક્તિ રૂપિયા પણ કહડાવ્યા હતા!

### ૩. ધનકોર માશીને ઘેર:

" અલી, તું તો હવે બહુ મોંઘી થઇ ગઇ ? સાસરૂં ને અમલ ને બંગલો તે ત્હારેજ હશે, કે બીજા કોઇને ઘેર હશે ? ને બગી છે, ખાસ્સી ! એવા જંગલમાં એકલું આખો દ્હાડો ગમેય કેમ ?—આ આપણી પડોશમાં હરકોરમાની ભાણી છે સ્તો. એનાં સાસરિયાં બંગલે રહે છે, ને એકલી નથી; પણ ગાડીવાળાને વરદીજ આપી મૂકેલી કે બે વાગ્યા એટલે બગી જોડીને લાવે. બધાં ત્હારાં જેવાં સાસરઘેલાં હશે ? ત્હને ભલું જંગલમાં પડી રહેવું ગમે છે ? "

ધનકોર માશીએ સરલાને આવી ત્હેવીજ શીખામણની પુષ્પાંજલિથી વધાવી લીધી. આજ એમને ઘેર આસપાસથી મ્હોટું સ્ત્રીમંડળ ભરાઇને બેઠું હતું, ત્હેમાં સરલાને ઠપકો દેવાની ઢબમાંને ઢબમાં ત્હેની સાહેબી પણ એ ડાહી ડોશીએ જણાવી લીધી.

સરલા હસીને બોલી: " શું કરું, માશી ? " ધનકોર ' ગામમાશી ' હોવાથી ત્હેમનાં કુટુમ્બીઓ પણ ત્હેમને એ નામથી બોલાવતાં હતાં. "હજી તો, બળ્યું, મેળાવડાની ખટપટમાંથી પૂરી પરવારીયે નથી. લક્ષ્મીબ્હેન તો બીજેજ દિવસે આવતાં રહ્યાં છે, તે બીજું તો કોણ કરવા લાગે?—ને મંજુલગૌરીનું તો ત્હમે બધાંયે સાંભળ્યું જ હશેને, એટલે એ બિચારાં એમની પોતાની ખટપટમાં રોકાયાં'તાં."

" હા. એના વરે દેવાળું ક્હાડ્યું તે કની ? " રતિલક્ષ્મીએ પૂછ્યું. " ક્હે છે જે રતનરામ તો કિદ્હાડાનો ન્હાશી ગયો છે ને મંજુલ પણ પેલાં ક્રિસ્તાનીઓના ભેગી જઇને રહી છે, તે વટલી ગઇ છે ને નાતવાળા એને નાતબ્હાર પણ કરવાનો વિચાર કરે છે. "

" કીયા ક્રિસ્તાની ?" અવન્તીરામની મ્હોટી પુત્રી મોંઘી

જે આ મંડળમાં બેઠી હતી ત્હેણે કહ્યું: " શ્રીમતી બંગાલણ તો છે, પણ ઘરમં આપણો માને છે, રતિમામી !"

" બેશ, બેશ, માન્યો એણે ધરમ ! " ધનકોરમાશી વચમાં બોલ્યાં: "એનાય હવેજ હાલ જોવાના છે તો. પેલી જોગણ આવી'તી ત્યારની જરા વધારે એ રાંડ ફાટી'તી; ને મોંઘી ! બા, ખોટું લગાડીશ નહિં, પણ ત્હારા બાપેજ ધરમનો મેળાવડો કરવાને માટે એને પોતાના ઘરમાં પેસવા દીધી'તી. પણ જોજે ને હવે ! લોકો કહે છે, બા! આપણે કાંઈ જોવા ગયાં નથી, પણ—કહે છે જે એ રાંડ ને જગતનાથ કરીને એક પેલી જોગણનો ચેલો છું કરીને એને ઘેર આવીને રહ્યાં છે તે બે જણ—થોડા વખતમાં નાશી ન જાય તો મ્હને કહેજે ને !

" ને ભાણી ! " સરલા તરફ દૃષ્ટિ ફેરવીને ત્હેમણે કહ્યું, " જો, ભાણી ! તું ત્હારે આપણા ઘરની લાજ મરજાદ જેવી પાળે છે એવી પાળજે ને એ કિરસ્તાન લોક સાથે કશી વાતચીત કે કાંઈ ખટપટ ત્હારે કરવી નહિં, હાં. અમે તો કહેવાનાં શરીગત; પછી તું જાણે ને ત્હારી વાત જાણે, બા ! હવે તું મ્હોટી થઇ.—પણ અલી મોંઘી ! ત્હારે ઘેર તો એ વના વાતજ થતી નથી, તે તું જાણતી નહિં હોય ?—લોકવાયકા છે તો એવી છે જે લખમીનારણ શેઠને મંજુલે ને એ બંગાલણે મળીને મારી નાંખ્યો ને કહે જે સરકારના શંપાઇ પાચ્છળ પડ્યા. તો તે ત્હારા બાપ ને ભાણીના વરે મળીને બધો ઢાંકપિછોડો કરી વાત ઉડાવી દીધી !"

" ના. માશી, એવું તો કાંઇ હોય તો મ્હારા જાણ્યામાં નથી," મોંઘીએ જવાબ દીધો. " પણ એમ તો કાંઇ વાત અમારા ઘરમાં થતી'તી, જે લક્ષ્મીનારણને ત્યાં કાંઇ ખોટ આવી છે ને તેથી મંજુ-

ક્ષના શરીર ઉપરનાં લૂગડાં ઘરાણાં સુધાંત વેચાઇ ગયું છે ને હજી લાખો રૂપિયાનું દેવું તો એના વરને માથે ઉભું છે."

"હા. મોંઘી બ્હેન ! મ્હેં પણ એમ જ સાંભળ્યું છે." સરલાએ કહ્યું. "રતનરામને માથાના વાળ જેટલું દેવું થઇ ગયું છે ને શ્રીમતીના બાપના પૈસા પણ એક બેંક તૂટી ત્હેમાં ડૂબ્યાઃ એટલે એ બધાં અમદાવાદ છોડીને કાંઇ કમાવાને જવાનો વિચાર કરે છે, એમ ગુલાબ ભાભી વાત લાવ્યાં'તાં."

"પણ અલી ! ત્હારાં વરને પૂછી જોજે ને. એ બધાને તો સરસતી જીવતી ત્યારે બહુ ધરેબો હતો; ને એને લીધેજ એને પ્રબોધે બચાવી લીધી તો ! ત્હારો વર અહિં કલેકટર ન હોત તો જ ખરેખરી ખબર પડત." રતિલક્ષ્મી બોલ્યાં.

"પણ રતિમામી ! એ વાત તો, ભઇસાબ, મ્હને ખરી લાગતી નથી, હો !" મોંઘીએ કહ્યું. "નિર્મળબાળા તો બહુ ઉમદા ખવાસની અને પવિત્ર બાઇ છે. કેમ, સરલા બ્હેન ! બોલતી નથી ?"

"હા. મોંઘી બા ! હું તો કહું છું સ્તો; પણ પછી અંદરના ગુણ ભગવાન જાણે !"

"જા. જા. આટલાં બધાં માણસો વાતો કરે છે તે ખોટું ?" ધનકોર માશીએ અભિપ્રાય દર્શાવ્યો." એ બધી વહી ગયેલી રાંડોને વાદે ચ્હડી છે, તો તું ત્હારી વાત જાણી, ભાણી!–એતો ગમે ત્યાં જાય ને ગમે ત્હેનું ખાય, એ લોકનો વિશ્વાસ શો ? મોંઘી ! ત્હારા બાપેજ આખી નાતનું નકંદન વાળ્યું છે, ખરું કહું તો–ને જમનાંબા બિચારાંનો તો સરગવાસ થયો છે પણ હતાં ત્યારે પણ ઘરમાં કાંઈ નીપજતું'તું ? આવી કીરસ્તાનીઓ ને જોગણો મળીને ડોસાને જેમ નચાવે તેમ નાચે છે. બાકી હુંશીયાર, ડાહ્યા, સલાહ લેવા

લાયક, પણ અવંતીભાઈનું એટલું તો, બા, આપણને ગાંડપણ જ લાગ્યું છે !"

"હા. માશી ! મોંઘી બોલી," જમનાંબા તો ભોળીને ભલી હતી, ને ત્હમે ક્હો છો એમજ હતું—પણ સરલા બ્હેન ! એ મંજુલનો ને શ્રીમતીનો ઠાઠ ને ભભકો ત્હેં જોયો' તો ? તે હવે તો શું રહ્યું હશે ?

"શું રહે ? મોંઘી બા ! કહું છું ને જે ઉભાં રહેવા જેટલી ભોંય પણ એની પાસે રહી નથી, ને ખરચે બેશુમાર તો ! ને મંજુલનું નાકનું ટેરવું તો ઉંચુંજ રહેવાનું ! એમ જે 'અમે તો કરીએ સ્તો, ને બીજા કોઇથી એવું થાય જ નહિં. પણ જુવોને, હવે દશા થઇ છે તે ?—અમે તો અમારો બંગલો રહેવાને આપવાનું ક્હાવ્યું'તું. પણ શ્રીમતીને એ જરા રૂચતું ન આવ્યું. તેથી એમને પોતાને ત્યાં લઇ ગયાં."

"હાય, હાય, બા ! જે થયું તે સારૂં !" રતિલક્ષ્મી બોલી ઉઠી. "એવી બાયડીનો ત્હારા ઘરમાં પગ શો ? આજ તો એના સંસારને મારી નાંખ્યો ને કાલે રાંડ બીજું કાંઇ કરે !—જોજે હોં, બા, ભાણી ! કોઇ દહાડો મ્હને પૂછ્યા વના એવું કાંઇ કરીશ નહિં."

"પણ બા ! એ તો મ્હેં કાંઇ ક્હાવ્યું ન્હોતું. મ્હને તો ખબરે પછી પડી, જે એમણે ના પાડી," સરલાએ જવાબ દીધો. "નહિં તો હું ત્હને પૂછ્યા વગર કાંઇ કરું !—પણ હેં બા ! તું ક્હે છે તે ખરૂં હશે ? દેખીતી તો એ એવી જરાય લાગતી નથી."

"એ રાંડો સુધરેલીઓનાં ચરિતરજ જૂદાં હોય, તે તું ક્યાંથી જાણે ?" ધનકોર માશી બોલ્યાં. "ત્હારો વર મ્હોટો અમલદાર થયો એટલે એને તો એવાં બધાંનું કામ પડે, કારણ સરકાર એવાં કીર-

વસ્ત્ર ત્યજનાર અને સિંધુ આળંગનાર મનુષ્ય તો એવું ને એવુંજ રહે છે, તેમજ આપણા આત્માનું પણ છે. એટલે સત્યથઃ દેહાવસાન એ આત્માની પરમગતિનો મંગલ સમય છે, આત્મતત્વનું પરમાત્મપદમાં પ્રયાણ શરૂ થવાનો શુભકાળ છેઃ આવે સત્પ્રસંગે શોક શામાટે ?—... કદાપિ આપણે એમ ફરિયાદ કરીએ કે આ જિંદગીમાં તો તે ગયેલાં પ્રિયજનને નહિંજ મળી શકીએ ને ?—એટલું તો સત્ય છે. પરન્તુ આ ટૂંકું જીવન એ મહાકાળની સનાતન લહરિઓમાં એક બિન્દુમાત્ર પણ કયાંછે?

" અને ધારો કે, આપણને સ્વજન વિયોગનો જે સ્વાભાવિક શોક થાય છે, ત્હેને છૂટથી વ્હેવા દઇશું, તો પણ ત્હેમનું પુનર્દર્શન કદિ પણ સંભવિત છે ?—જો તેમ થવાનુંજ નથી, અને અનેક યુગના ઇતિહાસ કહે છે કે તેમ થઇ શકતું નથી, તો પછી હૃદયના શોકાવેગને નિષ્ફળ વ્હેવા દેવામાં શું સાર છે ? હૃદયવેદના તો કુદરતી રીતે થતી હશે તે અવશ્ય થવાની; પરન્તુ ત્હેને વધવા દેવી કે ધીમે ધીમે દાબવી, એ મનુષ્યના હાથની વાત છે. અને આવા પ્રસંગે,—જીવનની સન્ધ્યા સમયે સ્નેહી સંબન્ધીથી વિંટાયલા, કર્તવ્ય નિવૃત્ત, સાધુ પુરૂષનું મરણ, એના જેવા સત્પ્રસંગે તો આપણને શોક ન જ ઘટે. "

બાલા, નવીન, મંજુલ, વગેરે સ્ત્રી અને પુરૂષ મંડળનું જ્ઞાનપૂર્ણ, પ્રેમાળ વચનોથી સાન્ત્વન કરતો જગતદાસ બોધ દેતો હતો. નિર્મળબાલાના બંગલામાં આજ મહાન શોકનો દિવસ હતો. ડૉકટર પ્રતાપચન્દ્ર રાય મૃત્યુ શૈયાપર પડયા હતા. જેમણે અનેક મનુષ્યોને કાળના સર્વભક્ષી મુખમાંથી પણ પાછાં ખેંચી લઇ સ્નેહી સ્વજન મંડળને સોંપ્યાં હતાં, તેજ મહાશય પોતે આજ મરણને વશ થયા હતા !

પ્રતાપ બાબુ પોતે કાંઇ સાધારણ શક્તિ વાળા માણસ ન્હોતા. ગરીબ, નિરાધાર સ્થિતિમાં અભ્યાસ કરી, ઊંચામાં ઉંચી પરીક્ષાઓ

જાત મહેનતથી સાધન સંપાદન કરી માન સાથે પસાર કરી, તથા અન્તઃકરણપૂર્વક ધંધામાં પૂર્ણ લક્ષ આપ્યાથી ત્હેમણે સારી કીર્તિ, સારી પ્રતિષ્ઠા, અને સારો પૈસો પ્રાપ્ત કીધાં હતાં. નામદાર સરકારમાં અને દેશી રાજ્યોમાં બહુ સારો લાગવગ એમણે જમાવ્યો હતો અને જ્યાં જતા ત્યાં પ્રથમ પંક્તિના સદ્‌ગૃહસ્થ, ઉંચી પ્રતિના સંસાર સુધારક, તથા ઉત્તમ ડૉકટર તરીકે તેઓ બહુ સન્માન પામતા હતા. મ્હોળા ધંધાને લીધે તથા દેશી રાજ્યોમાં ત્હેમની લોકપ્રિયતા અને રાજ-કુટુંબો સાથેની ઘરવટને લીધે તેઓ પૈસો પણ ઘણો સારો પેદા કરી શક્યા હતા. વૃદ્ધાવસ્થામાં ત્હેમના મનની બે મ્હોટી આશાઓ હતી; એક તો એ હતી કે પોતાનું દેહાવસાન થાય તે પ્હેલાં નિર્મળ બાલાનું લગ્ન થઇ તે સાંસારિક જિંદગીનાં સુખ સન્તોષમાં યુક્ત થાય અને બીજી એ હતી કે પોતાના દ્રવ્યની એવી કોઇ સદ્‌વ્યવસ્થા કરવી કે જેને લીધે ભવિષ્યમાં પુત્રી અથવા ત્હેનાં સંતાનને આજી-વિકાને ખાતર ફાંફાં મારવાની જરૂર ન રહે.

બાલાને ત્હેમણે સારી કેળવણી આપી હતી. એને એની પોતાની ઇ-ચ્છા મુજબ વૈદકીય મ્હોટી પરીક્ષામાં પાસ થવાને સર્વ અનુકૂલતા પણ કરી આપી હતી. તેઓ અન્તઃકરણપૂર્વક સુધારક હતા; અને સ્ત્રીઓ પોતાની આજીવિકાનાં સાધનો પ્રાપ્ત કરવા ઉદ્યોગ કરે, પ્રીતિલગ્નો કરે અથવા તેમ ન બને તો અવિવાહિતા રહે, અને જન સમાજમાં પૂર્ણ સ્વતંત્ર-તાથી પુરુષ વર્ગની સાથેની સર્વ બાબતની સ્પર્ધામાં ઉતરી પોતાની લાયકાત બતાવે,—એ પ્રશ્નોની ઘણી ચર્ચા કરીને ત્હેમણે તે પોતાના હૃદયમાં અને જીવનક્રમમાં સ્વીકાર્યાં હતા. આ સમયે તેઓ યુવાન હતા અને દૃઢાગ્રહ તથા શુભ સંકલ્પોની ઉષ્માથી સબળ હતા. પોતાનાં ધર્મપત્નીના મરણ પછી, પોતે પુનર્લગ્નની આવશ્ય-

કતા તથા ફળપ્રદતા માનતા હોવા છતાં, અમુક વય થયા પછી પુનઃ લગ્ન કરવું જોઇએ નહિં, એ સદ્‌વિચારને અનુસરીને વર્તવાનું સામર્થ્ય પછી ત્હેમણે દર્શાવ્યું હતું. અર્થાત્ ડૉ. પ્રતાપચન્દ્રરાય ઠાકુરના જીવનમાં એક પણ પ્રસંગ એવો ભાગ્યેજ માનવ દૃષ્ટિએ ચ્હડે એમ હતો કે જેને લઇને ત્હેમની ઉજ્વલ યશપ્રભામાં શ્યામ રેખા નિહાળી શકાય.

પરન્તુ પ્રતાપ બાબુ સર્વ રીતે એક હિન્દુ અને હિન્દુ પિતા હતા, એ વાત આપણે અહિં ભૂલવા જેવી નથી. અને ત્હેની સાથે ત્હેમને માથે પોતાની પુત્રીની માતા અને પિતા બન્ને તરીકે વર્તવાનું કર્તવ્ય આવી પડેલું હતું, એ હકીકત ત્હેમના સ્મરણ બ્હાર ન્હોતી. બીજી મહાપ્રજાઓનું વિચારવર્તન ગમે ત્હેવું હોય અન્ય દેશોના મનુષ્યોના વૃત્તિ તથા આચાર ગમે તે પ્રકારનાં હોય, તો પણ એક વાત તો સિદ્ધ છે કે, હિન્દુઓ સર્વથા કૌટુમ્બિક જીવનને ચ્હાનારા લોકો છે. હિન્દુસ્થાનમાં લગ્ન કરી દેવાની અસાધારણ ઉતાવળ અને ત્હેની ગ્રન્થીનું અતિગાઢ બંધન, જે બીજી પ્રજાઓને આશ્ચર્ય પમાડે છે, ત્હેનું એક કારણ એ છે. લગ્નને,—લગ્નના ફળરૂપ સંતતિને,—અને લગ્ન સંબન્ધનાં અંગ તરીકે દંપતી રૂપ સ્ત્રી પુરૂષને હિન્દુ ધર્મમાં જે ઉંચું સ્થાન છે, ત્હેનું કારણ પણ,—કાળના પડદામાંથી ધીમે ધીમે વિલુપ્ત થતી આકૃતિઓ ઉકેલવા પ્રયત્ન કરનાર તટસ્થ મનુષ્યને,—એજ સમજાય છે. હિન્દુ પ્રજાઓનાં ગૃહજીવનમાંથી પણ કૌટુમ્બિક જિંદગીનાં બન્ધનની ભાવના મન્દ પડવા લાગી છે અને ધીમે ધીમે પશ્ચિમનાં સમાજ બંધારણનાં જે વાવાઝોડાં આર્ય ભૂમિ ઉપર હાલ જોસભર્યાં ફૂંકાઇ રહ્યાં છે ત્હેમના ચાલુ મહાવેગ આગળ તે ઘણી ઓછી પણ થઇ જાય, એ અસંભ-

વિત નથી. પરન્તુ ત્હેવું પરિણામ આવવાને હજી ઘણીવાર લાગવાની એમાં પણ કાંઇ શક નથી.

પ્રતાપ બાબુ જેમ જેમ વયોવૃદ્ધ અને અનુભવવૃદ્ધ થવા લાગ્યા, તેમ તેમ ત્હેમનો જુસ્સો કાંઇક વધારે મૃદુતા ધારણ કરવા લાગ્યો, અને નિર્મળ બાલાના વધુ વધુ સહવાસમાં ત્હેમના અન્તરની ઉંડી લાગણી ત્હેના હિત માટે વધારે તીવ્ર થવા લાગી. જેમ ઉમ્મર માણસ ઉપર અસર કરે છે, તેમ આસપાસના સંયોગો પણ ત્હેવી અસર કરે જ છે. દેશી રાજ્યમાં ઇંગ્રેજી રાજ્યના જેટલી વિચાર વિવિધતા, જાતી સ્વતંત્રતા, અને સુધારણા તથા કેળવણી લોકોમાં જોવામાં આવતીનથી, એ અનુભવેલું સત્ય છેઃ તેથી દેશી રાજ્યની આ દેખતી, મહાન સામાજિક ન્યૂનતા પણ ત્હેમના ઉપર લાંબે કાળે અસર કર્યા વિના રહી નહિં. વિધવાઓની અને દેશી રાજ્યોમાં ફરજિયાત કુમારિકા તરીકે જિંદગી ગાળતી સ્ત્રીઓની મુસીબતો,: ચિન્તાઓ, અને કષ્ટોનો ત્હેમને અનુભવ થયો; અવિવાહિતા યુવતીઓનાં માતા પિતા અને સંબન્ધીઓને માથે કેટલી મ્હોટી ફિકર આવી પડે છે, અને ત્હેમનાં ગમે તેમ કરી લગ્ન કરી દેવાનાં કેટલાં બધાં ફાંફાં માણસો મારે છે; એ તથા કુમારીકાનું જીવન કેટલું રસ હીન, આશા વિહીન,—એવા પ્રસંગોમાં બની જાય છે; એ સર્વ પણ એમની નજરે પડયું ! કબુલ છે કે, કેલવણીની તથા કર્તવ્ય ભાવનાની ન્યૂનતાને લીધે આવા પ્રકારની જિંદગીની વિષમતા ઘણી વધારે ભાસે છે; તથાપિ સ્ત્રીને યોગ્ય પતિ સાથે લગ્ન કરવાનો સંયોગ પ્રાપ્ત થયો હોય, તો તે કરી દેવી જેટલી કોઇ પણ વસ્તુ સારી નથી, એમ પણ તેઓ હવે માનવા લાગ્યા હતા.

બુદ્ધિને અને હૃદયને માનવ જીવનમાં સર્વદા એકમત રહેવો

મુસ્કેલ છે; અહિં પણ એમજ થયું હતું. જિંદગી પર્યન્તના સિદ્ધાન્તો તથા નવી કેળવણીના પ્રકાશમાં બુદ્ધિએ સ્વીકારેલાં વિદેશીય ઉન્નતિનાં પ્રમાણો જેમ જેમ પ્રતાપ બાબુ વૃદ્ધ થવા લાગ્યા, જેમ જેમ દુનિયાં ના ત્હેમના કટુઅનુભવો વધારે સબળ રૂપ ધારણ કરવા લાગ્યા, તેમ તેમ ત્હેમના હૃદયની વૃત્તિઓ અને લાગણીઓ આગળ નરમ પડવા લાગ્યાં. આમ બનવું તો ક્યારનુંય શરૂ થઇ ચૂક્યું હતું; પરન્તુ ત્હેમાં બેન્ક તૂટવાથી ત્હેમનાં સઘળાં નાણાં તણાઇ ગયાં, ત્હેમની આખી જિંદગીની કમાણી નાશ પામી, ત્યારે પોતાના મરણ પછી પોતાની એકની એક પુત્રી જેને ત્હેમણે ગર્ભશ્રીમન્તાઇના પૂર્ણ સુખ સ્વાતંત્ર્યમાં ઉછેરી હતી ત્હેનું શું થશે ?'—એ ફિકર ઘણીજ ભારે થઇ પડી હતી.

નવીનચન્દ્રને પોતાના ઘરમાં ઉછેરવા માંડયો ત્યારથી, ત્હેની અને બાલાની વચ્ચે સ્વાભાવિક મૈત્રિ થતી જોઈ ત્યારથી, અને બંનેને દેશોદયનાં કામોમાં એક દિલથી, એક સરખા ઉમંગથી કામ કરતાં નિહાળ્યાં ત્યારથી, પુત્રીનું લગ્ન નવીનની સાથે કરવાની ત્હેમની ઇચ્છાતો થયેલીજ હતી, પરન્તુ તે વાંચ્છના હવે ઘણીજ તીવ્ર બની. એકતો પોતાની સઘળી પૂંજી થોડા દિવસમાં ઘસડાઇ ગઇ અને બીજું બાલાને ત્હેને અણગમતી વાત કદિ પણ કહેલી નહિં તે આ વખત કહેવી કે નહિં તથા પોતાની ઇચ્છાનો તે અનાદર કરશે તો શું ? એવા પ્રકારની ફિકરમાં ને ફિકરમાં મન્દ પડવા લાગેલી ચેતનશક્તિને ધારણ કરતું પ્રતાપ બાબુનું વૃદ્ધાવસ્થાનું શરીર મેલેરિયા—ઋતુના તાવના ઝપાટામાં આવી ગયું અને અનેક ઉપાયો,—ખર્ચાળમાં ખર્ચાળ ઇલાજો લીધા છતાં, તે તાવ તો કાંઇક પાછો હઠયો પરન્તુ ત્હેમનું જીવિત

બળ દિનપરદિન ઓછુંજ થતું ચાલ્યું, બધાંને એમ સ્પષ્ટ લાગવા માંડ્યું કે કાળના વજ્ર હસ્તમાં તેઓ હવે ગયા છે !

રતનરામ અને મંજુલગૌરી હજી તેઓના બંગલામાંજ રહેતાં હતાં. હમણાં કાંઇ કામ સારૂ રતનરામ મુંબાઇ ગયો હતો; પરન્તુ મંજુલ અને બાલા, જગતદાસ અને નવીનચન્દ્ર વારા ફરતી મરણાવસ્થાએ પ્હોંચેલ ડૉક્ટર સાહેબની સારવાર કર્યાં કરતાં હતાં. મંજુલને ત્હેની જીંદગીમાં માંદાની માવજત કરવામાં ભાગ લેવાનો આ પ્હેલોજ પ્રસંગ હતો; પરન્તુ મૃત્યુશૈયા એ એક એવા પ્રકારનું પવિત્ર દેવસ્થાન છે કે જ્યાં હલકામાં હલકું, સ્વાર્થીમાં સ્વાર્થી માનવજીવન પણ ઉદ્‌બોધન પ્રાપ્ત કરે છેઃ કારણ કે જો કોઇ પણ સ્થળે પ્રભુની ઝાંખી થઇ શકતી હોય તો તે કોઈ પણ પ્રાણીની મરણાવસ્થાનું સ્થાન જ છે. મંજુલ જેવી સંસ્કારી યુવતી ઉપર ત્હેની અસર ન થાય એ બને તેમજ ન્હોતું. અને ત્હેમાં વળી પ્રતાપચન્દ્રરાય જેવા સાધુ પુરૂષનો તે અવસાન કાળ હતો. જગતદાસ, નવીનબાબુ અને નિર્મળબાલા જેવાં સજ્જન સ્ત્રી પુરૂષના પતિતપાવન સમાગમમાં રહેવાનો અલભ્ય લાભ ત્હેને અહિં મળ્યો હતો, તે પણ ત્હેનું હિત કરનારજ હતાં.

ઘણા દિવસ ચિન્તા અને વિચારમાં કહાડ્યા પછી, પ્રતાપ બાબુએ એક દિવસ જગતદાસની સલાહ લીધી. જગતદાસને ત્હેમના આ વિષયના સઘળા વિચાર બહુ વાજબી લાગ્યા. તે ઉપરથી પ્રતાપ બાબુની અનુમતિથી તે એકલો નવીનને મળ્યો અને ત્હેની શું ઇચ્છા છે તે જાણવા માગ્યું. નવીન બાબુએ કહ્યું કે, " મ્હેં જિંદગીમાં એકજ સંકલ્પ કીધો છે, અને તે એ છે કે મ્હારા પિતા તુલ્ય પ્રતાપ બાબુની તથા ત્હેમનાં પુત્રીની સહજ વૃત્તિને પણ મ્હારે પૂર્ણ પ્રીતિથી અમલમાં લાવવી. બાલાને હું એટલેબધે અંશે ચ્હાઉં છું કે, બીજી

કોઇ પણ બાલિકાની સાથે લગ્ન નહિં કરવાનો મ્હેં સંકલ્પ કર્યો છે. પરન્તુ બાલાની સાથે લગ્ન કરવાની માગણી ન કરવી એવો પણ તે સાથેજ મ્હારો નિશ્ચય છે; કારણકે તેથી તો પ્રતાપ બાબુએ મ્હને પોતાના ઘરમાં રાખ્યો, ઉછેર્યો, ભણાવ્યો, અને બાલાની સરખોજ મ્હને ગણ્યો, તે કૃપાનો મ્હેં ખોટો લાભ લીધો કહેવાય." આ પછી જગતદાસ બાલાને એકાન્તમાં મળ્યો અને ત્હેના પિતાની છેલ્લી ઇચ્છા જણાવી. પ્રતાપ બાબુની આવી ઇચ્છા હશે તે તો ત્હેના સ્વપ્નમાં પણ નહિં હતું, કારણકે કુમારિકાવ્રત જીવન પર્યન્ત ધારણ કરવાનો અભિપ્રાય ત્હેણે ત્હેમની સમક્ષ ઘણીવાર ઝાહેર કીધો હતો અને ત્હેમણે તે વિરૂદ્ધ એક શબ્દ પણ કદિ ઉચ્ચાર્યો ન્હોતો. તે કેટલાક વખત સુધી વિચાર કરીને બોલી: "ભગવન્! આ વિષય એટલો ગહન છે કે તે વિશે એકાદ ઘટિકામાં નિર્ણય પર આવી શકાય તેમ નથી; છતાં પિતાજીની તબિયત એવી નાજુક થઇ ગઇ છે, કે કદિ એકાદ કલાકમાં પણ ત્હેમનું અવસાન થઇ જાય! એટલે મ્હારે શું કરવું એ મ્હને સમજાતું નથી. જો કોઇની સાથે હું લગ્ન કરવા ચ્હાઉં તો તે નવીન બાબુજ છે, એ વિશે મ્હારા મનમાં જરા પણ સંશય નથી. પણ સ્ત્રીને લગ્ન આવશ્યક નથી, એમ સાબીત કરવા હું એટલું પિતાજીની કૃપાથી ભણી છું કે મ્હને મ્હારૂં ગુજરાન ચલાવવું ભારે નહિં પડે. પરન્તુ અત્યારે મ્હારે કેવું વર્તન કરવું તે ખરેજ મ્હને સમજાતું નથી."

"બ્હેન! તું એક સુશિક્ષિત, સંસ્કારી બાલિકા છે," જગત્દાસે ઉત્તર આપ્યો. 'ત્હને ત્હારું પરમ હિત જે માર્ગે લાગે તે માર્ગ ગ્રહણ કરજે. ત્હારા પિતા ત્હને જોર જૂલમથી પરણાવવા માગતા નથી. પરન્તુ મ્હારા જેવા રંકજનની સલાહ જો ત્હને અનુકૂળ

પડે તો એક માર્ગ છે, જે દેખીતો સુગમ છે અને ભયાવહ નથી. ત્હારા પિતા ત્હને સારી સ્થિતિમાં અર્થાત્ નિશ્ચિંત હાલતમાં મૂકાયલી જોવા ઇચ્છે છે. તું અને નવીન બાબુ અરસ્પરસ અનન્ય પ્રીતિથી ચ્હાઓ છો; જો કે ત્હમારાં ઉદાર હૃદયની અતિ ઉદારતાને લીધેજ હજી ત્હમારાં જીવન સર્વગ્રાહી પ્રેમના મહાપૂરમાં તણાતાં બચી ગયાં છે. પરન્તુ આમ સર્વદા ચાલશે નહિ, એ મ્હારી ખાત્રી છે. હૃદયનો મૃદુતમ તાર ખેંચાતાં કેટલીવાર થવાની ? જીવનની ઝીણામાં ઝીણી લહરી પણ જગતને પ્રણય ભગવાનના પ્રદેશમાં કેટલા ઓછા સમયમાં ખેંચી જાય છે ?– એ વસ્તુઓનો ત્હને અનુભવ નથી. બ્હેન ! પણ જગતદાસ વેરાગી થતા પ્હેલાં સંસારી હતો, અને હજી એ સંસારથી એટલો બધો ડરે છે કે, ગુરૂ કૃપાથી ત્હેનું બળ તોડવાને પોતે સમર્થ થાય માટે અહોરાત્ર પ્રાર્થના કર્યાં કરે છે.

"ત્હારી મુસીબત હું સમજું છું, બ્હેન ! તો ત્હેનોય એક રસ્તો છે. પ્રતાપબાબુના સાન્ત્વન અર્થે ત્હેમના સમક્ષ ત્હમારો બેનો વિવાહ માત્ર આપણે નક્કિ કરીએ; અને પિતાજીની બંને સાથે આશીષ આ રસ્તે લઇ શકશો. આ વિવાહને લગ્ન સંબન્ધના સ્વરૂપમાં ઉતારવાનો સમય–અને તેમ કરવું કે નહિં તે ત્હમારી બનેની સ્વતંત્ર ઇચ્છા ઉપર રાખીએ, તો પછી ત્હને કાંઈ વાંધો છે ?"

નિર્મળબાલાને આ યોજના ઠીક લાગી. ત્હેણે ઉઠીને પોતાની પત્ર વ્યવહારની ખાનગી પેટીમાંથી એક પત્રિકા ક્હાડી જગતદાસના હાથમાં મૂકી. અને કહ્યું, "મહારાજ ! આપના આગમન પ્હેલાં એક પરમ પુણ્યશાળી સન્નારી સરસ્વતી કરીને હતી, જેની સાથે પ્રબોધચન્દ્રભાઇનું પ્હેલી વારનું લગ્ન થયેલું હતું અને જેના પ્રીતિ પરિચયમાં હું કેટલોક વખત આવી હતી. ભગવતી યોગિની મૈયા પણ ત્હેની તરફ અનન્ય પ્રેમ દર્શાવતાં હતાં. મ્હને સ્મરણ છે

કે આપણે ત્હેના વિશે વાત પણ થઇ છે. એ બાઇનો આ મ્હારા ઉપરનો છેલ્લો પત્ર છે. ત્હેમાં ભૂરી પેન્સીલથી લીંટી મારેલા શબ્દો વાંચી જૂવો. પિતાજીની ઇચ્છા છે એમ આજ આપ ક્હો છો, તે વાત એ સાધ્વી તે દિવસે સમજી શકી હતી; કારણ કે ત્હેનો દેહાવસાન આ બંગલામાંજ થયો હતો અને પિતાજીના સહવાસમાં તે રહી હતી. સહૃદય આત્માની શું ખૂબી છે, કે તે સ્હામાં મનુષ્યોનાં હૃદય વહનની ગતિ પણ પારખી શકે છે !" જગતદાસે તે પત્રિકા વાંચવા માંડી: " ત્હેમાં નવીન બાબુ સંપૂર્ણ રીતે યોગ્ય છે એમ સૂચવી સરસ્વતીએ નિર્મળબાલાને ત્હેની સાથે લગ્ન કરવા વિનંતી કરી હતી.

" આથી ત્હમે બંને અનુગુણ દંપતી થઇ, એક બીજાની ન્યૂનતા પૂરી કરી શકશો-પતિ પત્નીનાં જીવનમાં વધારે સહૃદયતાથી ઉતરી શકશો-સાથેજ પ્રયાસ કરવાથી જગતનાં દુઃખનો ભાર ઓછો કરવામાં વધારે વિજયી થશો-દાક્તર સાહેબ ( પ્રતાપચંદ્રરાય ) ના અન્તરના અભિલાષ તૃપ્ત કરી શકશો,-અને આવા આવા અનેક લાભની સાથે ત્હમારાં એકાન્ત-શૂન્ય જીવનમાં પ્રીતિ વત્સલતાના પ્રવાહોની મિઠ્ઠી સેરો સ્ફુરાવી શકશો." પત્રિકા વાંચી રહીને જગતદાસ બોલ્યો, " આ પવિત્ર ભગિનીના શબ્દો અક્ષરશઃ સત્ય છે. નિર્મળબાલા ! ત્હમે હવે વિચારમાં સમયનો વૃથા વ્યય કરો, ત્હેના કરતાં એક નિશ્ચય ઉપર આવી જાઓ તો ઠીક. મ્હારા અભિપ્રાય મુજબ તો મ્હેં કરેલી સૂચનામાં કાંઇ ભય નથી અને લાભ બહુ છે. પરન્તુ હું કોઇ પણ રીતનું દબાણ થઇને તે સ્વીકારવામાં આવે એવી ત્હમને મિત્ર તરીકે સલાહ આપી શકતો નથી. કાંઇ પણ કામ કરવું તો તે ત્હેના સારા નરસાપણાની ખાત્રી થયેથી કરવું."*

---

*યોગિની અથવા સરસ્વતીના જીવન સુવાસઃ પ્રકરણ ૧૩ મું-વિભાગ ૩, (પૃષ્ઠ-૨૩૪) બીજી આવૃત્તિ.

આજની વસ્તુસ્થિતિજ, એમ હતી કે નિર્મળબાલા આ દરખાસ્ત સ્વીકારવી આવશ્યક માને. અને તેમ કર્યાથી કાંઇ હાનિ ન્હોતી; પણ ન કર્યાથી વખતે બહુ ગેરલાભ થવા સંભવ હતો. કારણ કે યોગિની મૈયાએ ત્હેવી આશા દર્શાવી હતી, સરસ્વતીના છેલ્લા શબ્દો પણ એજ પ્રકારની સૂચના કરતા હતા, પ્રતાપચન્દ્રરાયની એ અન્ત્યેચ્છા હતી, અને જગતદાસની પણ ત્હેને સંમતિ હતી. નવીનબાબુને પૂછતાં કોઇપણ પ્રકારની વ્યવસ્થા સ્વીકારવા ત્હેણે તરતજ કબૂલ્યું. આથી થોડી વારમાં પ્રતાપબાબુએ સ્વપ્ને પણ નહિં ધારેલી વસ્તુસ્થિતિ આમ અસાધારણ રીતે પ્રાપ્ત થઇ આવી. નવીન અને બાલા બંને સાથે પિતાના પલંગ આગળ માથું નમાવી ગુંઠણપર પડયાં અને જગતદાસે કાંઈ પવિત્ર મન્ત્રોચ્ચાર કર્યો તથા પ્રતાપચન્દ્રરાયે તે બંનેને માથે અન્તરની ખરી આશીષ સાથે હાથ મૂકયો. ત્હેમના હૃદયમાં અનન્ય આનન્દ વ્યાપી રહ્યો. " ત્હમે દીર્ઘાયુષ, સુખસંપત્તિ, અને સદ્દ્ગુણી સંતતિ પ્રાપ્ત કરો, મ્હારાં વ્હાલાં બાલકો !" તે ધીમે પણ સ્પષ્ટ અવાજે બોલ્યાઃ " પ્રભુએ મ્હને મૃત્યુશૈયા ઉપર નિશ્ચિંત કર્યો છે, ત્હેને માટે તે પરમકૃપાળુનો શું ઉપકાર માનું ? જગત ત્હમારું પણ તે મહાન પિતા સારૂજ કરશે—હવે હું સુખથી મરીશ. "

આ પછી તે બહુ દિવસ જીવી શકયા નહિં. કારણ કે પોતાની પુત્રીનું શું થશે ? એ મહા ચિન્તામાંથી તેઓ મુક્ત થયા હતા, અને ઘણાકાળની ચિન્તાના સામ્રાજ્યમાંથી ત્હેમનો છૂટકારો એટલી ત્વરાથી થયો કે ત્હેનો પ્રત્યાઘાત ત્હેમને સખ્ત થઇ પડયો. ધીમે ધીમે ત્હેમનું પાર્થિવ ચેતન શમી ગયું અને ત્હેમનો અમર આત્મા જગન્નિયંતાના પદમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૫ મું: જીંદગીની ખીણમાં.

### ૧. રામજી મન્દિર:

શહેરથી થોડે દૂર એક પરામાં, લીંબડા, આંબા અને આંબલીનાં ઝાડોની ઘટામાં, રામજીમન્દિરનું ન્હાનકડું મકાન અને વિશાળ ચોતરો આવેલાં હતાં. ફક્ત પછેડીભેર ગામમાં આવેલ પણ પાછળથી બે પૈસા એકઠા કરી પટેલિયામાં ગણાનાર એક ભરવાડે તે મન્દિર બાંધ્યું હતું. આપણાં શ્રીમાન્ અને સુન્દર દેવાલયો જેવું કાંઈ એ ન હતું. માટીની છાયેલી ભીંતો, અને છાણથી લીંપેલી ઓશરી, એવી એવી કુદરતી રીતે સોંઘી અને સુગમ વ્યવસ્થાને લીધે ત્હેના સમારકામનું ખર્ચ બહુ આવતું નહિં; ને જે આવતું તે મન્દિરનો બાવો ગામ લોકની મદદથી નભાવતો. બાવાજીને પણ ચાલુ ઉપજ નામનીજ હતી, કારણ કે મન્દિર બાંધનારના વારસો પૈકી કોઈ ત્હેની સંભાળ લે એવી સ્થિતિવાળા રહ્યા ન્હોતા; પણ 'સોની લાકડી ને એકનો બોજ' એમ ગોઠવણ કરીને, ગામના લોક થોડું ઘણું આપતા અને બાકીનું જરૂર જોગું શહેરની વસતિમાં જઈને બાવો પણ કોઇ કોઇવાર માગી લાવતો; એટલે બધું ઠીકઠીક નભતું.

સ્હવારના સાત–સ્હાડાસાતનો વખત થયો હતો. સૂર્યનારાયણનાં સોનેરી કિરણોએ મન્દિરના છાપરાનાં નેવાં 'સોનાનાં' બનાવી દીધાં હતાં. વસન્ત ઋતુનો સમય હતો, એટલે કુદરત લીલાછમ નવાં પાંદડાં, ઝીણી ઝીણી રંગબેરંગી કૂંપળો, અને કુમળાં ફૂલનાં આભૂષણથી પ્રફુલ્લ હતી. મન્દિરનું મકાન એકઢાળિયું હતું. પાસે એક ઓરડી હતી ત્હેમાં બાવો રહેતો હતો અને આસપાસ થોરની વાડ હતી. વાડામાં એક કૂઇ હતી, જેની પાસે થોડાં ફૂલ ઝાડ, તુળશીનાં ઝાડનું

વન અને બે ચાર કેળો હતી. આગળનો ચોતરો લીપી ગુંપીને સ્વચ્છ રાખવામાં આવતો. કારણ કે ગામમાં એજ એક જગો હતી, જ્યાં થાકેલા મુસાફરને વિશ્રાન્તિ મળી શકે.

આજ દર્શન થવાને વાર હતી. ભગવાનને ભોગ ધરાવાતા હતા; એટલે દર્શન માટે આવેલી સ્ત્રીઓ અને પુરૂષો ઓશરી ઉપર, ચોતરા ઉપર, તથા વાડામાં ઝાડોને અઢેલીને,—જ્યાં જેને ફાવ્યું ત્યાં—બેઠાં હતાં. આજનો રામનવમીનો તહેવાર શહેરના મીલવાળા પણ પાળતા હોવાથી મજૂરી કરનાર માણસો પૈકી પણ કેટલાંક દર્શન માટે આવ્યાં હતાં. એક બાવો જે મન્દિરના મહારાજનો મહેમાન થઇને થોડા વખતથી આવ્યો હતો તે પણ બેઠો હતો. ચોતરા ઉપર ગામગપાટાની વાતો ચાલ્યાં કરતી હતી ને આ નવો આવેલો બાવો ત્હેમાં ટાપશી પુરતો હતો.

" દીવાળીમાઇ ! ક્યા બાત કરૂં ? સસુર બખત એસા ખરાબ આવ્યા છે કે ધરમનો તો કોઇ નામ ના લેતો. દેખો તો, એસે સારે આદમીઓકે બિચમેં અપને મન્દિરના કોઇને અભિમાન નહિ, ઔર કુછ નહિં ! હમારે વહાં રામપુરમેં તો મહાનત (મહન્ત) મહારાજકું લોક પુછવા લગે ઔર પરસાદ કે લીયે પ્રારથના બી કરતે કે 'બાબા ! આજ તો હમારે પર કિરપા કરની ચ્હાઇએ. લેકિન હીધર એહમેદાબાદમેં—એસા બડા શહેર હય લેકિન કુછ નહિં. નહિં શરધા ઔર નહિં કુછ ! " બાવાજીએ વાતનો છેડો આણ્યો.

" હા, મહારાજ જી ! એ તો આપના ક્હેવા સત હે. પણ જુવોને મહારાજ ! મન્દિરકા બાવાજીને જોઇતું કરતું મિલં રહેતું હે." દીવાળીબાએ પણ વાત મિશ્ર ભાષામાં શરૂ રાખતાં જવાબ દીધો. આખા ગામમાં મોદીનું અને ધીરધારનું કામ કરનાર ભાટિયાનાં એ માતુઃશ્રી હતાં. જૂઠાભાઇનો બાપ શરૂઆતમાં કોથળો ફેરવતો હતો,

પરન્તુ પંદર વીસ હજારનો ઠામ મૂકી મરી ગયો; અને ' બાપ તેવા બેટા ' એ કહેવત પ્રમાણે !–આ જૂઠાભાઇએ અનેક રસ્તે ત્હેમાં વધારો કર્યો હતો. દીવાળીબા ગામના શેઠની મા તરીકે દરેક જગોએ સન્માન અને મન્દિરમાંથી ઠાકોરજીની સેવામાંથી ઉતરેલાં ફૂલ તથા કદિ કદિ પ્રસાદનો પડિયો પામતાં. તેઓ પોતે ધાર્મિક વૃત્તિવાળાં બાઇ હતાં અને દાણાની કોથળી સાથે રાખતાં, ત્હેમાંથી એક મૂઠી ઠાકોરજી આગળની ટોપલીમાં અને એકાદ બે ચપટી ચકલાં, પારેવાં, વગેરેને માટે બાવો દાણા રાખતો ત્હેમાં નાંખ્યા વગર કદિ જતાં નહિં. દીવાળીબાની આસપાસ આજ પણ હમ્મેશની માફક ડાયરો ભરાયો હતો.

" હા. મહારાજ ! જુવોને, લોક કીરસ્તાની થઇ જવા બેઠું છે ! "એક પાસે બ્રાહ્મણ બેઠો હતો તે બોલી ઉઠયોઃ " મ્હારા બેટા, એ લોકજ કાઇ અજબ ! જુવોને, આ આપણા ગામમાં આવ્યા છે તે!?–કહે છે અમે કીરસ્તાની છીએ, પણ એ છે તો ઢેડજ,હોં,દીવાળીબા ! સરકારે એ લોકને છૂટી આપી કે જાઓ ત્હમારે ફાવે તેમ વરતો, ત્હમારૂં કોય નામ ન લે. એટલે મ્હારા બેટા ફાટયા છે ! પણ એ ઢેડીયાનોય વારો આવશે, ત્યારે જોજોને. શરીર ઉપર ચામડું રહેતો મ્હને કહેજો ! હમ્ મ્હારો બાપો કરૂં, આજ જેમ મ્હલાય તેમ મ્હાલી લો. ! "

" અરે, સસુર એસે દુષ્ટ લોક પાકે હેં, ઔર એસે બદમાશ હોતે હેં કે ધરમકો નામ સબ ડુબા દીયો; અજી ગોર મહારાજ !" બાવાજીએ વાત આગળ ચલાવતાં કહ્યું: " હમારે ગુરૂ રામસરન દાસજી બડે અલૌકિક પુરૂષ થે. તો દીવાળીમાઇ! એસો બન્યો કે એક પાદરી સાબ હમારે રામપુરમેં આયા, ઔર બોલને લગા કે

ઝાડુવાલે સબ લોકકું હમ હમારા ધરમમેં લેશું; ઔર ઝાડુકા કામ તુમારે કરના હોવે તો કરો. ફીર ગોર મહારાજ, કયા હુવા ? હમારા ગુરૂ મહારાજ તો એક અચ્છી લઠ્ઠી લે કે નીકલે. ઔર એક ઔર દો–લગા લગા કે–સાલે સબ ઢેડીયે કે છપરે ગીરા દીયે ઔર સબકું ગામમેંસે નીકાલ દીયે. ફિર અંગરેઝ સરકારસે બ્હોત ભી લખાણ આયા, ઔર ઠાકોરકુંભી બ્હોતભી સતાયા, લેકીન–હમારે ગુરૂ તો બોલને લગે કે કયા હમ ધરમ ભરષ્ટ હોયગેં ?—ઔર કુછ-બી નહિં હો સકા, તુંમ્હારે ગુજરાતી ભાજી પાઉંસેં કયા બન સકનેકા ?"

"અરે મા'રાજ ! ઇમ બોલો સો, તે ઠીક સે, " દીપો પગી કરીને એક ઠાકરડો બંધાણી હોવાથી ઝોકાં ખાતો તડકામાં બેઠો બેઠો આ મંડળની વાત સાંભળતો હતો તે બોલી ઉઠયો: " પણ, મ્હારા દીયોરના, એ લોક આપણા ગામમાં બોળાવાડો કરે ના, તો પછી જોવા જેવું થાવું સે, જોવા જેવું ! ઇમ કાંઇ અમે બધા મુવા પડયા સીએ ?"

આમને આમ વાત ચાલ્યાં કરતી હતી, એટલામાં એક યુવાન વિધવા ત્યાં આવીને આ ટોળાની પાસે બેઠી. આ બાઇનું શરીર મૂળેજ એકવડિયા બાંધાનું અને સૂકાયલું હતુ, આંખો સુન્દર અને મ્હોં દેખાવડું પણ ફિકકું હતું. અને ત્હેનો આખો દેખાવ હ્રદયમાં ત્હેને માટે દયાની લાગણી ઉત્પન્ન કરે એવો અસાધારણ દીનતા ભર્યો હતો.

"કેમ રૂખલી ! " દીવાળીબાએ ત્હેના તરફ જોઇ જરા સ્મિત કરીને કહ્યું. " કેમ ત્હમારે આજ રજા પાળવાની ખરી કે ?—

કોઇ માંદુ સાજું થયું તો!—ત્હારાં બાઇ કેમ છે? ત્હને દવાખાનામાં ફાવે તો છે ને."

"હા. કાકી! ફાવે એવું છે." રૂખીએ જવાબ દીધોઃ" અમારે રજા તો નથી પણ બાઇને મ્હેં પૂછ્યું'તું જે હું મળશકે જરા મોડી આવું તો કેમ? બાઇએ પૂછ્યું જે કેમ? મેં'કુ જે મંદરમાં દરશણ કરીને આવીશ. ત્યારે તો બાઇ ક્હે જે હુંયે આ-વીશ. ને તું વખત થાય ત્યારે હું ન આવી હઉં તો મ્હને બોલાવા આવજે."

"હેં રૂખલી! એ બાઈ કેવી છે?" પાસે બેઠેલી એક સ્ત્રીએ પૂછ્યું: "કેછે જે પઇ પણ લીધા વના દવા આલે છે ને ગમે ત્હેને ત્યાં પણ એમને એમ જાય છે."

હા. પશી ફ્ઇ! બહુ ભલી છે. મંદરના બાવાજી માંદા થયા 'તા, તે હરગોઅન વૈદની દવાથી જરાયે ફેર ન પડયો ને બાઈએ ઝટ મટાડી દીધું."

"અરે, રાંડ ધૂતારી છે!" હરગોવિન્દ વૈદ પાછળ બેઠા બેઠા હાથમાં તમાકુ તૈયાર કરતા હતા તે ગુસ્સામાં બોલી ઉઠયા," એવાં દુષ્ટ લોકને ગામમાં પેસવા ન દેવાં જોઇએ. બધો ભ્રષ્ટાચાર ને બોળા વાડો કરીને લોકને કીરસ્તાન કરવા રાંડ પાપિણી આવી છે!"

"હેં, હરગોઅન કાકા! ત્હમે બેઠા છો કે?" રૂખીએ પાછળ નજર કરતાં, વૈદને ખોટું લાગેલું જોઇ ગભરાઇ શીયાવીયા થતા મ્હોંયે પૂછ્યું: "મ્હને ખબર નહિં, ભઇશાબ! પણ બાઈ ત્હમે ક્હો છો એવી તો નથી."

"ચાલ ચાલ, રાંડ! તું શું હમજે—આવડી શરખી છોડી એ રાંડોનાં કારસ્તાન! ત્હને ટૂકડો રોટલો નાંખ્યો એટલે તું એ રાંડનું હારૂં

બોલે સ્તો. પણ જો તો ખરી, જરા કાન ઉઘાડા રાખીને સાંભળ જે, કે ગામમાં એને માટે કેવી વાયકા ચાલે છે?–કેમ ગોર મા'રાજ બોલતા નથી?" હરગોવિન્દ વૈદે જુસ્સાભેર કહ્યું.

"ખરૂં કહો છો, વૈદ!" ગોરમહારાજે ટાપશી પુરી. "કોણ?–કોક કહેતું'તું જે, એને તો પેલાં નવાં ઢેડાં ગામની શેંમમાં વસ્યાં છે ને, હેમના ઉપરીએ આપણને બધાને વટાળી પોતાના ધરમમાં લેવા મોકલી છે! વૈદ શું ખોટું કહે છે, રાંડ રૂખલી! તું યે જો હવે એને આટલે રહડી છે ને, તો હારી વાત જાણી! ઝટ દઈને નાત બ્હાર થઈ જઈશ! આ તું કહીશ જે ગોરમામાએ મ્હારૂંજ વાઢયું!–ને કહીશ જે પ્હેલેથી ચ્યમ કહ્યું નોતું?–ને બે પૈશા કમાતી ન્હીશ, રે ભાઇ!–આ હને ગાજી વજાડીને કહ્યું!"'

દીપો પગી અને ગોર મહારાજ બાળસ્નેહી હતા; અને વ્યસનમાં પણ હજી સોબતી રહ્યાજ હતા. શહેરની ગટરોમાં પણ ગોરની સોબતમાં દીપો કદિ કદિ રાત ગાળી આવેલો! ધર્મની વ્હારે ધાતાં, આ વખત હેણે ગોરને મદદ કરી: "એંહ! રંડો ફાટી સે હું, ફાટીસે? મ્હારા દીયોરનું, એમ ચ્યમ આંપણે થાવા દેહું? રાંડ રૂખલી! જો હવે એ રાંડ ધરમ બોળુને આટલે રહડી તો તું જાણી! નહિં તો પછી આવજે દાણા લેવા, દાણા, ખળાં વેળા!" વર્ષ દહાડે પગી રૂખીને પાંચશેર દાણા આપતો હતો. "વૈદ! મ્હારા દીયોરનું, બધું વંઠીજ જાવાનું, હોં! આ..ને આકરી અંગરેજી બેઠી ના હોત ને તો કઇંનાં માથાં રઝળત, માથાં! પણ શરકાર કપરો સે. એટલે કરવું ચ્યમ? ને તીમાંજ રંડો ફાટી સે તો?'

રૂખી તો રોવાજેવી થઇ ગઇ. એક બાઇએ ગામમાં દવાખાનું કહાડયું હતું, હેમાં નોકર તરીકે હેને રાખી હતી. હેને મા કે બાપ

કોઇ ન્હોતું. એક કાકો હતો, ત્હેણે રૂખીના બાપના મરણ પછી ત્હેનાં ખેતર વગેરે જોરજૂલમથી લઇ લીધું હતું અને તે ગોર, વૈદ, પટેલ વગેરેનો મિત્ર હોવાથી ગામ લોકો ત્હેને તો કાંઇ કરી શક્યા નહિં; પણ દીવાળીબાને ત્યાં રૂખી પ્હેલેથી નિત્ય જતી આવતી, ત્હેમણે લોકોને કહી કારવીને દરેક ખળા દીઠ ત્હેને પાંચ શેર દાણા આપવાનો ઠરાવ કરાવ્યો હતો. એ દાણા પણ કાંઇ નિયમિત રીતે મળતા ન્હોતા, પરન્તુ ગમે તેમ કરીને એનો નિભાવ થતો હતો.

દીવાળીબાએ રૂખીનો પક્ષ તાણ્યો. એમણેજ રૂખીને આ નોકરીમાં રખાવી હતી. "હરગોઅન ભાઇ ! એમ ત્હમે ને ગોર મારાજ બાપડી છોડીને શીદને ડરાવતા હશો. ગભરઇશ નહિં, બા રૂખલી ! હોય, એતો લોક છે—મારાજ ! એ બાઇ તો આપણાં મંદરમાં દરશણ કરવાએ આવવાની છે ને; તે ત્હમે ક્હો છે એમ હોય તો ખરીસ્તી લોક આવે ?"

"હાં, આ બાત સચ હે, માઇ ! ત્હમારા ક્હેવા ખરા છે." બાવાજીએ દીવાળીબાના મતને ટેકો આપ્યો. "આ ક્હેના સચ છે. જો દુસરે ધરમકી હોવે તો કેસે દરશણ કરવાને આવે ?"

એટલામાં ઘંટડી વાગી, અને ઠાકોરજી આગળનો પડદો ખશેડી નાંખવામાં આવ્યો. શ્રીરામચન્દ્રજી, સીતાજી અને લક્ષ્મણજીની મૂર્ત્તિઓ જોડાજોડ હતી. હનુમાનજીની મૂર્ત્તિ બાજુપર હતી. દર્શન ખુલતાંની સાથે આરતી શરૂ થઇ.

દર્શન કરવાને દોડતે દોડતે ગોરે વૈદને કાનમાં કહ્યું: "આ ભાટીવણ જ ગામ બોળવા બેઠી છે તો. પેલી રાંડ આવી છે, તે શીધું સામાન બધું એની દોકાનેથી ઉપાડે છે, તે મેંદી હેમ જેવી લાગે સ્તો. હોવે. પણ આગળ ઉપર બતલાવીશ, આગળ ઉપર ! ને આ બાવ-

લોકો જોયોને, મ્હારો બેટો; પરશાદ ઉપર બધાના ધામા છે !"

"હોવે, ગોર !" વૈદે એવાજ ધીમા સ્વરથી જવાબ દીધો. "પણ જુવો તો ખરા. થોડા દ્હાડામાં જે રંગ આવે છે તે. એ રાંડોનાં નાક વઢાશે, ત્યારે જ પાંશરી પટ થશે !"

લોકોની ભીડ ઓછી થવા માંડી હતી, ત્હેવામાં એક યુવાન સ્ત્રી અંદર દાખલ થઈ. ત્હેણે ઝીણો ચાંલ્લો કપાળે કર્યો હતો અને ગુજરાતી સ્ત્રીઓ જેવો પોષાક પ્હેર્યો હતો. પણ ત્હેમાં ફેર એક એટલો હતો કે ચોળી અથવા કમખાને બદલે સાદો, લાંબી બ્હાંયનો કબજો હતો. મન્દિરના ચોતરા ઉપર ચ્હડી, તે ઠાકોરજીની મૂર્ત્તિઓને પગે લાગી, અને એક આની ઉમરા ઉપર મૂકી.

"કેમ બાઇ ! કેમ છે ?" દીવાળીબાએ ત્હેને પાછી ફરતી જોઇ પૂછ્યું. ત્હેણે મન્દ હશીને સવિવેક ઉત્તર આપ્યો: "આવ્યાં છો કે, માજી ! સારૂં છે. આપની તબિયત કેમ છે ?"

દીવાળીબા અને રૂખીની સાથે વાતો કરતી કરતી એ પાછી ફરી. આ સ્ત્રી નિર્મળબાલા હતી.

**૨. આપણું લોકજીવન:**

"પ્રિય નવીન બાબુ !

"આપણા ઠરાવ પ્રમાણે હું એક મહિનાને અન્તે ત્હમને આ પ્હેલો પત્ર લખું છું. આશા છે કે, ત્હમે સર્વ રીતે કુશળ હશો. મ્હારી તબિયત સારી છે. શ્રીમન્ જગતદાસજી, મંજુલબ્હેન તથા રતનરામભાઇ મુંબાઇ ગયાં હશે. ત્હમને અણગમતું તો આવતું હશે; મ્હને પણ ઘણીવાર આવે છે. પરન્તુ નિરુપાય. "જિંદગીમાં જીવ એકલો જન્મે છે અને એકલો લય પામે છે," તથા એકલોજ પોતાનું વ્રત પાળે છે. અર્થાત્ આપણે કોઈ કોઇને માટેજ જન્મતાં

નથી, બીજાં ઘણાને ત્હેમાં ઋણાનુબન્ધથી સંબન્ધ હોય છે; એટલે સર્વને ત્હેના લ્હેણા પ્રમાણે આપવું–મનોવૃત્તિઓ દાબીને પણ,–એજ ધર્મ છે. ત્હમારાજ, એક વખત મુંબાઇથી ત્હમે પત્રમાં લખેલા, આ, શબ્દો છે, એટલે ત્હેના કરતાં વધુ શું લખું ?

"મ્હેં આ સ્થળ પસંદ કર્યું તે વખત ત્હમે ન્હોતા; મુંબાઈ ગયા હતા. શહેરથી તે બહુ દૂર નથી," છતાં લોકોને શહેર સાથે બિલકૂલ નહિં જેવો સંબન્ધ છે. તેથી એ એક જૂદું ગામજ છે. અહિંની વસતિ તદ્દન અભણ છે, એમ કહીએ તો ચાલે. આ ગામના વિદ્વાન્ વર્ગમાં એક ન્હાનકડી શાળા છે ત્હેનો મહેતાજી, ગામનો તળાટી, ગોરમહારાજ (જેમને સંસ્કૃત ઉકેલતાં તો આવડતું નથી, પણ ક્રિયા વગેરે તેઓજ કરાવે છે), અને મન્દિરના બાવાજી જેમને હિન્દી રામાયણ બહુ સારૂં આવડે છે. આ શિવાય બીજાં માણસોને તો પોતાની નિરક્ષરતાનું અભિમાન કરવાનું છે, જે કેટલાંક કરે છે ! હરગોવિન્દ કરીને એક વૈદ્યરાજ છે, જેમને વૈદકના ઉંચા શાસ્ત્રમાં પ્રવીણ કરનાર નરોતિયો કરીને વાળંદ હતો. ગુરૂજીના મરણ પછી તેઓએ પોતે વૈદ્ય પદ ધારણ કીધું છે.

"અને ગામની બીજી બધી વસતિ તદ્દન ગરીબ, અજ્ઞાન, વ્હેમી, અને સાધનહીન છે. એક પટો ઘાલીને માણસ ગામમાં આવે તો ઘેરે ઘેરથી દાણા–પૈસા તો ત્હેમની પાસે હોય ક્યાંથી ? ) ઉઘરાવી જાય. આમ બન્યું હતું ને બને છે ! કાયદાની ધાસ્તી લોકોને એટલી બધી છે કે, પટેલ તળાટી કહે તેમજ થાય છે; અને એ લોકો પોતાની સત્તાનો દુરુપયોગ સ્વાર્થે માટે કરે એમાં કાંઇ સંશય રહે છે ? મ્હોટા અમલદારો બહુધા નીતિમાન અને પ્રમાણિક હોય છે, પણ ત્હેમને હાથ નીચેના માણસોજ બધી હકીકત કહે તે માની લે-

વી પડે છે. કારણકે લોકોને પૂછે, તો તેઓ સીધો જવાબ દઇ ન શકે, એવા અજ્ઞાન અને અણસમજુ છે તથા મ્હોટા અમલદારો લોકોમાંજ રહી ત્હેમનો જાતે પરિચય મેળવી શકતા નથી. સાધારણ રીતે શહેરના સંબન્ધમાં આવતાં મનુષ્યો વિશેષ ચપળ અને ચાલાક હોય છે, પણ આ ગામનાં માણસો શહેર નજદીકની મીલોમાં કામ કરતાં હોવા છતાં તેમ નથી. સર્વ રીતે ગામમાં શાળાની અને સહવાસની બધી કેળવણીજ ઓછી છે. બીજું સામાન્ય જ્ઞાન પણ નહિં જેવું છે.

" સ્ત્રીઓ, પુરૂષો અને બાલકો બહુજ કંગાલ હાલતમાં જીવન ગાળે છે. હાલ દુષ્કાળ નથી; અને ગયા દુષ્કાળને ત્રણ ચાર વર્ષ થઇ ગયાં છે. એટલે લોકો સ્થિતિની આ દુર્બળતા ત્હેને લીધે તો નથીજ. પરન્તુ સાધારણ રીતે જેને ખરૂં હિન્દુસ્થાન આપણે કહીએ તથા જે ભારતની વસતિનો ઘણો મ્હોટો ભાગ છે, તે નિર્વિવાદ અતિશય ગરીબાઇ ભોગવે છે. કબૂલ છે કે, લાંબા કાળથી તેઓ ત્હેમાંજ રૂહેતા આવ્યા છે તેથી ત્હેનો દંશ ત્હેમને ખાસ કરીને લાગતો નથી. તેમ તેઓને પોતાની અધમ સ્થિતિનું જ્ઞાન પણ નથી. ' પરભુની એમ મરજી હશે ! તે વના સેમણ, પાટીદાર, ઠાકયડા ને ઢેઢ,—એમ જૂદો જૂદો મનખાદેહ આપ્યો ? ' માટે પોતપોતાના ધરમમાં રહીને ભગવાનને ' ભજવા. '—અમારા પડોશમાં એક અન્ધ, વિરૂપ બાવાજી છે, તે જાતે છે તો ઢેડ, પણ ભજન એવાં સારાં કહે છે અને તત્વજ્ઞાનની એવી સારી રીતે સમજણ આપે છે કે, હું ઘણીવાર રાતે એ બાવાજીને બોલાવું છું. એકતારા ઉપર તે બહુ સુન્દર ગાય છે. આ બાવાજીનું ઉપર લખ્યું એ જીવન સૂત્ર છે, અને તે વારંવાર કહે છે. માનવ શક્તિઓના અભાવે બલહીનતાના સન્તોષ માટે એ ઠીક છે, પરન્તુ આપણને પ્રભુકૃપાની પ્રસા-

દીના વધારે અંશ પ્રાપ્ત થયા હોય, તો અન્ય ભાન્ડુઓની બલહીનતા અને ન્યૂનતા ઓછીકરવાનું આપણેજ માથે આવે, એ સ્વાભાવિક છે.

"ગામમાં હું દાખલ થઇ ત્યારે મ્હને કોઇ ભાડે ઘર ન આપે. કારણ કે મ્હારો દેખાવ ખ્રિસ્તી જેવો એ લોકોને લાગ્યો. પરન્તુ જગતદાસજીની સલાહથી હું અહિંનો મોદી છે ત્હેના ઉપર રૂપિયાની ચીઠી લઇને આવી; એટલે જૂઠાભાઇ કરીને એક ભાટિયો છે, જે ગામના શેઠ જેવો છે, ત્હેને ત્યાં રૂ. ૧૦૦) જમે કરાવી શકી. આથી મોદીની મા દીવાળીબાની સાથે ઓળખાણ થયું અને ત્હેમને ઘણા વખતથી ચૂંકનું દર્દ છે, ત્હેની પણ દવા કરવા માંડી છે. બે ત્રણ દિવસ તો મ્હારે ધકકા ખાવા પડયા; પણ પછી એક સાધારણ પંક્તિનું એ ભાટિયાનુંજ મકાન ભાડે મળ્યું છે, અને કામ કરનાર તરીકે રૂખી કરીને એક અનાથ બાલ વિધવા છે, ત્હેને મ્હેં પાસે રાખી છે. આ છોકરી તરફ મ્હારી લાગણી બહુજ ખેંચાય છે; એને કાંઇ પણ ગુજરાનનું સાધાન નથી, અને ત્હમે જુવો તો ત્હમારી આંખમાંથી આંસુ પડે એવો નરમાશ ભરેલો એનો ચ્હેરો અને માયાળુ વર્તન છે. આવી અનાથ, અસહાય, ભાગ્યહીન બાલિકાઓને જોઉં છું ત્યારે મ્હારા મનમાં 'પ્રભુ અન્યાયી ન હોય તો આ સ્ત્રીઓને જીવન પર્યંતનું આવું દુઃખ શા માટે ?'—એમ વારંવાર થઇ આવે છે. ઈશ્વરની ઇચ્છા સદા માન્ય છે અને તે જે કરતો હશે તે સકારણજ હશે. પરન્તુ આવું જોતાંજ તે પરમ સત્ય ભૂલી જવાય છે, તો તે કષ્ટ આખી જિંદગીમાં ધારણ કરવાનું કેટલું વિષમ હશે ?

આ ગામના લોકોની બુદ્ધિમાં જ્ઞાનનો પ્રકાશ નથી, હૃદયમાં લાગણીની ઉષ્મા નથીઃ અર્થાત્ એમનાં ઘરનાં ઢોરના જેવુંજ જીવન તેઓ પણ ગાળે છે !—ત્હમને આમાં અતિશયોક્તિ ભાસશે, પરન્તુ

તેમ નથી. પોતાનાં અને પોતાનાં સ્નેહી સંબન્ધીઓનાં સુખ, સંપત્તિ કે સંતોષ ખાતર તેઓ જાગ્રત રહે છે ખરા; પરન્તુ તે જાગ્રતિ એકજ ટોળાંના પશુઓના જેવા પ્રકારની છે ! જીવનમાં નિર્મળ આનન્દ નહિં, બુદ્ધિને રસિક વિશ્રાન્તિ નહિં, હૃદયને કોમળ ઉચ્ચાભિલાષ નહિં, આત્માની સ્વપ્નમાંય પ્રગતિ-વિકાસ નહિં: એને હું માનવ જીવન કેવી રીતે માનું ?—મનુષ્યની મનુષ્યતાનાં સુચિન્હ, આ અને આવાં બીજાં, આ પ્રદેશથી કેટલાં બધાં દૂર છે ?— અને સમસ્ત ભારતની સંતતિનો મ્હોટો ભાગ આવોજ હશે?

"આ લોકોને લાગણીઓ, વાસનાઓ તથા આશાઓ છેજ નહિં, તેમ નથી. પરન્તુ અજ્ઞાન અને વ્હેમમાં ગરક થઈ ગયેલો મનુષ્ય જીવનનો આ મહા વિભાગ પોતાનાજ હિતાર્થે માત્ર જીવે છે ! એટલે મનુષ્યના જે જે કુદરતી ગુણ છે, તે તે સર્વ અહિં છે; તથાપિ પશુમાત્રમાં મનુષ્ય જે બુદ્ધિપ્રભા અને હૃદયની ઉષ્માથી ઊંચામાં ઊંચું સ્થાન ભોગવે છે, તે તો નથીજ. પશુ જેમ પોતાને ખાતર જીવે છે તેમ મનુષ્યો પણ કરે છે. પરન્તુ આપણી શક્તિઓનું જે દાન આપણને પ્રભુ પાસેથી પ્રાપ્ત થયું છે તે ત્હેના સદુપયોગ માટે છે; અને માણસની ખરી મનુષ્યતા અન્ય જીવોના સંરક્ષણ, પોષણ તથા ઉત્કર્ષને માટે પ્રયાસ કરવામાંજ છે, એ મહા કર્તવ્યનું ત્હેમને ભાન સરખું પણ નથી. " કદાપિ ત્હમે કહેશો કે, આપણને જ્ઞાન છે અને ત્હેમને નથી. પણ આપણાથી એ મહા કર્તવ્ય કેટલું ઓછું થાય છે ?'—તો તે ત્હમારી ફરિયાદ ખરી છે. પરંતુ આપણે આપણી ફરજ જાણીએ છીએ; અને પછી નથી કરતાં, ત્હેમાં આપણો તેટલા પુરતો દોષ છે—અને વધારે દોષ છે ! પરન્તુ આપણી મનુષ્યતાનો પ્રથમ અંશ તે જાણવું—એમાં રહેલો છે. બીજાં પશુઓને આ

દીના વધારે અંશ પ્રાપ્ત થયા હોય, તો અન્ય ભાન્ડુઓની બલહીનતા અને ન્યૂનતા ઓછીકરવાનું આપણેજ માથે આવે, એ સ્વાભાવિક છે.

"ગામમાં હું દાખલ થઇ ત્યારે મ્હને કોઇ ભાડે ઘર ન આપે. કારણ કે મ્હારો દેખાવ ખ્રિસ્તી જેવો એ લોકોને લાગ્યો. પરન્તુ જગતદાસજીની સલાહથી હું અહિંનો મોદી છે ત્હેના ઉપર રૂપિયાની ચીઠી લઇને આવી; એટલે જૂઠાભાઇ કરીને એક ભાટિયો છે, જે ગામના શેઠ જેવો છે, ત્હેને ત્યાં રૂ. ૧૦૦) જમે કરાવી શકી. આથી મોદીની મા દીવાળીબાની સાથે ઓળખાણ થયું અને ત્હેમને ઘણા વખતથી ચૂંકનું દર્દ છે, ત્હેની પણ દવા કરવા માંડી છે. બે ત્રણ દિવસ તો મ્હારે ધક્કા ખાવા પડ્યા; પણ પછી એક સાધારણ પંક્તિનું એ ભાટિયાનુંજ મકાન ભાડે મળ્યું છે, અને કામ કરનાર તરીકે રૂખી કરીને એક અનાથ બાલ વિધવા છે, ત્હેને મ્હેં પાસે રાખી છે. આ છોકરી તરફ મ્હારી લાગણી બહુજ ખેંચાય છે; એને કાંઇ પણ ગુજરાનનું સાધાન નથી, અને ત્હમે જુવો તો ત્હમારી આંખમાંથી આંસુ પડે એવો નરમાશ ભરેલો એનો ચ્હેરો અને માયાળુ વર્તન છે. આવી અનાથ, અસહાય, ભાગ્યહીન બાલિકાઓને જોઉં છું ત્યારે મ્હારા મનમાં 'પ્રભુ અન્યાયી ન હોય તો આ સ્ત્રીઓને જીવન પર્યન્તનું આવું દુઃખ શા માટે ?'—એમ વારંવાર થઇ આવે છે. ઈશ્વરની ઇચ્છા સદા માન્ય છે અને તે જે કરતો હશે તે સકારણજ હશે. પરન્તુ આવું જોતાંજ તે પરમ સત્ય ભૂલી જવાય છે, તો તે કષ્ટ આખી જિંદગીમાં ધારણ કરવાનું કેટલું વિષમ હશે ?

આ ગામનાં લોકોની બુદ્ધિમાં જ્ઞાનનો પ્રકાશ નથી, હૃદયમાં લાગણીની ઉષ્મા નથીઃ અર્થાત્ એમનાં ઘરનાં ઢોરના જેવુંજ જીવન તેઓ પણ ગાળે છે !—ત્હમને આમાં અતિશયોક્તિ ભાસશે, પરન્તુ

તેમ નથી. પોતાનાં અને પોતાનાં સ્નેહી સંબન્ધીઓનાં સુખ, સંપત્તિ કે સંતોષ ખાતર તેઓ જાગ્રત રહે છે ખરા; પરન્તુ તે જાગ્રતિ એકજ ટોળાંના પશુઓના જેવા પ્રકારની છે ! જીવનમાં નિર્મળ આનન્દ નહિં, બુદ્ધિને રસિક વિશ્રાન્તિ નહિં, હૃદયને કોમળ ઉચ્ચાભિલાષ નહિં, આત્માની સ્વપ્નમાંય પ્રગતિ-વિકાસ નહિં: એને હું માનવ જીવન કેવી રીતે માનું ?—મનુષ્યની મનુષ્યતાનાં સુચિન્હ, આ અને આવાં બીજાં, આ પ્રદેશથી કેટલાં બધાં દૂર છે ?— અને સમસ્ત ભારતની સંતતિનો મ્હોટો ભાગ આવોજ હશે?

"આ લોકોને લાગણીઓ, વાસનાઓ તથા આશાઓ છેજ નહિં, તેમ નથી. પરન્તુ અજ્ઞાન અને વ્હેમમાં ગરક થઈ ગયેલો મનુષ્ય જીવનનો આ મહા વિભાગ પોતાનાજ હિતાર્થે માત્ર જીવે છે ! એટલે મનુષ્યના જે જે કુદરતી ગુણ છે, તે તે સર્વ અહિં છે; તથાપિ પશુમાત્રમાં મનુષ્ય જે બુદ્ધિપ્રભા અને હૃદયની ઉષ્માથી ઊંચામાં ઊંચું સ્થાન ભોગવે છે, તે તો નથીજ. પશુ જેમ પોતાને ખાતર જીવે છે તેમ મનુષ્યો પણ કરે છે. પરન્તુ આપણી શક્તિઓનું જે દાન આપણને પ્રભુ પાસેથી પ્રાપ્ત થયું છે તે ત્હેના સદુપયોગ માટે છે; અને માણસની ખરી મનુષ્યતા અન્ય જીવોના સરક્ષણ, પોષણ તથા ઉત્કર્ષને માટે પ્રયાસ કરવામાંજ છે, એ મહા કર્તવ્યનું ત્હેમને ભાન સરખું પણ નથી. " કદાપિ ત્હમે કહેશો કે, આપણને જ્ઞાન છે અને ત્હેમને નથી. પણ આપણાથી એ મહા કર્તવ્ય કેટલું ઓછું થાય છે ?'–તો તે ત્હમારી ફરિયાદ ખરી છે. પરંતુ આપણે આપણી ફરજ જાણીએ છીએ; અને પછી નથી કરતાં, ત્હેમાં આપણો તેટલા પુરતો દોષ છે-અને વધારે દોષ છે ! પરન્તુ આપણી મનુષ્યતાનો પ્રથમ અંશ તે જાણવું-એમાં રહેલો છે. બીજાં પશુઓને આ

ગંભીર જવાબદારીનું જ્ઞાન નથી અને થઇ શકતું પણ નથી. આપણને થઇ શકે છે માટે તેમ કરવું જોઇએ અને આપણે માથે એટલા પુરતી વધારે મ્હોટી જવાબદારી, જે આપણી ઉંચી શક્તિઓની સાથેજ આવેલી છે, ત્હેને અંગે ઉત્પન્ન થતી ફરજ બજાવવી જોઇએ.

"પરન્તુ આતો–પત્ર લખતાં, વ્યાખ્યાનમાં હું ઉતરી ગઇ ! પણ મ્હારે શું કરવું તે હજી મ્હને સ્પષ્ટ થયું નથી. પુરૂષોની જ્યાં આ સ્થિતિ છે, ત્યાં સ્ત્રીબાલકોનું તો કહેવુંજ શું ? લોકોનાં ઝુંપડાં અથવા ઘર ત્હેમને બિલકુલ રહેવા લાયક નથી, અને સગવડની ખાતર દરેક મકાનમાં ઢોર ( જે આ લોકોની મિલ્કતનો મ્હોટો ભાગ છે તે ) અને માણુસો સાથેજ રહે છે. મ્હારા મકાનની સ્હામે જે ન્હાનકડું પણ એક ઢાળિયું છે, ત્હેમાં શેઠનાં ઢોર બંધાય છે અને અહોરાત્ર ઢોરના છાણવગેરેની સુગન્ધ તથા મચ્છર અને જીવડાં ભરેલી હવા ત્હેમાંથી સીધી–હું બેસું છું ત્યાં આવે છે, એ પણ બહુ વખાણવા લાયક વ્યવસ્થા થઇ છે. એ વિના મ્હારો અનુભવ અપૂર્ણ રહેત ! ચોમાસામાં આ લોકોનું શું થતું હશે એ મ્હારા મનમાં એક સવાલજ રહ્યાં કરે છે !

"લોકોનાં કેટલાંક ઘરમાં હું જઈ આવી. અને આ ગામની પાસે એક ખ્રિસ્તી ધર્મની સંસ્થા તરફની વસતિ છે; ત્હેમનાં ઝૂંપડાં જે દૂર ખેતરોમાં છે તે પણ મ્હેં જોયાં. મ્હારે સત્ય ખાતર કહેવું જોઇએ કે, આપણી હિન્દુ કોમની અધમ સ્થિતિએ પ્હોંચેલી જાતોને પણ પાદરીઓએ કેવું સારૂં શિક્ષણ આપી સુધારી છે ? ત્હેમનાં ઘરોની સગવડ, સ્વચ્છતા, સુઘડતા, એ કેટલું બધું આપણી ઊંચી જ્ઞાતિઓએ પણ ગ્રહણ કરવા જેવું છે ? ત્હેમની છોકરીઓ અને યુવતીઓ મજૂરી કરે છે, ભરે છે, ગુંથે છે, ગાય છે, અને એક જણના ઘરમાં

હાર્મોનિયમ છે તે વગાડે પણ છે. સ્ત્રીઓ માટેનાં એક બે માસિકો મંગાવે છે અને વાંચે છે. એકાદ બે અઠવાડિક પત્રો પણ ત્યાં આવે છે. દરેક ઝુંપડાની પાસે બે ચાર ફુલઝાડ, એક બે કેળો, બારણા ઉપર ચ્હડાવેલી પુષ્પવેલ, અંદર બે ત્રણ, ગાડાંની પણ સફાઈદાર અને મજબુત, હાથે ભરેલી ખુરશીઓ, ભીંતોએ બેચાર છબીઓ, અને ખૂણામાં એક ન્હાનકડું મેજ,—એ બધું કેવી સારી રીતે ગોઠવેલું હોય છે ? અને તે સ્ત્રીઓ કેટલા વિનય વિવેકથી વાત કરે છે ! તથા પોતાના ધર્મ પુસ્તકને વાંચ્યા વિના કદિપણ તેઓ સૂતી નથી, એ પણ શું બતાવી આપે છે ?

" અને આપણાં હિન્દુઓનાં મકાનો !—તે પણ મ્હેં જોયાં. પણ જોઇને હું બિલકૂલ નિરાશ થઇ. કોઇ પણ વસ્તુ ભાગ્યેજ સુન્દરતાથી, રસિકતાથી ગોઠવેલી ! પુસ્તક, પત્ર કે માસિકનું તો નામજ નહિં. અને વાતચીત કરવામાં પણ લોકોનું મહાઅજ્ઞાન ક્ષણે ક્ષણે દષ્ટિએ પડે; તે એટલું બધું કે કોઇ વિદેશીને તો ત્હેમનું વર્તન અપમાન ભરેલુંજ લાગે!" પરન્તુ હવે કરવું શું?—એ પ્રશ્ન મ્હારે ઉકેલવો છે. ત્હમે આવવા તૈયાર થશો, પરન્તુ હાલ ત્હમારી બિલકૂલ જરૂર નથી. ત્હમે પણ આવો તો આપણા મંડળનું અને મન્દિરનું શું થાય ? મ્હારી પોતાની સગવડ ત્હમારા આવવાથી ઘણી વધે એ હું કબૂલ કરૂં છું, પરન્તુ **જીવનનું શ્રેય,—મનુષ્યનું ધર્મપાલન સગવડો સાચવવાથી નહિં, પણ અગવડો ભોગવવાથી,—આત્મત્યાગ કરવાથીજ** બની શકે છે, એ શ્રીમન્ જગતદાસજીએ એક સમયે મ્હને કહ્યું હતું, ત્હેનું વારંવાર સ્મરણ થયાં કરે છે.

" થોડો કાર્યક્રમ મ્હેં ગોઠવ્યો છે. વર્તમાન વસ્તુસ્થિતિનું કા-

રણ,–આપણા લોકજીવનના દોષ દર્દનું મૂળ આપણી અજ્ઞાનતામાં છે. તો, પ્હેલાં તો ત્હેમને કોઇ પણ માર્ગે કેળવણી આપવી. અને **કેળવણીની શરૂઆત પુરૂષોથી નહિં પણ સ્ત્રીઓના શિક્ષણથી કરવી.** મ્હારો આ અભિપ્રાય જોઇ ત્હમને કદાપિ આશ્ચર્ય લાગશે. પરન્તુ મ્હને એકાન્ત વિચારનો જે સમય મળ્યો છે, ત્હેમાં મ્હેં ઇંગ્લિશ સરકાર અને આપણા લોકવર્ગની ભૂલ જોઇ છે. જે કેળવણી સ્ત્રીઓને મળે છે તેથી ગૃહજીવન ઉજ્વળ બને છે, બાલકોમાં ત્હેનો પ્રતાપ ફેલાય છે, અને પુરૂષોને પણ ત્હેની અસર થયાવિના રહેતી નથી. કારણ કે સ્ત્રીજ ગૃહ છે અને સંસારનું કેન્દ્ર છે. પરન્તુ જે શિક્ષણ પુરૂષોને મળે છે, તેથી રાજ્યકર્તાની સેવા અને તે દ્વારા સમાજ અને દેશસેવા બને છે; તથાપિ તે શિક્ષણ ગૃહજીવનને ભાગ્યેજ સ્પર્શ પણ કરે છે ! કારણ કે પુરૂષોના સમયનો મ્હોટો ભાગ આજીવિકા અર્થે ઉદ્યોગમાં જાય એ સ્વાભાવિક છે, અને એ ઉદ્યોગ તથા ગૃહ એ બેને લેશમાત્ર પણ સંબન્ધ નથી. આથી જે કેળવણી પુરૂષોને મળે છે ત્હેનો કેટલોક ભાગ સમાજને પ્રાપ્ત થાય છે, એમ કબૂલ કરીએ તો પણ ત્હેની સાથે આપણે સ્વીકારવુંજ પડશે કે સ્ત્રીને મળતી કેળવણીનો લગભગ બધો ભાગ ગૃહ અને સમાજને મળે છે "ગૃહવિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી,–એ પણ ભૂલવા જેવું નથી."

" આથી ત્હમે જોઇ શકતા હશો કે જે વિચાર હજી માત્ર અપૂર્ણાવસ્થામાં મ્હેં કરી રાખ્યો છે, તે પણ અજમાવવા જેવો તો છેજ. પરન્તુ કેવી રીતે ? આ વિશે વધુ વિવેચન બનશે તો આગળ ઉપર કરીશ, કારણ કે આ પત્ર ઘણો લાંબો થઇ ગયો છે.

" લિ. ત્હમારી,—બાલા."

### ૩. શરૂઆતની મુશ્કેલીઓ.

વરસાદ ઝીણો ઝીણો પડતો હતો અને આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. અચાનક આવી પડેલા માવઠાએ વસન્તઋતુનો ચોમાસા જેવો દેખાવ કીધો હતો. નિર્મળબાલા દવાખાનામાં એક શગડી કરાવી તાપતી હતી. પાસે રૂખી અને એક બીજી સ્ત્રી બેઠાં હતાં. લાકડાં અને છાણાંનો ઢગલો પાસે પડયો હતો; અને એ મિશ્ર સાધનથી શગડીમાંનો દેવતા સળગાવેલો તેથી તથા બ્હારની હવામાંની ભીનાશ લાકડાં છાણાંમાં પણ પેશી ગયેલી હોવાથી, ઓરડામાં ધૂણી ધૂણી થઇ રહી હતી.

નિર્મળબાલાને જૂઠાભાઇ ભાટિયાએ ભારે દરથી જે મકાન ભાડે આપ્યું હતું, તે ત્હેનું ભાડું જોતાં બહુ સગવડ વાળું તો ન્હોતું; પણ ગામનાં ઘણાં ખરાં ઘરો કરતાં તે સારૂં કહેવાય એવું હતું. એક પાટીદાર ખેડૂતે તે બંધાવ્યું હતું અને ત્હેનું છાપરૂં નળિયેર (નળિયાં વાળું) હોવાને બદલે ત્હેના ઉપર પતરાં નાંખેલાં હતાં. ગામડાંમાં રહેનાર માણસજ છાપરાં ઉપરનાં લોખંડનાં પતરાંની ખરી કિમ્મત સમજી શકે છે; કારણ કે જો કે ઘણાં માણસોને છાપરાં છાવાનું તથા નળિયાં બરોબર ગોઠવવાનું કામ ત્યાં આવડતું હોય છે, તોપણ હવે ધીમે ધીમે તે કામમાં ખલાસી લોકોના જેવી કુશળતા જે ત્હેમનામાં પણ હતી તે ઘટી જઇ ઓછી થવા લાગી છે. અને જે માણસો આ ધંધા ઉપરજ ગુજરાન ચલાવતા તથા બાકીનો વખત મજૂરીથી અથવા કેરીઓ, આંબલી, રાયણો, વગેરે ઋતુનાં ફળ ઉતારીને ત્હેમાંથી મળતા મહેનતાણાવડે પોતાનું ગુજરાન ચલાવતા, તે હવે ત્હેમની જિંદગીની જરૂરિયાતો વધવાથી અથવા ગમે તે બીજા કારણથી પણ ચાલુ અને સ્થાયી કામ પર ચિત્ત લગાડવા લાગ્યા છે.

આથી ફાયદાની સાથે નુકશાન પણ થયું છે. કારણ કે દર વર્ષે નળિયાંવાળાં ઘરના રહીશોને પૈસા ખર્ચતાં પણ તે છાવાની વધારે વધારે મુશ્કેલી નડતી જાય છે. આવી વસ્તુસ્થિતિમાં–હેના અનેક અવગુણ છતાં પણ–લોકોમાં પતરાંવાળાં છાપરાં વધુ વધુ અનુકૂળ જણાવા લાગ્યાં છે. જે પાટીદારે આ ઘર દેવું કરીને બંધાવ્યું હતું હેને એક બે વર્ષ પાક ઠીક ન થયો અને વ્યાજ ન ભરાયું કે તરતજ જૂઠાભાઇ હેના ઉપર સ્વાર થઇ બેઠો! દાવાની ધમકીઓ અને કોર્ટોના ધક્કાથી કંટાળીને અંતે જૂઠાભાઇ સાથે પાટીદારે સમજૂતી કરી. હેમાં ઘરનો અર્ધો ભાગનો કબજો હેણે ભાટિયાને આપ્યો અને બાકીનો એટલે પાછલો ભાગ હેણે પોતાના વપરાશ માટે રાખ્યો. વચમાં બારણું હતું તે બંધ રાખવામાં આવતું. જૂઠાભાઈ આ મકાનમાં વરસાદનું પાણી જરા પણ ઉતરવાનો સંભવ નથી જોઇ હેમાં દાણા ભરતો; પણ ભાડાની સારી રકમ આવવાની લાલચને લીધેજ હેણે નિર્મળબાલાને માટે તે ખાલી કરી રહેવાની સઘળી સગવડ કરી આપી હતી. મકાનમાં બે ઓરડા હતા અને આગળ ઓશરી હતી; ઓશરી આગળ ખપાટિયાંની જાળી હતી. આ બે પૈકી એક ઓરડો નિર્મળબાલાને કબજે હતો, અને હેમાં રસોઇ તથા સરસામાન વગેરેની ગોઠવણ કરવામાં આવી હતી. ઓશરી મ્હોટી હતી, હેની એક બાજુએ દવાખાનું અને બીજી બાજુએ બેસવા કરવાનું રાખ્યું હતું. આ મકાનનો પાછલો ઓરડો તથા વાડો હેના માલીકના વપરાશમાં હતો. નિર્મળ બાલાની પાસે એક ચોપડી અર્ધી ઉઘાડી પડી હતી બાલા અને રૂખીની સાથે શગડી આગળ તાપતી જે સ્ત્રી બેઠી હતી હેનું નામ ધૂળી વહુ હતું. તે આ ઘર બાંધનાર પાટીદારની પત્ની હતી. બેઠાં બેઠાં તે ત્રણે જણ વાતો કર્યા કરતાં હતાં.

" બાળા બાંઇ !" તે સ્ત્રી બોલી, "હુરગોઅન વૈદ તો ત્હમને દશમનજ દેખે છે, હો. એ ને ગોર મારાજ—મ્હારા રડ્યા, કંઈ કંઇ વાતો ચલાવે છે, ને કેછે જે ત્હમે તો લોકને વટાળવા આવ્યાં છો! પાદરવાળાં ઢેડિયાંને ત્હમે દવા આલો છો ને—તેથી ઇમ કેછે. ને મેતોયે કેનો તો, જે નહિંતર ત્હમારે—આવાં ભણેલાં ગણેલાં ને આ ગામમાં આવવાનું ચ્યમ કંઇ—લોકને કારણે હમજાતું નથી. દવા મફત આલો છોને, એનીજ પેટ બળ્યાને દાઝ છે તો !"

નિર્મળ બાલાને આ ગામમાં દવાખાનું ઉઘાડયે બે મહિના થવા આવ્યા હતા પ્હેલાં તો કોઇ ઔષધ લેવાજ આવતુંજ નહિં. ફક્ત દીવાળીબા અને એમનાં ઘરનાં માણસોની દવા ચાલતી. ધીમે ધીમે જૂઠાભાઇની માને લાંબા વખતની ચૂકનું દર્દ ઓછું જણાવા લાગ્યું, મન્દિરના બાવાને ઘેર આવેલા એક વેરાગી મહેમાનની પુત્રીનો પ્રસૂતિકાળ સુધારી ત્હેનો પ્રાણ બચાવ્યો, તથા ત્હેની સાખ પડોશણ ચૂળીવહુના મરવા સૂતેલા પુત્રને ઉગાર્યો;—આ અને આવા થોડાક બનાવોએ ત્હેની લોકપ્રિયતા સ્થાપિત કીધી. અને તે એટલે સુધી કે આસપાસનાં ગામડાંમાંથી પણ કોઇ કોઇ માણસ દવા લેવાને આવતાં. પરન્તુ નિર્મળબાલાના વર્તનમાં એક વાત એવી હતી કે તે વિશે ગામ લોકોમાં બહુ મતભેદ રહેતો; અને તે એનો સર્વને સમાન ગ-ણવાનો રિવાજ હતો. ખ્રિસ્તીઓનાં સ્ત્રીબાલકોને પણ અડીને તે દવા આપતી. અને એક દિવસ ગામના ઝાડુ કહાડનાર ઢેડનો છોકરો ઝાડ ઉપરથી પડી જઇ બેશુદ્ધ થઇ ગયો હતો; ત્હેના આવા ખબર સાંભળી, વગર બોલાવ્યે એની ઝૂંપડીમાં જઇ, તે છોકરાને ખોળામાં લઇ અનેક ઉપચાર કરી ત્હેને સચેતન કર્યો હતો. રૂખીએ બહુ કહ્યું ત્યારે એને સંતોષ આપવા લૂગડાં બોળીને તે ન્હાઇ હતી, પણ એ વાત

બ્હાર પ્રસર્યા વિના ન રહી. અને આથી હુરગોવિન્દ વૈદના પક્ષના જે લોકો માનતા હતા કે, 'આવી બલા ગામમાંથી ટળે તો સારૂં!' તેઓને ત્હેની વિરુદ્ધ લોકોના કાન ભરવાનું સુગમ થઇ પડ્યું.

બીજું કારણ પાસેના ગામનો મહેતાજી હતો. ઉમંગરામ પાંચેક ગાઉ ઉપર આવેલ એક ગામડાનો શાળાગુરૂ હતો. તે હવે વૃદ્ધ થવા આવ્યો હતો અને નોકરીમાં પગારનો વધારો નહિં મળેલો વગેરે કારણથી નિરાશ પણ થયેલ હતો. નિર્મળબાલાએ આ ગામમાં દવાખાનું ઉઘાડયાનું તથા ત્હેની ઘણી પ્રશંસા અહિંના મહેતાજી પાસેથી સાંભળી, તે પોતાની પત્નીને કાંઇ જીર્ણ વ્યાધિ લાગુ પડેલો હતો ત્હેને બતાવવાને લાવ્યો. ઉમંગરામે હિન્દુ સંસારનો એક મહાન અપરાધ કર્યો હતો; ત્હેણે પોતાની સ્ત્રીના મરણ પછી એક દુઃખાર્ત વિધવા યુવતીની સાથે પુનર્લગ્ન કીધું હતું!—આપણને ચાલુ જમાનાનાં મનુષ્યોને આ કામમાં કાંઇ બહુ આશ્ચર્યજનક અથવા દોષાસ્પદ ન દેખાય, એ સંભવિત છે; પરન્તુ જે સમયમાં આવું સમાજ દ્રોહનું કામ કરવાનું સાહસ ઉમંગરામે કીધું, તે વખત જૂદોજ હતો. દેશની વસતિના મનનું વલણ કાળના વહન સાથે ફરતું જાય છે; કેલવણીની અચૂક અસર સ્વદેશી ભાન્ડુઓનાં હૃદય ઉપર, જાણ્યે—ન જાણ્યે પણ થતી જાય છે; અને એકજ અપ્રિય વસ્તુ પણ ઘણી વાર જોવામાં આવે છે, ત્યારે તે પ્હેલાંના જેટલી કંટાળો આપતી નથી, એ સ્વાભાવિક સત્ય છે. મર્હુમ સંસાર સુધારક રા. સા. મહીપતરામના છેલ્લા શિષ્ય વર્ગમાં ત્હેમના હાથ નીચે છેવટનું શિક્ષણ મેળવવા ભાગ્યશાળી થનાર મહેતાજીઓમાંનો તે એક હતો; અને તે મહાન નરના પ્રબળ આત્મત્વની સચોટ અસર ત્હેના જીવન ઉપર પણ પડી હતી. શિક્ષણ લેવામાં તે બહુ ચાલાક ન્હોતો, બુદ્ધિ પ્રસાદ પણ ત્હેને સાધારણજ પ્રાપ્ત થયેલો;

હતો; છતાં ત્હેનું હૃદય અતિ તીવ્ર લાગણીવાળું અને વિશાળ ભાવનાઓ ગ્રહણ કરી શકે એવું ઉન્નત, ઉદાર હતું. તેથી પોતાના પિતાથી અધિક પ્રિય થઇ પડેલા ગુરૂજીના ઉચ્ચ જીવનનું ઉદાહરણ અંતરમાં ઉતારી, ત્હેમના મુખથી વારંવાર શ્રવણ કરેલા, દેશોદ્ધારનો સન્માર્ગ સૂચક વિચાર વર્તનમાં સ્વીકારવા ત્હેણે સંકલ્પ કર્યો હતો. તે પ્રાર્થના સમાજનો સભાસદ થયો હતો અને સંસાર સુધારા મંડળમાં ભળ્યો હતો. મૂર્તિને તે નહિં માનતો એટલુંજ નહિં પણ મૂર્તિ ખંડનની વૃત્તિ પણ ત્હેના હૃદયમાં ઘણીવાર ઉછળી આવતી. પાઠશાળામાંથી શિક્ષક તરીકે પસાર થઇને નોકરીપર દાખલ થયો, એવામાં એક કુલીન કુટુમ્બની પણ નિરાધાર, અસહાય બાલવિધવા, પોતાના યૌવનદોષને લઇને કુટુમ્બથી પરિત્યાગ પામેલી, ત્હેની દૃષ્ટિએ પડી. આ દુર્ભાગી યુવતી વિશે તપાસ કરતાં, ત્હેના વિરુદ્ધની અનેક હકીકતોમાંથી પણ તે એટલું તો સમજી શકયો કે, માત્ર એકજ દોષને પરિણામે અને યોગ્ય મદદને અભાવે એ સ્રીરત્ન આજીવિકા અર્થે દુરાચારના કિચ્ચડમાં પડવા–દટાવાની અણી ઉપર હતું. ઉમંગરામ લોકભીતિ ન ગણકારી, તે સ્રીને મળ્યો. જયન્તી એક બ્રાહ્મણની કન્યા હતી અને કાંઇક કેળવણી પામી હતી. ત્હેની સાથે એક વૃદ્ધ માશી રહેતી હતી; પરન્તુ તે એક સ્નેહી અથવા સંબન્ધી કરતાં દુષ્મનનું કામ વધારે કરતી હતી. ઉમંગરામની બાલપત્ની તે શાળામાં અભ્યાસ કરતો હતો ત્હેવામાં મરણ પામેલી હતી. આથી ત્હેણે જયન્તીને ત્હેના દુર્દૈવમાંથી બચાવવા, પોતાની સાથે પુનર્લગ્ન કરવા માગણી કીધી. જયન્તી જે પોતાની માશીના નિરંતર ત્રાસથી કંટાળી ગઇ હતી, અને જે ત્રાસથી મુક્ત થવાને ત્હેનાથી ન્હાશી છૂટી સ્રીજીવનનું હલકામાં હલકું સ્થાન લેવાને પણ તત્પર થઇ ગઇ હતી, ત્હેને એ વાત અનુકૂળ આવતાં

બહુ વખત ન લાગ્યો, અને થોડા સમયમાં તે બંનેનું લગ્ન પણ થયું. પરન્તુ આટલેથી એ વાતનો અન્ત આવ્યો નહિં: અને આવે પણ શી રીતે?–આપણા હિન્દુ ભાઇઓએ જ્યાં પોતાનું સર્વસ્વ નાશ થઇ જવા દીધું છે, ત્યાં પણ ધર્માન્ધતા અને અન્ધશ્રદ્ધા તો સર્વ રીતે સચેતન છેજ !

આ પુનર્લગ્નને તે ઝાહેર થતાંની સાથે બહુ "હો–હો" કરી મૂકી. ઉમંગરામ ઉપર નનામા પત્રોનો વર્ષાદ વર્ષવા લાગ્યો. જયન્તીના એક દોષને અનેક ગંભીર પાતકોના સ્વરૂપમાં નિહાળતું જગત્ ત્હેનો જીવનમાર્ગ આમ નિર્દોષ થવાનો સંભવ સમદૃષ્ટિથી જોઇ શક્યું નહિં. સત્ય અને અસત્ય–વિવિધ વિગતો ત્હેના વિશે બ્હાર પડવા લાગી; અને જયન્તીનાં સગાં સમ્બન્ધીઓ જેમણે ત્હેનો ત્યાગ કર્યો હતો અને સંસારથી દૂર કરી નજરકેદ જેવી સ્થિતિમાં ત્હેને રાખી મૂકી હતી, ત્હેમણે ત્હેને પોતાની સત્તાથી આમ બ્હાર જતી જોઇ, તેથી ત્હેમને બહુ માઠું લાગ્યું. ત્હેના એક બે પીતરાઇઓ પોતાના કુટુમ્બનું નામ બોળ્યા માટે 'એકલી મળે તો ત્હેનુ માથું વાઢી નાંખવાને' તૈયાર થઇ ફરવા લાગ્યા. લોકોનાં ટોળાં ત્હેના ઘરને ઘેરો નાંખી આખો દિવસ તોફાન કરવા લાગ્યાં, અને આસપાસના પડોશીમંડળે ઉમંગરામનો દીવોદેવતા પણ બંધ કરી દીધો ! અર્થાત્ જે સંસાર જયન્તીથી નીતિનિયમ વિરુદ્ધ પાતક થવા પામ્યું ત્યારે સહનશીલતાથી ત્હેને વેઠી રહ્યો હતો, ત્હેનાથી પોતાના રૂઢિનિયમનો ભંગ ત્હેવીજ સમભાવવાળી શાન્તિથી જોઇ શકાયો નહિં. અને ઉમંગરામ તથા જયન્તીને અનેક રીતે વિવિધ જ્ઞાતિઓ તરફની વિરુદ્ધતા સહન કરવી પડી. સંસાર સુધારક મંડળ તરફથી આ પતિ પત્નીને યથાશક્તિ સહાય તથા આશ્રય મળ્યો. પરન્તુ ઉમંગરામ જેમ જેમ શહેરથી દૂર જતો ગયો

અને મંડળનો હ્રેનો પરિચય ઓછો થતો ચાલ્યો, તેમ તેમ હ્રેને પોતાના સ્વાશ્રય ઉપરજ વધારે આધાર રાખવાનું થતું ગયું. જ્યાં હ્રેને રહ્‌હેવાનું થતું ત્યાં તે ન્હાનાં ગામોમાં થોડો વધુ લોકપ્રિય અને સમાજને ઉપયોગી પણ થવાને તે પ્રયત્ન કરતો. પરન્તુ એક બે હ્રેનામાં પણ દોષ હતા! લોકો સાધારણ રીતે એકેશ્વરવાદની વિરુદ્ધ નથી હોતા, પણ મૂર્ત્તિખંડનની વૃત્તિની સામે તો અજ્ઞાનમાં અજ્ઞાન ગામડીયો પણ થઇ જવાનો; અને ઉમંગરામનો તે વિષયમાં દૃઢાગ્રહ હતો વળી તે અન્યાય સહન કરી ન શકતો. આ હ્રેની વૃત્તિ બહુ ઉદાર હતી પણ હ્રેના ઉપરીઓ અને ઇતર અમલદારોને તે વિપસમાન થઇ પડતો. આવાં કારણોને લઇને તે ધંધામાં પછાત રહ્યો હતો અને એક ગામડાની નિશાળના મહેતાજી થવા કરતાં વધારે આગળ વધી શક્યો ન્હોતો. નોકરીમાં તેમ લોકોમાં હ્રેનું પુનર્લગ્ન હ્રેને બહુ મુશીબત સહન કરાવનારૂં થઇ પડ્યું હતું અને અજ્ઞાન મનુષ્યો તરફ઼ ઘણી સતાવણી પણ થઈ હતી. આ દંપતીને સંતતિ થઇ હતી પરન્તુ એક પુત્રી શિવાય બીજી પ્રજા હયાત ન્હોતી.

ઉમંગરામ જિંદગીના સિદ્ધાન્તો વર્તનમાં મૂકતાં દુઃખી થયો હતો, છતાં તે સાધારણ પ્રતિનો મનુષ્ય ન્હોતો. નિર્મળબાલા જેવી વિદૂષી સન્નારીને આમ ગામડામાં આવી અમદાવાદ જેવું મ્હોટું શહેર પાસે છતાં, અહિંની પછાત પડી રહેલી વસતિમાં દવાખાનું ક઼્હાડે, એ હ્રેને નવાઇ જેવું તો લાગ્યું; પણ જ્યારે બાલાએ હ્રેને, પોતાનું નામઠામ જણાવ્યા શિવાય, એ પ્રમાણે કરવાનો હેતુ જણાવ્યો, ત્યારે હ્રેને બહુ આનન્દ થયો. આ માહાત્મ હૃદયની સ્ત્રીની ઉંચી ભાવનાઓ તે તરતજ સમજી ગયો અને અન્તઃકરણ પૂર્વક હ્રેને સહાય આપવાનું જણાવ્યું. જયન્તીને નિર્મળબાલાએ બે ચાર દિવસ પોતાને મકાને

રાખીને ત્હેના દર્દની યથાર્થ ચિકિત્સા કરવાનું આવશ્યક જણાવવાથી, તે પત્ની અને પોતાની પંદર વર્ષની પુત્રી વસન્તીને ત્હેને ઘેર મૂકી ગયો. આમ સાથે રહેવાથી ત્હેમની વચ્ચે સ્વાભાવિકરીતે ઘણો એખલાસ થયો અને પછી તે માદીકરી—વિશેષે કરીને વસન્તી તો બાલાની સાથેજ રહેવા લાગી. આજ સ્હવારેજ એ કોઇ સારા સંગાથ સાથે પોતાને ગામ ગઇ હતી. એનાં માતાપિતા પુત્રીને માટે લગ્ન સંબન્ધ માટે સારો વર શોધતાં હતાં, પણ બે ત્રણ વર્ષ થઇ ગયાં છતાં પત્તો લાગતો નહિં હતો. 'નાતરા' વાળા મહેતાજીના કુટુમ્બ સાથે આવો ગાઢ સંબન્ધ, અને ગમે ત્હેને અડવાની બાબતમાં જરા પણ શંકા નહિં,—એ વસ્તુઓ હરગોવિન્દ વૈદના હાથમાં આવી, ત્હેનો ત્હેણે લોકોની વ્હેમી વૃત્તિ ઉશ્કેરવામાં યથેચ્છ ઉપયોગ કર્યો !

"ધુળીબાઇ !" નિર્મળ બાલાએ ઉત્તર આપ્યો "એ લોકને જે બોલવું હોય તે બોલે ને કરવું હોય તે કરે. આ રૂખીને સતાવવામાં પણ કાંઇ બાકી રાખે છે !—એને તો બહુ થશે તો હું મ્હારે ઘેરજ રાખીશ. ત્યાર પછી શું કરશે ? ને ત્હમને પણ એમનો ડર લાગતો હોય તો હમણાં થોડો વખત ન આવશો."

"ના, બાઇ ! ના," ધુળીવહુએ કહ્યું: "મ્હારા છીયાને ત્હમારા વના કોની દવાનો ગણ લાગવાનો હતો જે ? હરગોઅન વૈદનાં ઔયે દન ઓહડિયાં પાયાં, મંદરવાળા બાવા કને માદળિયું ને ચીઠી કરાવી આવી, ને શેરમાંથી દવાયે જઇ આઠ આપીને લઇ આવી'તી. પણ ચ્યમ કાંઇ ગણુ ના થયો !—ને ત્હમારે હાથે ચ્યમ ઝટ દઇને બે દાડામાં છીયો ફરતો હરતો થયો ?—એ ત્હમારો ગણતો કદિ ના ભુલાય—ચ્યમ ભુલાય ?"

"પણ એમ છતાં,—ધુળીબાઇ ! મ્હેં સાંભળ્યુ છે તે પ્રમાણે જો

ત્હમારૂં પંચ મળતું હોય તો નકામી તકરાર વ્હોરી ન લેશો. ભગવાનની મરજી હશે તો બધું સારૂં થશે. " નિર્મળબાલા બોલી.

" હોવે, બાઈ ! પરભુનું ધાર્યું થાય છે. " ધુળીવહુએ પોતાનો આગ્રહ શરૂ રાખ્યો:—" ભગવાન ભલું કરે ત્હમારૂં, પણ–ચ્યમ'લી રૂખલી ! બોલતી નથી. આ બાઇના ઓસડ વના મ્હારો મફતિયો હાજો થાત કે ?–ત્હમારો તે ગણ ભૂલું ચ્યમ ?"

" હોવે, ધુળીમામી !" રૂખીએ ટાપશી પુરી, " બાળાબાઇની ઉપર એ હરગોચ્યન વૈદને તો ઝેર આવ્યું છે, ઝેર; નહિં તો બાઇએ એના બાપનું શું લીધું છે?—આ તો એને બીક પેઠી છે જે હવે આપણને કોઇ ઓશડિયાના પૈશા નહિં આલે ?"

" હા. તિમાંસ્તો એ તો થોડા દનમાં બધું જણાશે. તિ પૂછે ઘને ઘેર કુણ, મ્હારો ભા જવાનો છે ?"

આમ વાતો ચાલે છે; એટલામાં પાછળથી એક પુરૂષ નીકળી આવ્યો, ત્હેણે ધુળીવહુ ઉપર સખ્ત પ્રહાર કરવો શરૂ કીધો. ગડદા ને પાટુથી ત્હેણે મારવા માંડી, અને ધુળીવહુ પણ બુમો પાડી રોવા લાગી; બાલા અને રૂખી તો આ જોઈને આભાંજ થઇ ગયાં !

"રાંડ ફાટી સિ તે જોને, રાંડ !" પેલો પુરૂષ મારતે મારતે ઘાંટા પાડતો બોલ્યો જતો હતો. " રાંડને કંઇવારનો કુંસું, પણ રાંડની જાતજ નઠોર !–કુંસું જે ઇ ધરમ વગરનીની હાથે બેહી ઉઠીને આપણે ચ્યમ કરવું સિ ? પણ રાંડ માની સિ ચ્યાં–માની સિ ? આજ તો માર્યાવના નો મૂકું.–આ જો ત્હારો ડોહો ગોર મા'રાજ ને વૈદ કિસિ તે હાંભળ ! રાંડ જાત વનાની ?"

હરગોવિન્દ વૈદ અને ગોરમહારાજ મળીને નિત્ય ધુળીવહુના પતિ ડાહ્યા પટેલને ચ્હડાવ્યા કરતા હતા, પણ પોતાના પુત્રનો જીવ બચા-

વનારની વિરૂદ્ધ ત્હેનું દિલ તેઓ ઉશ્કેરી શક્યા ન્હોતા. ગઇ કાલે ત્હેમણે નવો કિસ્સો ઉભો કર્યો હતો. હરગોવિન્દ વૈદને ખાત્રી થઇ ગઇ હતી કે આ "ડાક્તરણ" હવે ગામમાંથી જવાની નથી કારણ કે આસપાસનાં ગામડાંમાથી અને શહેરનાં પરાંમાંથી પણ માણસો દવા કરાવવાને આવવા લાગ્યા હતા. એટલે એના આગમનથી પોતાના ધંધાને નુકશાન પ્હોંચ્યું એમ તે માનતો હતો. વૈદ અને ગોર એક બીજાને હમ્મેશાં મદદ કરતા; કારણકે 'ઉજડ ગામમાં એરંડો પ્રધાનો'–એવા એ બે જણ હતા; અને એકની રોજી ઓછી થાય તો બીજાને પણ નુકશાન થાય એમ અનુભવ થયેલો હોવાથી, અરસ્પરસ ગાઢ સ્વાર્થબન્ધથી જોડાયલા હતા. ગોરે નિર્મળાબાલાનું કાસલ ક્હાડવાને એક યુક્તિ કરી. દીપા પગી પાસે પટેલિયાનું પંચ એકઠું કરાવ્યું અને પોતે ત્હેમાં ખાનગી રીતે ઝાહેર કર્યું કે, એક કોલણને મેલડી માતા આવે છે, તે દીપાની સમક્ષ ધૂણતાં બોલી હતી કે 'ગામમાં નવી શિકોતર (ડાકયણ) આવી છે તે આખા ગામનો ધરમ ડૂબાવશે; માટે એ જ્યાં સુધી નહિં જાય ત્યાં સુધી હું આખા ગામને હેરાન કરીશ." આ પંચ બેઠું હતું એટલામાં વૈદ ગભરાયલે ચ્હેરે આવી પ્હોંચ્યો, ત્હેને ગભરાવાનું કારણ પૂછતાં ત્હેણે જણાવ્યું. કે 'બે ત્રણ જણને માતાનું (કોલેરા) થયું છે!" આ સાંભળીને બધાના ચ્હેરા ઉતરી ગયા જોઇ, તે હિમ્મત આપતાં બોલ્યો: "અરે એમાં બ્હીવા જેવું કાંઇ નથી. ફિકર ન કરશો, મ્હારા પટલિયા! આટલાં વરસ થયાં નથી કાંઇ થયું,—તે કોનો પરતાપ છે, પડછો જોયો હવે?—એ તો મ્હારો નારશંગો વીર સંભાળનાર છે!—પણ આમ થાય તે ખોટું, માટે એનો ઇલાજ તો કાંઇ કરવો જોઇએ, નહિંતો કોઇ દ્હાડો ભારે થઇ પડશે ને ભુંડું થાવું છે, બાપા!—હું તો ગરીબ બ્રાહ્મણ છું, પણ હું કહું છું તે ખોટું નથી. ક્યેમ ગોર! બોલતા નથી?"

ગોરે ટાપશી પુરી, અને પગીએ ત્હેને ટેકો આપ્યો, એટલે ચાલ્યું !–પંચમાં નક્કિ થઇ ગયું કે, સરકારમાં વાત ન જાય ને અમલદાર વર્ગ આવીને પજવણી ન કરી શકે, એવી ધીમી રીતે પણ નિશ્ચય ગામમાં આવીને વશેલી 'દાક્તરણ' ને ફ્હાડવી. બાળા બાઇનો દીવો દેવતા બંધ કરવો, એને ઘેર કોઇએ દવા લેવા જવું નહિં, એને કોઇએ કાંઇ વેચવું કે આપવું નહિં, ને જૂઠાભાઇએ એને પોતાના મકાનમાંથી ફ્હાડવી. એની સાથે વાતચીત પણ ન કરવી અને એનું કામ કોઇએ કરવું નહિં. તથા એની સાથે કાંઇ સબંધ રાખનારનો પણ વ્યવહાર બંધ કરવો. આ ઠરાવની ખબર ગુપ્ત રીતે તરતજ આખા ગામમાં પ્રસરી ગઇ હતી. નિર્મળબાલાને કાને તે વાત લાવનાર ધુળીવહુ હતી. એ સાંભળીને રૂખીને બાલાએ કહ્યું કે ત્હને કોઇ રીતનું નુકશાન થતું હોય તો થોડા દિવસ અહિં આવવાનું બંધ કર. અને મ્હારું કામકાજ કરવાને વસન્તીને હું બોલાવીશ.' પરન્તુ તેમ કરવાની ત્હેણે ચોખ્ખી રીતે ના પાડી. બાલાના હૃદયની ઉદારતા અને અન્તરના સૌજન્યનો સ્વાદ ચાખ્યા પછી, ત્હેનાથી દૂર થવાનું ત્હેને માથું વ્હાડયા કરતાં પણ વધારે વિષમ લાગ્યું. આથી ત્હેણે બાલાની સાથેજ રહેવાનું અને તે જ્યાં જાય ત્યાં એની સાથેજ જવાનું જણાવ્યું.

આ વાત ચાલતી હતી, એટલામાં જૂઠાભાઇ ત્યાં આવી પ્હોંચ્યો અને ત્હેણે પંચનો ઠરાવ કહી સંભળાવી, 'પોતે શહેરમાં ગયેલો હોવાથી હાજર ન રહી શકયો અને બાજી બગડી ગઈ !' એ વગેરે દિલસોજીનાં વચન કહી, બાલાને સલાહ આપી કે ત્હેણે આ ગામમાંથી ચાલ્યાં જવું એજ સલાહ ભરેલું છે. પણ ત્હેવી વાત બાલા હવે પોતે એક સત્કાર્ય શરૂ કર્યાં પછી સ્વીકારે, એ બને તેમ ન્હોતું. ગામનાં અજ્ઞાન, વ્હેમી, અસહાય લોકો ઉપર ત્હેને જરાપણ ગુસ્સો

ન આવ્યો. ઉલટું હેણે તો એમ પણ જાહેર કરી દીધું કે ' થોડા વખતમાં જેમ જેમ મ્હારી નિર્દોષતા અહિંનાં સ્ત્રી પુરૂષોને જણાશે તેમ તેમ તેઓજ પોતાની મેળે, આ દવાખાનામાં ઔષધ લેવા આવશે. માટે મ્હારે માટેની સ્હેજ પણ ચિન્તા તમારે રાખવાનું કારણ નથી. ' પણ જુઠાભાઇએ જોયું કે, ' કુલડીમાં ગોળ ભાગતો નથી ! ' ત્યારે ત્હેણે જે અત્યાર સુધી આડી અવળી રીતે વાત ક્યાં કીધી હતી, ત્હેને બદલે બાલાને જણાવી દેવું પડયું કે પોતાનું મકાન ત્હેણે ખાલી કરવું પડે, એવો એ ઠરાવનો અર્થ હતો. પણ બાલાએ એક વર્ષનું અગાઉથી ભાડું આપેલું હતું તેથી ત્હેણે તેમ કરવા ના પાડી અને તે ભાટિયાને જોઇતું પણ એટલુંજ હતું. કારણ કે, તેમ થાય તો ત્હેને ત્યાં નિર્મળ બાલાએ રૂપિયા પણ જમે કરાવ્યા હતા તે આપી દેવા પડે. " હાડું બા, હાડું, " તે હશીને બોલ્યો. " હવે હું ચ્યમ કરૂં ? તમાડું ધડ છે, તમાડું. આતો જાનો છો ટો, ગામમાં વહવું ને લોક હાઠે લડવું—એ પાલવે નહિં. તેથી હું આયો ટો. પન બાઇ ! ટમાડી હીસટને ને બુઢીને ધન છે. એવોજ જવાપ ટમે ડેશો એમ હું જાનટો ટો. ને માડી બાએ કાવ્યું છે કે એ છાની છપની ટમાડે જોઇટું કડટું મગાવી આલશે. ફકર ના કરટાં, બાઇ ! ઢન છે ટમાડી અકલને, ઢન ! "

જુઠાભાઇ બોલતો ગમે ત્હેવું, પણ પોતાનું કામ ક્હાડી લેવામાં ચોક્કસ હતો. ત્હેને આ વાત લક્ષ બ્હાર ન્હોતી. નિર્મળબાલા ગામમાં રહે તો એના રૂ. ૧૦૦) પોતાને ત્યાં જમે કરેલા તે સઘળા પોતાની કોથળીમાં આવવા સંભવ હતો; પણ જાય તો તરતજ ક્હાડવા પડે તેમ હતું. આથી વસ્તુસ્થિતિ કેમ છે તે જોવા તે આવ્યો હતો. ધુળીવહુને ડાહ્યા પટેલે નવી પડોશણના ઘરમાં જવા ના કહી હતી. પરન્તુ તે

હેણે માની નહિં અને ગામનાં લોકતે શું કરવાના છે ? એમ બે-પરવાઈનો નિશ્ચય કરી અહિં આવીને બેઠી હતી. પણ તે જાણતી નહિં હતી કે વૈદ અને ગોરે એના ધણીને ચ્હડાવીને નિર્મળબાલાનું એના પોતાનાજ ઘરમાં અપમાન થાય એવી રીતે ધુળીવહુને શિકસ્ત આપવા ગોઠવણ કરાવી હતી કે, ' એ દાક્તરણ પછી તરત બ્હીને ગામ મૂકીને ભાગી જાય ! '

આથીજ ડાહ્યો ચ્હડીને આવ્યો હતો અને ત્હેની પાછળ ગોર તથા વૈદ હાજર હતા. પોતાની સ્ત્રીને વૈદનું ઉઘાડે છોગ વાંકુ બોલતી સાંભળી, વૈદનું કહેવું ત્હેને ખરૂં લાગ્યું. અને વિચાર તો ફક્ત ' રાંડનો ચોટલો ખેંચીને ઢસડી જવી ' એમ હતો; પણ ત્હેને બદલે ત્હેણે તો ત્હેનો અહિં ઘડો લાડવોજ કરવા માંડ્યો ! નિર્મળબાલાએ કદિ કલ્પેલા નહિં, સ્વપ્નમાંય સાંભળેલા નહિં, એવા અપશબ્દો અને ગાળો દેતો દેતો આખરે તે ધુળીવહુને ઓશરી બ્હાર ખેંચી ગયો. વૈદ અને ગોર પાસે ઉભેલા પણ એક અક્ષર પણ ન બોલ્યા, કે ન વચમાં પડ્યા અને બિચારી રૂખીનું શું ગજું, કે તે કાંઇ બોલે ? નિર્મળબાળા તો આવો દુષ્ટતાની પરિસીમા આણતો ભીષણ દેખાવ જોઇ ઘણીજ ગભરાઇ અને રોવા જેવી થઈ ગઇ. પરન્તુ તેમ હૃદય વૃત્તિઓને વશ થયાથી રૂખી પણ ગભરાશે ધારી, ત્હેણે શોકવિલીન ચ્હેરે અને ચીરાતા હૃદયે પાછી શગડી આગળ બેશી રહી, પાસે પડેલી ચોપડી હાથમાં લઇ તે વાંચવાનો ડોળ કરવા માંડ્યો. રૂખી પણ ત્યાંજ બેઠી.

ગામનો આ ઠરાવ છુપી રીતે થયો, તો પણ તે ખ્રિસ્તીઓનાં વાસમાં તરતજ જણાયા વિના રહ્યો નહિં: કારણ કે નિર્મળ બાલા પાસે દવા લેવા બેચાર કુટુંબોનાં માણસો આવતાં હતાં. ત્હેમણે ત્હેનું દરેક

કામ કરવાનું માથે લઇ લીધું; અને ઉમંગરામને ખબર પઢી કે તરતજ તે પોતાની પત્ની અને પુત્રીને પણ બાલાને ત્યાં મૂકી ગયો કે ત્હેને અણગમતું ન આવે ને અગવડ ન પડે. આ પ્રમાણે પોતાના કર્તવ્ય માર્ગમાં એક મ્હોટી દિવાલ જે આડી પડી હતી, ત્હેમાં પણ ગતિ કરવાને આટલી અનુકૂલતાઓ તો તૈયાર હતી, એ જોઇ જેટલો ત્હેને સંતોષ થયો ત્હેના કરતાં વધારે દિલગીરી લોકોની અજ્ઞાનતા અને અન્ધતા માટે ત્હેને થતી હતી.

## ૪. સત્કર્મમાં સંકટો!

વસન્તી અને રૂપી વચ્ચે બહુ સારો પ્રીતિ સંબન્ધ થયો હતો, કારણ કે એ બંનેની ઉમ્મર લગભગ સરખી હતી. જયન્તી અને ત્હેની પુત્રી ઘણું ખરૂં બાલા પાસે રહેતાં અને ઉમંગરામ પણ શાળાનો સમય પૂરો થયા પછી અહિં આવતો. જયન્તીએ પોતાનો અભ્યાસ પ્રિય પતિના સહવાસમાં ઘણો વધારી દીધો હતો, અને પુત્રીને સર્વ રીતનું યોગ્ય શિક્ષણ તે જાતે આપતી. ગામડાંનાં લોકોમાં તો હજી પણ ઉમંગરામને દેશી ખ્રિસ્તીઓની પેઠે સંબંધ રાખવા લાયક માણસ તરીકે ગણવામાં આવતો નહિં હતો; અને પ્રથમ તો જ્યાં જ્યાં એની બદલી થાય ત્યાં ત્યાંથી એની વિરુદ્ધ અરજીઓ થતી અને એને પોતાને ઘણા પ્રકારની અગવડ વેઠવી પડતી. પરન્તુ જેમ વખત ગયો તેમ એના ચારિત્ર્ય અને સદ્ગુણોની છાપ લોકો ઉપર પણ પડવા લાગી અને ધીમે ધીમે લોકો એની નિશાળમાં પોતાનાં છોકરાં મોકલવા ઓછી આનાકાની કરવા લાગ્યા હતા. આટલે સમયે તો એના પુનર્લગ્નની વાત લગભગ ભૂલાઇ ગયા જેવીજ થઇ ગઇ હોત, પરન્તુ એ જે ગામમાં રહેતા હતો ત્હેની શીમમાં જયન્તીના પ્રથમ લગ્નનાં સગાંની જમીનોહતી અને ત્હેની જાતના બ્રાહ્મણોનાં બે ચાર ઘર પણ તે ગામમાં હતાં.

ઉમંગરામે ધાર્યું હોત તો જે મુશ્કેલીઓ પોતાને પડતી હતી હ્હેમાંથી તે બચી શકત. એક સંસાર સુધારક વ્યાપારી તરફથી હ્હેની નબળી સ્થિતિ જોઇ હ્હેને પોતાની મુંબાઇની પેઢીમાં સારે પગારે જગો આપવાની માગણી થઇ હતી, પરન્તુ શિક્ષણના ધંધાનેજ તે ખરાદિલથી ચ્હાતો હોવાથી, હ્હેનો ત્યાગ કરવા હ્હેણે ના પાડી. હાલ પણ હ્હેને સારો પગાર તો ન્હોતો; પણ જયન્તી અને વસન્તી ભરત ગૂંથણનું કામ કરી હ્હેની પેદાશમાં ઉમેરો કરતાં હતાં, તેથી ન્હાનકડી રકમ પણ તે એકઠી કરી શક્યો હતો. હાલ હ્હેના હૃદયમાં એકજ ચિન્તા હતી, અને તે હ્હેની પુત્રીના લગ્ન સબન્ધને લગતી હતી.

વસન્તી અને રૂખી ઘણું કામ સાથે રહીનેજ કરતાં. રૂખીનું શરીર કૃશ અને હ્હેનો ચ્હેરો ફિક્કો હતો; પરન્તુ વસન્તી તરુણાવસ્થાના ઉદયકાળમાં હતી, તેથી સ્વભાવિક રીતે મનોહર લાગતી. તેઓ બંને પ્રાતઃકાળે ફુલ વીણી લાવતાં, પછી ઘરનું કામકાજ કરી લઇ રસોઈ તૈયાર કરતાં. જયન્તી હોય ત્યારે તે જાતે જ બધું કરતી હોવાથી હ્હેમને આ કામ કરવાનું પણ ન હતું. પરન્તુ હ્હેને બદલે નિર્મળબાલા તે બધાંની પાસે બેશીને કાંઇ વાંચતી અથવા દવા મેળવતાં અને આપતાં શીખવતી. શરીર રચનાનું શાસ્ત્ર હ્હેમને હ્હેણે સમજાવવું શરૂ કર્યું હતું અને નકશા તથા મેજિકલેન્ટર્ન વગેરે જે હ્હેની પાસે સાહિત્ય હતું તે વડે હ્હેમને જે જે શીખવતી તે સ્મરણમાં રહ્યાં કરે એમ કરવા તે બહુ પ્રયાસ કરતી. બપોરે તેઓ બધાં ભરવા ગુંથવા બેસતાં, અને સ્હાંજે ચારેક વાગ્યા પછી એ બે બાલિકાઓ ખ્રિસ્તીઓના વાસમાં જતી, જ્યાં તેઓ હાર્મોનિયમ (વાજું) વગાડતાં શીખતી. દર રવિવારે અને તહેવારના દિવસોએ હાલમાં થોડા વખતથી એક નવો શિક્ષક ત્યાં શીખવવાને આવતો હ્હેની પાસે બીજાં ખ્રિસ્તી સ્ત્રી પુરૂષોની સાથે તેઓ પણ

થોડો થોડો અભ્યાસ આગળ ચલાવતાં. આથી ત્હેમને પાછાં આવતાં જરા વિલંબ થાય તોપણ ત્હેમના વિશે કાંઇ ફિકર કોઇને પણ થતી નહિં. સાધારણ રીતે દીવા થતાં થતાંમાં તો તેઓ ઘેર આવી જતાં.

પરન્તુ એક દિવસ તો રાતના આઠ વાગી ગયા તોપણ તે બાલિકાઓ પાછી આવી નહિં. 'હમણાં આવશે,–હમણાં આવતાં હશે,' એમ મનને ઉપલકીયા હિમ્મત આપવા છતાં નિર્મળબાલા છેવટે ગભરાઇ ગઇ. જયન્તી પણ ગામમાં ન્હોતી. ધુળીવહુ પોતાને પતિ તરફથી માર પડયો અને અપમાન થયું તે જરા પણ ન લેખવતાં (કારણ કે કેટલાક ગૃહસંસારમાં એ વાત અસાધારણ નથી હોતી!) એકલી પડે ત્યારે પાછી બાલાએ વારંવાર ના કહ્યા છતાં ત્હેની પાસે આવીને બેસતી. ડાહ્યો પટેલ 'રાંડ માનતી નથી, તેને કરવું ચ્યમ?' –કરીને દેખ્યું ન દેખ્યું કરતો. કોઇ દિવસ બાલા આમ આટલો વખત એકલી રહી ન્હોતી અને આવી ગભરાઇ પણ ન્હોતી. તેથી છેવટે પાછળ વાડામાં જઇ ત્હેણે ધુળીવહુને બોલાવી. બાલા પોતાને ઘેર આવીને બુમ પાડે, એ આ પ્હેલોજ પ્રસંગ હતો; તેથી ડાહ્યો જે ઘરમાં હતો તે પણ બ્હાર નીકળી આવ્યો. ત્હેના હૃદયમાંથી તે પોતાના બાલકપુત્રને સાજો કરનારનો ઉપકાર ભૂલતો ન્હોતો; અને વારંવાર ધુળીવહુને બાલાને ઘેરથી વાપરવાની, ખાવાની, પ્હેરવાની વસ્તુઓ મળતી તે એની નજર બ્હાર ન્હોતી. તેથી ગામના પંચનો ઠરાવ ન હોત તો તો બાલાનાં પગલાંને પણ એ પૂજતો હોત. પરન્તુ ગમે તેમ હતું છતાં આ પટેલિયાની અંતરની વૃત્તિ ત્હેની તરફેણમાં હતી, વિરુદ્ધમાં નહિં; અને આવી ભલી બાઇના ઘરમાં પેશી તે દહાડે પોતે તોફાન કીધું હતું, તે વાત પણ ત્હેને સંભારવી ગમતી તો નહિં. "પણ કરવું ચ્યમ?–બુધે નાર પાધરી!"

નિર્મળબાલાનો ગભરાયલો, દયામણો ચ્હેરો જોઇ તે અને ધુળીવહુ તરત ત્હેની પાસે આવ્યાં. હકીકત સંભાળતાંની સાથે ડાહ્યો એક લાકડી લઇ તે બે જણની ખોળ કરવાને નીકળ્યો અને ધુળીને આઇની પાસે બેસવાનું કહ્યું. આમને આમ કલાક વહી ગયો. બાલાની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને ત્હેનું ધૈર્ય હાથમાં ન રહ્યું. ગામના દુષ્ટ લોકો પૈકી કોઇનું આ તોફાન હશે કે બીજા કોઇનું ?—એમ ત્હેને સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા અને ધુળીવહુનો અર્ધાં દિલનો દિલાસો પણ ત્હેને કાંઈ અસર કરી શકયો નહિં. કારણ તે બ્રી પોતે પણ આ બે છોકરીઓનું શું થયું હશે, એના વિચારમાં પડી ગઇ હતી.

આખરે સ્હાડાનવ વાગ્યાને આશરે એક હાથમાં મ્હોટી ડાંગ અને બીજા હાથમાં ફાનસ લઇને સાથે ચાલતા એક ખ્રિસ્તી યુવાન સાથે વસન્તી તથા રૂખી આવ્યાં. ડાહ્યો પટેલ સાથેજ હતો; અને મન્દિરનો બાવો પણ પાછળ પાછળ આવ્યો હતો. ગામની શીમમાં શાહેરના એક શેઠનું ખેતર હતુ, ત્હેમાં તે શાક તરકારીનું વાવેતર કરાવતો હતો અને ત્યાં ત્હેણે એક ન્હાનકડું એકઢાળિયું મકાન પણ બાંધ્યું હતું. આ શેઠનો છોકરો ખરાબ સોબતે ચ્હડયો હતો અને ત્હેણે ગામના કોઇ માણસોની બદસલાહથી ઉશ્કેરાઇ બે સોબતી લઈ આ બાલિકાઓને રસ્તામાં રોકી દઇ, ત્હેમને મ્હોંયે ડૂચા દીધા. રૂખીને એક દૂરના ખેતરમાં વાડ પાસેના ઝાડના થડ સાથે બાંધી દીધી અને વસન્તી જે ભયભીત થઈ લગભગ બેભાન જેવી સ્થિતિમાં આવી ગઇ હતી, ત્હેને એક જણે ખભે નાંખી, તેઓ પોતાના ખેતર તરફ ચાલતા થયા. પરન્તુ મનુષ્યો ગમે તેમ ધારે છે છતાં પરિણામ લાવનાર તો એક પ્રભુજ છે. આ સમયે ખ્રિસ્તીઓને શીખવવા આવનાર નવો શિક્ષક જે કોઇ કોઇ વાર શાહેરમાંથી ફરવા નીકળતો ત્યારે આ તરફ પણ

આવતો, તે ઘણું ખરૂં રામજી મન્દિરમાં જતો અને બાવાજી બેઠા બેઠા રામાયણ વાંચતા હોય ત્યારે પાસે બેસતો. કોઇ કોઇ વાર તેઓ વાતો પણ ર્‍હડતા. આજ એમ બન્યું કે, ત્હેમની વચ્ચે વનસ્પતિના ગુણ-દોષ અને ત્હેની ખુબીઓ વિશે વાત ચાલી અને બાવાજીએ ત્હેને અમુક ચમત્કારિક ગુણવાળા વેલા જે પાસેના ખેતરમાં હતા તે બતાવવા જણાવ્યું. આથી તેઓ બંને સાથે ઉઠયા અને એક નેળમાં થઇને જતા હતા ત્યાં રૂખીને ઝાડે બાંધેલી જોઇ. તે યુવાને તરતજ ત્હેને છૂટી કરી. ત્હેના ભાગ્યા તૂટયા ક્હેવા ઉપરથી પણ એટલું તો સમજાયું કે એક બીજી છોકરીને લઇને માણસો આગળ ચાલ્યા ગયા છે ! આથી તેઓ તરતજ ત્હેમની પાછળ પડયા અને બાવાજીએ ઉમ્મર વધારે થયા છતાં તે યુવાનની સાથે દોડ કરીને તે લોકોને પકડી પાડયા. તે શિક્ષક તો સાધારણ શહેરીઓ હોય છે ત્હેવા શરીરનો,—નબળા બાંધાનો હતો. પણ બાવાજી જેમનામાંથી બળ ઘટયું ન્હોતું તે તો દસ—દસશેરની ગાળો ચોપડતા ત્હેમની આસપાસ ફરી વળ્યા ને વસન્તીને ઝડપ મારીને પેલા હરામખોરો પાસેથી પડાવી લીધી. મારામારી થઇ, પણ ત્હેમાં બાવાજી કરતાં તે યુવાનને જરા વધારે વાગ્યું અને માથા આગળ લાકડીનો એક જખમ થયો; જો કે તે મ્હોટો અથવા ઉંડો ઘા નહિં હતો, ને ત્હેમાંથી થોડું થોડું લોહી નીકળતું હતું. પરન્તુ તે દુષ્ટ લોકોતો બાવાજીના હાથનો સખ્ત માર ખાઇને પલાયનજ કરી ગયા. ત્રણ માણસો આ બે જણાની આગળ આમ ન્હાશી તો ન જાત પણ રૂખી પાસેનાં ખેતરોમાંથી દોડતી જઇ એક બે ખ્રિસ્તી મજુરોને બોલાવી લઇ આવી હતી; અને ત્હાર પાસે આવી પ્હોચી જોઇ, ત્હેમને ન્હાશી જવા શિવાય બીજો કોઇ છૂટકો ન્હોતો.

પેલો શિક્ષક જેનું નામ પ્રભુદાસ હતું, તે અને બાવાજી તથા મજુરોએ મળી વસન્તીને ભાનમાં આણી, અને તે બધા ત્યાંથી

ખ્રિસ્તીઓના વાસમાં ગયાં. અહિં વસન્તીને કાંઇક સાન્ત્વન મળ્યું અને પ્રભુદાસનો જખમ ધોઇને ત્હેના ઉપર પાટો બાંધ્યો. એવામાં ડાહ્યો પટેલ પણ ત્યાં આવી પહોંચ્યો. ખ્રિસ્તીઓની અને બાવાજીની વૃત્તિ તો પોલીસમાં ફરિયાદ કરવાની થઇ, પણ પ્રભુદાસે તેમ કરવા સલાહ ન આપી. ત્હેણે પોતાના સાહેબની મારફત સાવચેતીના તથા આવું ફરીથી ન બને ત્હેવા ઇલાજ લેવાનું માથે લીધું. બાલાબાઇને ફિકર થતી હશે જાણી, બાવાજી અને પટેલ બંને છોકરીઓને લઇને ગામ તરફ વળ્યા. પ્રભુદાસને જખમમાં દર્દ થતું હોવાથી રાતે વાસમાંજ સૂઇ રહ્યો અને સ્હવારે બનશે તો બાઇ પાસે આવી જઇશ એમ ત્હેણે જણાવ્યું.

નિર્મળબાલા તો બંને બાલિકાઓને ભેટીજ પડી. બધી હકીકત જાણ્યા પછી તે બાવાજી તથા પ્રભુદાસનો બહુ ઉપકાર પ્રદર્શિત કરવા લાગી અને ત્હેનો મત પણ પોલીસમાં ફરિયાદ કરી ‘ હોહો ’ કરવાની વિરુદ્ધ પડયો, તથા વિશેષ વિચાર કરવાને પ્રભુદાસને સ્હવારમાં જરૂર મોકલજો, એમ તે ફાનસ લઇ આવનાર મજુરને ત્હેણે કહ્યું. રાત્રિએ ઘણા વખત સુધી તેઓ કોઇને નિદ્રા ન આવી; અને ડાહયો પટેલ પણ ગામના પંચનો ઠરાવ ન ગણકારી બાવાજીની સાથે ઓશરીમાં વાતો કરતો લગભગ રાતના અગિયાર વાગ્યા સુધી બેશી રહ્યો.

આ લોકો ધીમે ધીમે વાતો કરતાં હતાં. ટાઢનો કાંઇક ચમકારો અને પુષ્કળ પવન, ત્હેને લીધે ઓશરીની જાળીની અંદર લૂગડાનો જે પડદો નિર્મળબાલાએ નવો કરાવ્યો હતો, તે નાંખી દીધો હતો. ત્યાં બાજુએથી કોઇ ભીંત જાણે કોતરતું ન હોય એમ અવાજ આવ્યો; અને ડાહ્યો ઉઠીને તપાસ કરવા ગયો, તો ત્હેને ધક્કો દઇ પાડી નાંખી કોઇ માણસ ન્હાશી ગયો. બાવાજી, ધુળી વહુ તથા બીજાં બધાં તરત ઉઠીને તે ધમાધમી સાંભળીને ‘ શું થયું ? ’ એમ

પૂછતાં પટેલ હતો ત્યાં ગયાં. એટલામાં તો એક બાજુની ઓશરી પાસેની ભીંત અંદર તરતના પાડેલા બાકોરામાંથી કાંઈ સળગતું માલુમ પડ્યું. ઘડામાંથી પાણી નાખીને તે ઓલવી નાંખ્યું અને બાકોરૂં પણ પૂરી દીધું, પણ બધાને ખાત્રી થઇ કે આમ બે બનાવો એક રાતે થાય; ત્હેમાં જરૂર કાંઇ પણ પ્રથમથી કોઇએ કરી રાખેલી સંતલસ હોવી જોઇએ. ડાહ્યાને ધક્કો મારનાર દીપો પગી જેવો ત્હેને હોવાનો વ્હેમ આવ્યો, પણ નિર્મળબાલાની સલાહથી ત્હેણે તે વિશે મૌન રાખવાનું કબુલ્યું. પરન્તુ હવેથી તે બાલાનો વગરમૂલ્યનો દાસ હોય એમ વર્તવા તૈયાર થઇ ગયો; કારણ કે બાલાને નુકશાન કરવા માગનાર માણસોને ત્હેના ઘરમાં અગ્નિ મૂકતાં પોતાની શરમ અથવા બ્હીક ન નડી, એ વિચારે ત્હેના અન્તઃકરણમાં બહુજ ક્રોધ વ્યાપ્ત કીધો હતો. આજ રાતે તે અને બાવાજી પણ ઓશરી આગળજ ખાટલા ઢાળીને સૂઈ રહ્યા એટલુંજ નહિં, પણ બાલાબાઇ જેવી ભલી સ્ત્રીના સંરક્ષણ માટે બાવાજીએ પોતે પણ ત્હેના આંગણામાં સૂઇ રહેવાનો વિચાર ઝાહેર કીધો.

**૫. જગત્‌દાસનું આત્મ-નિરીક્ષણ:**

"ગગન ઘેરી માથે ઝઝુમી રહેલું ઘનઘોર વાદળ પણ જ્યારે પવન ફૂંકાય છે, ત્યારે વીખેરાતાં કાંઇ વાર લાગે છે ? હૃદયને વીંધી નાંખતી વિપત્તિની તીવ્ર વેદના પણ જ્યારે સમય જાય છે, ત્યારે વીસરાતાં કાંઇ મુશ્કેલી પડે છે ? અને પ્રજા જીવનની અજ્ઞાન રજનિ પણ જ્યારે દેશમાં ઉત્કર્ષ ભાનુનો ઉદય થાય છે, ત્યારે અદૃશ્ય થતાં કાંઇ વિલંબ થાય છે ?...પ્રભુની કૃપા જ્યારે વર્ષે છે, ત્યારે તે કોઇ પણ પ્રકારે અને હરકોઇ સ્થાનમાં, ત્હેની અનહદ પ્રીતિનું અમૃતપાન કરાવે છે, એ સત્ય કોઇથી અજાણ્યું છે ? અને પ્રભુની કરુણા જ્યારે પૃથ્વી ઉપર અવતરે છે, ત્યારે સમય, સ્થળ, અને સાધન,–

કેવી સુન્દર કર્મગુંથણીમાં સાધ્ય થાય છે ?–પ્રભો ! અન્તર્યામી ! પ્રેમરૂપ પરમાત્મન્ ! વિશ્વ હિતકારિણી ત્હારી ઇચ્છાની ગહન ગતિ કોનાથી સમજાઇ છે ? ”

જગતદાસ વિચાર કરતો કરતો માર્ગમાં ચાલ્યો જતો હતો. ત્હેની ઉરતરંગાવલી આગળ વધી. “ લક્ષાધિપતિને ઘેર જન્મ લેનાર શ્રીમતી ધનપ્રાપ્તિનાં સારાં સાધન છતાં સેવાવ્રત ધારણ કરી ફરજિયાત ગરીબી ભોગવે છે; અને ગરીબમાંથી કરોડપતિ થઇ પાછો નિર્ધન કરતાં પણ વધુ ખરાબ–દેવાદાર હાલતમાં આવી પડનાર રતનરામ ગુજરાન અર્થે ફાંફાં મારે છે !–આવા બનાવો શું વિચારવા યોગ્ય નથી ?...તથાપિ થોડાંક શ્રીમાન મનુષ્યો ગરીબીમાં આવી પડે અથવા તે ભોગવે, ત્હેના કરતાં મ્હારી ભારતી મૈયાનાં કરોડો બાળકોની અત્યંત દારિદ્રમય સ્થિતિ વિશે વિચાર કરવો એ કેટલા બધા મહત્વની વાત છે ? એ તો નક્કિજ છે કે, હિન્દુસ્થાનની વસતિનો ઘણો મ્હોટો ભાગ અતિશય નિર્ધનતા ભોગવે છે. તો એ ત્હારાં ભાન્ડુઓ,–જગતદાસ !–એ ત્હારી બ્હેનો અને ભાઇઓની કેવી હાલત છે એ વિશે તું કેમ વિચાર પણ કરતો નથી ? ત્હને રતનરામની ચિન્તા થઇ અને તું એની સાથે મુંબાઇ ગયો, અને એને ઠેકાણે પાડવાને યત્ન કર્યો. ત્હને બાલાની ફિકર થઇ, તો તું એ જે ગામડામાં જઇને રહી છે ત્યાં પગ ઘસડતો જાય છે અને છતાં અન્તઃકરણમાં એ જે કામ કરે છે, તે એણે કરવાની જરૂરિયાત વિશે સંશય રાખે છે !– પણ ભાઇ ! તું જો તો ખરો, એના ઉદાત્ત હૃદયની વિશાળતા. એના ભાવના પ્રદેશની અનન્તતામાં ત્હારું ન્હાનકડી પાંખો ફફડાવતું આત્મપખી ભલે ઉડવાનું અભિમાન કરે, પણ ક્ષિતિજ નિહાળી શકવાનું હતું ? એ પવિત્ર બાઇ જેને યોગિની મૈયાએ પ્રીતિપાત્ર ગણી, ત્હેને શિક્ષણ, સલાહ, તથા જ્ઞાન આપવાનું

અભિમાન રાખનાર, બચ્ચા જગતદાસ ! તું એની પદપંક્તિથી પાવન થતી ધૂળ પણ માથે ચ્હડાવવાને યોગ્ય છે?—પોતાનું ગૃહ: સૌખ્ય, દ્રવ્યની અનુકૂળતાઓ, ધન પ્રાપ્તિનાં સાધનો, સ્નેહી સંબન્ધી મનુષ્યોનો નિત્ય પ્રસંગ,—એ સર્વનો ત્યાગ કરી, એક અજ્ઞાત સ્ત્રી તરીકે માત્ર જનહિત કરવાના નિર્મળ હેતુથી બાલાએ જે મહાકાર્ય આરમ્ભ્યું છે, ત્હેનું ફળ ગમે તે થાય, પણ તે પ્રીતિઉત્સાહ, તે ધર્મવૃત્તિ, અને તે કર્મક્ષેત્ર વિશે કાંઈ પણ શંકા કોઇને રહે એમ છે?—રતનરામને પણ ત્હેં જોયો અને અનુભવ્યો. જગતદાસ ! ત્હારા કરતાં તો ત્હેણે હજારો ઘણું વધારે વિપત્તિ સહન કરવાનું બળ તથા સ્વાશ્રય—સંયમ બતાવ્યાં. ત્હારી આવી સ્થિતિ સહસા થઇ હોત, તો તું એ પ્રમાણે કદિય વર્તી શકત ?...હે પ્રભો ! આ જગતદાસનું મિથ્યાભિમાન માફ કર. પરન્તુ હલકામાં હલકો જન્તુ પણ પોતાનાથી વધારે નિર્બળ, પોતાનાથી ઓછાં સાધન વાળાં પ્રાણીઓને માટે ધારે તો થોડું અથવા વધુ, કાંઇક તો કરીજ શકે. તો આ ત્હારો દીન બાલક પોતાનો પ્રથમ ધર્મ જે માને છે તે વિચારવા, કરવા પ્રયાસ કરે,—ત્હેમાં પ્રત્યક્ષ થતું ત્હેનું મહા અજ્ઞાન માફ કરજે...બચ્ચા જગતદાસ ! ત્હારે માથે ફરજ છે તે જૂદીજ છે. તું ત્યાગી છે, છતાં ત્હેં શું ત્યજ્યું છે ? માથા ઉપર રોફબંધ પટકો બાંધ્યો છે, શરીર ઉપર સુન્દર, નવી રંગાવેલી કફની પ્હેરી છે, અને પગે પીતળથી મઢેલાં પાવડાં છે ! જ્યારે હિન્દ મૈયાની સંતતિના ગૃહસ્થાશ્રમ પાળતા મ્હોટા ભાગને ખાવા પુરતું અન્ન નથી મળતું, બાલકોને માટે ઓઢવા વસ્ત્ર નથી મળતાં, સ્ત્રીઓને પ્હેરાવવા લૂગડાં નથી મળતાં; ત્યારે ત્હારા જેવો ફકીર બધું સુખ ભોગવે છે, એની ત્હને શરમ નથી આવતી ? ”

જગતદાસ રસ્તામાં ઉભો રહ્યો. ત્હેણે માથેથી પટકો, શરીર

ઉપરથી ઝભ્ભો, અને પગેથી પાવડાં ઉતારી નાખ્યાં. માત્ર એક ટૂંકું પંચીયું જે તે લંગોટની માફક પ્હેરતો તે અને શરીર પરનું પ્હેરણ રહ્યું. માથે તાપ સખ્ત પડતો હતો; રસ્તામાંની ધૂળ ગરમ થઇ ગયેલી ત્હેમાં પગ પડતાની સાથેજ તે દાઝવા લાગ્યા. એટલે એક પાસે લીમડાનું ઝાડ હતું ત્હેને છાંયે જઇને ઉભો રહ્યો અને શું કરવું તે વિશે વિચાર કરવા લાગ્યો. એવામાં એક ગરીબ કઠિયારો અને ત્હેની સ્ત્રી શરીર ઉપર ફાટયું તુટયું ફક્ત એકેકું વસ્ત્ર પ્હેરી માથે લાકડાંના ભારા લઇ ત્યાં થઇને જતાં હતાં, તે નજરે પડયાં. ત્હેમને બુમ પાડીને પાસે બોલાવ્યાં અને આ ઝાડ નીચે જરા આરામ લેવા કહ્યું. બાવાજીની આજ્ઞા ઉલંઘાય નહિં એવી સાધારણ લોકમાન્યતા તે દંપતીમાં પણ હતી, તેથી ત્હેમણે તરતજ ભારા માથેથી ઉતાર્યા અને કપાળે તથા શરીરે ચાલેલી પરશેવાની ધારા લ્હોતાં જરા દૂર આવીને બેઠાં.

જગતદાસે ત્હેમની સાથે વાતચીત કરતાં સમજાયું કે, આ દંપતીને બે છોકરાં હતાં અને તે બંને માંદાં હતાં. આમાંનું એક તો ધાવણું બાલક હતું, જેને પોતાની પછેડીનું ઘોડિયું કરી ત્હેમાં સૂવાડી બીજો છોકરો જે આઠ નવ વર્ષનો હતો, તે પણ તાવવાળો હતો ત્હેની દેખરેખ નીચે એક ખેતરમાં સૂવાડયું હતું. તથા બે ત્રણ કલાકની મહેનતે માંડ માંડ લાકડાંની બે ભારીઓ એકઠી કરીને બંને જણ વેચવા જતાં હતાં. જગતદાસે પોતાનાં બધાં કપડાં ત્હેમને આપી દીધાં અને ચાર પાંચ રૂપિયા હતા તે પણ આપ્યા. તથા એ છોકરાંને એકલાં ન રાખવા માટે ત્હેણે તે માણસને ભલામણ કરી. નિર્ધન અવસ્થામાં પણ આ સાધુ પાસેથી લુગડાં તથા પૈસા ન લેવાય તો સારૂં એમ માની તે મજુરે ઘણી આનાકાની કરી અને જ્યારે છોકરાંને માટે આપું છું એમ કહ્યું ત્યારેજ ત્હેણે તે સ્વીકાર્યું. પાસે

પૈસા આવ્યા તેથી પોતાની પત્નીને કઠિયારાએ પાછી મોકલી અને હેનો ભારો બીજે દિવસે વેચાશે તો પણ ફિકર નહિં એમ કહી, બાવાજીનો અન્તઃકરણમાં આ પતિપત્નીએ પૂર્ણ ઉપકાર માન્યો અને તે ત્રણ જણ જૂદેજૂદે માર્ગે વળ્યાં. તે સ્ત્રીને હેનાં બાલકોની દવા કરવા માટે પાસેના ગામમાં એક બાળા કરીને ભલી બાઇ રહે છે હેને ત્યાં તે લેવા જવાની પણ જગતદાસે સલાહ આપી. જગતદાસ પોતાના શરીર ઉપરનું પ્હેરણ પણ કઠિયારાને ફહાડી આપતો હતો, પણ તે લેવા તે માણસે સાફ ના પાડી, અને જણાવ્યું કે હેની કૃપાથી પુષ્કળ મળી ચૂકયું છે તથા જીવ કરતાં વધારે વ્હાલાં બાલકોને ખાવા પીવાની ઘણા દિવસ ચાલે એવી જોઇતી સગવડ થઇ છે. “ પરભુ હમારૂં હારૂં કરશે, મહારાજ ! ”

જગતદાસ આગળ ચાલ્યો. “ પ્રભુની ઇચ્છા કાંઇ અદ્દભુતજ છે. મ્હને ત્યાગની વૃત્તિ થઇ અને તરતજ સુપાત્રે દાન કરી શકાય એમ અનુકૂળતા પણ પ્રાપ્ત થઇ. પ્રભો ! ત્યારે શું હ્મને મ્હારા જેવા રંક પ્રાણિની પણ ફિકર છે ? અનન્ત કોટિ બ્રહ્માંડોમાંના એકમાંનો અણુસમ વિભાગ આ પૃથ્વી, હેમાં પણ આ ન્હાનકડો દેશ અને સ્વલ્પ ભૂમિ રોકતું આ શહેર, તથા હેનાં લાખ્ખો મનુષ્યો અને કોટ્યાન્કોટિ જીવસૃષ્ટિમાં આ મનુષ્ય શરીર ધારણ કરી જગતદાસ એવું દેહાભિમાન કરનાર સજીવ જન્તુ, હેના તરફ પણ હારી એકસરખી પ્રેમાળ દૃષ્ટિ?— અને આ કઠિયારો તથા એની સ્ત્રી ? એ પણ આ જગતદાસ કરતાં કાંઈ એ મહાન પિતાને ઓછાં કે વધતાં છે ?—એમ હોયજ નહિં. હવે આ પ્રમાણે છે તો ‘મ્હેં અમુક વસ્તુ કરી,’ એવું અભિમાન ધરનાર જગતદાસ કરતાં દુનિયાંમાં કોઇ વધારે મ્હોટો મૂર્ખ હશે ?...પ્રભો ! તું દયાલુ છે. મ્હને સન્માર્ગ દર્શાવ. હું અન્ધારામાં ફાંફાંજ મારૂં છું.! માટે પરમ પ્રેમમૂર્ત્તિ પિતા ! હારી ઇચ્છાજ મ્હારી સુવૃત્તિ બનો. ”

તે ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો ત્હેને માથે હવે સૂર્યનાં કિરણ તપ્યે જતાં હતાં, ત્હેના શરીર ઉપરનું વસ્ત્ર પરસેવાથી તદ્દન ભીંજાઇ ગયું હતું. પરન્તુ આનું ત્હેને ભાન ન્હોતું.

" દેશહિત અને લોકસેવાનો ખરો માર્ગ કીયો હોઇ શકે ?–પ્રભુએ કહ્યું છે કે ' પત્ર, પુષ્પ, ફળ, અથવા પાણી પણ મ્હને પ્રીતિ અને શ્રદ્ધાથી અર્પણ કરીશ, તો હું તે પ્રસન્નતાથી સ્વીકારીશ.' પ્રભુના દરબારમાં કાંઇ ન્યૂનતા છે ?–પણ પ્રભુ મનુષ્યોને પોતાના જેવાં જ બનાવવા માગેછે. તે આ વિના કેવી રીતે બને ?...હિન્દુસ્થાનની ત્રીસ કરોડ માણસની વસતિમાંનો મ્હોટો ભાગ જે પશુવત પોતાનું જીવન ગાળે છે, ત્હેના હિતાર્થે કાંઇ કામ ન થઇ શકે ? એ બધાં શું ખાય છે, શું પીયે છે, શું પ્હેરે છે, શું ઓઢે છે, ક્યાં સુવે છે, ક્યાં વસે છે ?–આ પ્રશ્નોનો ઉત્તર દઇ શકાય એમ છે ? શું એ પણ મનુષ્ય તરીકેના હક, ધર્મ અને ફરજો બજાવવાને લાયક નથી ? એમની જિંદગીમાં શું મનુષ્યનાં મન બુદ્ધિને વળગેલા વિકાર, વિચાર અને વાસનાઓ નથી ? એમનાં જીવનમાં શું લાગણીઓ, વૃત્તિઓ અને ભાવનાઓ નથી ?– બીજાં તવંગર વિદ્વાન–બુદ્ધિમાન બાલકોના કરતાં શું એ પ્રભુનાં બાલકો, ઓછાં છે ?–જો તેઓને પણ મનુષ્યત્વ ભોગવવા બીજાં વધારે ઉચ્ચપદપર આવેલાં માણસો જેટલોજ અધિકાર હોય, તો નિઃસંશય ત્હેમને ત્હેનું ભાન કરાવવું, ત્હેમના તે સ્થાનની લાયકાત ત્હેમનામાં ઉત્પન્ન કરવી, અને તે પદ ત્હેમને પણ પ્રાપ્ત કરાવવું,–એ પ્રયત્નના કરતાં પ્રભુને શું બીજું વધારે પ્યારૂં હોય? આપણી અજ્ઞાનતામાં આપણે એક બીજાને ચ્હડતાં અથવા ઉતરતાં માનીએ છીએ. શ્રીમન્તો–વિદ્વાનો–બુદ્ધિમન્તો–ભાગ્યશાળી મનુષ્યો સાધારણ સ્થિતિ–બુદ્ધિ–જ્ઞાન–ભાગ્યવાળાં માણસોને પોતાની સાથે સંબન્ધ યોગ્ય માનતાં નથી; આ માણસો વળી મજુર વગેરે ગરીબ હાલતના વર્ગને

ત્હેવોજ ગણે છે; અને એ લોકો અસ્પર્શ્ય ગણાતી જાતિઓનાં મનુષ્યોને અધમ ગણે છે: પરન્તુ ખરી ખુબી તો ત્યાં છે કે, અસ્પર્શ્ય કોમનાં આણસોમાં પણ ચ્હડતા ઉતરતી પંક્તિઓ છે !

પ્રભુની સૃષ્ટિ ત્હેણે આપેલા સર્વ હક એક સરખી રીતે ભોગવવાને યોગ્યતા મેળવે અને તેમ કરીને ત્હેણે આપેલા ધર્મનું પાલન કરવા પ્રવૃત્ત થાય, એમ કરવાને પ્રયત્ન કરવો, એ પ્રભુની સેવા નહિં તો શું ?–જ્યારે પાણી, પવન, પ્રકાશ, ગરમી, અને ઠંડકનો ત્હેમની કુદરતી હાલતમાં કોઇથી ઇજારો રાખી શકાય એમ નથી; નદીને કિનારે દિલ ચ્હાય એટલું પાણી પીઓ, ફરવા નીકળ્યા તો મન માને તેટલા પવનનો ઉપભોગ કરો; સૂર્ય પ્રભા અથવા ચન્દનીમાં સર્વ કામ કરી લ્યો; ટ્હાડ વ્હાય તો તડકે જઇને બેસો અને ગરમી લાગતી હોય તો શીતળ ઝાડના છાંયાનો આશ્રય લ્યો. આમાં ત્હમને એક પાઇ પણ બેસવાની છે ? અને જેમ કુદરતી સાધનોનો ઇજારો નથી, તેમ ઈશ્વિરે મનુષ્યને બક્ષીસ આપેલી વૃત્તિઓ, લાગણીઓ અને ગુણનો પણ અમુક મનુષ્યોનો ઇજારો નથીજ. પૈસો ભલે થોડાં માણસો પાસે હોય, જ્ઞાન તેથીય થોડાં પાસે હોય, અને અધિકાર એથી પણ થોડાં પાસે હોય,–પરન્તુ શરીરના, મનના સ્વભાવમાં તો સર્વ સરખાં છે. ક્રોધ, વૈર, લોભ, મદ, અને મોહ; તથા ઉદારતા, દયાળુતા, શ્રદ્ધા અને સહનશીલતા; બધાંમાં એક સરખી રીતે થોડાં વધુ પણ હોઇ શકે છે; ત્હેને માટે કોઇથી એમ નહિં કહેવાય કે આ મ્હારા પોતાનોજ ગુણ છે, બીજા કોઇથી તે લઇ શકાય નહિં ! ભય, ભાવ અને મમતા, ચિન્તા, શોક અને હર્ષ, એ પણ સર્વને એક સરખાં થાય છે;–તો મનુષ્યોનું કુદરતના રાજ્યમાં અસમાનપણું ક્યાં રહ્યું ? અને જ્ઞાન, બુદ્ધિ, અનુભવ તથા ભાવનાઓના પ્રદેશમાં જે દેખીતી અસમાનતા છે, તે પણ ઘણે અંશે દૂર થઇ શકે તેમ નથી ?—ત્હેમના અસ્તિત્વનું કારણ જે પ્રથ-

મથીજ અનુકૂળતાઓની ન્યુનતા, તે લોકોને નડે છે; અને જે વસ્તુસ્થિતિ શ્રીમાન્ અને વિદ્વાનના સંબન્ધમાં પ્રાપ્ત થાય છે, તે સર્વસામાન્ય હોય, તો અવશ્ય થોડા અપવાદોજ એવા રહે કે, જેમાં મનુષ્ય મનુષ્યની વચ્ચેના સાધારણ ગુણ સ્વભાવ તથા વૃત્તિઓમાં તફાવત જોઇ શકાય. પરન્તુ, પ્રભો ! જગતદાસ તો વિચારના ચગડોળપર ચ્હડી ત્હારી સહાય જે પ્હેલી આવશ્યક છે, તે માગવાનું પણ ભૂલીજ ગયો; એ અભિમાની માણસ ત્હારી શક્તિ સુધી પ્હોંચવાની ઇચ્છા કરવાનું સાહસ કરતો હોય તો માફ કરજે, ક્ષમા આપજે; એ દીન, અજ્ઞાન અબળ બાલક જાણતો નથી કે, **પ્રભો ! ત્હારું ધાર્યુંજ, ત્હારું નિર્માણ કરેલુંજ સર્વથા થાય છે.** પણ મ્હારા હૃદયમાં આવા વિચારજ આજ કેમ ઘોળાયા કરે છે ?—શું તે મ્હેં ઉત્પન્ન કીધા છે ?—અથવા પ્રભુની ઇચ્છા શિવાયજ આ સદ્‌વિચાર મ્હારા હૃદયને પાવન કરે છે ? ઇશ્વરની ' બલીયસી ' ઇચ્છા સર્વ રીતે ફળવતી થાઓ; જગતદાસ માત્ર ત્હેની પ્રેરણાનેજ અનુસરી ધર્માચરણ કરવામાં પોતાની બધી ફરજ પૂર્ણ થઇ માનશે. "

સંકલ્પ વિકલ્પનાં પરસ્પર વિરોધી આન્દોલનોમાં ઘુંચાયલા, બળહીન દીસતા માનવહૃદયની શાન્તિ માટે પ્રભુપ્રાર્થના એજ ઉત્તમ ઉપાય છે, વિશિષ્ટ ઔષધિ છે. નિત્યની પેઠે આજ પણ પ્રાર્થનાનો આશ્રય જગતદાસને સારૂં સાન્ત્વન આપનાર થઇ પડ્યો. સ્વસ્થ ચિત્તથી એ હવે આગળ ચાલી શક્યો.

જગતદાસ આપણે પ્રથમ જોયેલા રામજી મન્દિર આગળ આવી પ્હોંચ્યો. પાવડીઓ ત્હેની બગલમાં હતી. મન્દિરના બાવાજી પાસેથી બાલાભાઇના મકાનની માહીતી મેળવી, ગાંજાની એકાદ ચિલમ ઉડાવવાને મળેલું સપ્રેમ આમન્ત્રણ ઉપકાર સાથે નાકબુલ કરી, ત્યાંથી આગળ ચાલ્યો. અને જતે જતે પાવડીઓ તે મહારાજની સેવામાં અર્પણ કરતો ગયો.

### ૬. લોકવૃત્તિ વળે છે.

જગતદાસને ફક્ત એક પંચીયું અને એક પ્હેરણ પ્હેરીનેજ આવતો જોઇ, બાલાને બહુ આશ્ચર્ય લાગ્યું; પરન્તુ ત્હેના આવવાથી તે ઘણીજ ખુશી થઇ. કારણ કે તે મુગે મ્હોયે સર્વ કર્તવ્ય યથાશક્તિ કર્યે જતી હતી, છતાં ત્હેને કોઇ દિવસ એકલી નહિં રહેલી હોવાથી, આમ ર્‌હેવું મુશ્કેલ લાગતું હતું. અને ત્હેમાં પણ હવે તેઓ જૂદાં પડ્યાં હતાં તેથી ત્હેને નવીનબાળુના પ્રીતિપરિચયની ન્યૂનતા બહુ સમજાતી હતી. રૂખી અને વસન્તી ઘણું ખરૂં ત્હેની પાસેજ ર્‌હેતાં, અને એક બે ખ્રિસ્તી બાલિકાઓ પણ દવાનું કામ શીખવા ત્હેની પાસે આવતી; છતાં પણ તેઓનો સહવાસ નવીનચન્દ્ર, આનન્દલાલ, અથવા જગતદાસના જેવો સંસ્કારી અને મંજુલ, સુલોચના અથવા ઇન્દિરાના જેટલો આનન્દન થઈ ન પડે એ સ્વાભાવિક હતું. અને છેવટ છેવટમાં તો બાલા અને નવીન ઘણોખરો સમય સાથેજ ગાળતાં. એકજ પ્રકારનાં સત્કાર્યમાં ત્હેમનું મન પ્રેરાયલું હતું, એકજ પ્રકારની ભાવનાઓથી તેઓ કામ કરતાં હતાં, અને એકજ વિચારથી ત્હેમનું વર્તન થતું હતું: આ ત્હેમનું કુદરતી જીવન ઐક્ય,–ત્હેમનો લાંબો સહવાસ, હૃદયનું એકજ માર્ગે વહન અને સ્વભાવનું એક સરખાપણું,–એને લઇને હતું. બાલાને ત્હેના આ એકાન્તવાસમાં પોતાના જીવનપ્રવાહની ગતિમાં કંઈ અસાધારણ ન્યૂનતા આવી ગઈ ન હોય એમ ભાસતું. આ કારણોથી જગતદાસનું આગમન ત્હેને બહુ આનન્દન અને પ્રોત્સાહક થઇ પડ્યું.

બીજું પણ એક કારણ હતું અને તે વાજબી હતું. નિર્મળ બાલા એવી અનુકૂલતાઓમાં ઉછરી હતી, એવા પ્રકારની વસ્તુસ્થિતિમાં ત્હેણે આખું જીવન ગાળ્યું હતું, કે ત્હેના મ્હોમાંથી પડતો દરેક શબ્દ

તે સાંભળનારને આજ્ઞા સમાન થઇ પડતો. એના પિતા, નવીનબાબુ, એના ઘરનાં માણસો, એનાં સ્નેહીઓ, એનાં ઓળખીતાં મનુષ્યો,– સર્વમાં, જ્યાં તે કાંઇ પણ વસ્તુ કહેતી, ત્યાં તે સર્વમાન્ય થઇ પડતી. તે એવી રીતે ઉછરી હતી કે ત્હેને કોઇનો કટુ શબ્દ સાંભળવો પડ્યો ન્હોતો, ત્હેને કોઇની અપ્રીતિનું સ્વપ્ન પણ થયું ન્હોતું પણ અહિં આ ગામમાં–જે લોકોનું હિત કરવા તે પૂર્ણ અંતઃકરણથી ચ્હાતી હતી, તેઓમાં ત્હેનું જરા પણ માન સચવાયું ન્હોતું, કદિ કદિ અપમાન પણ થતું હતું, લોકો ત્હેને ગાળો દેતા ત્હેણે સાંભળ્યા હતા; અને ત્હેને અનેક પ્રકારની એકાન્ત જીવનની મુશ્કેલીઓ અહિં નડી હતીઃ આથી તે સ્વાભાવિક રીતે હૃદયમાં બહુ વેદના પામતી હતી. અને જો ત્હેનું સંકલ્પબળ દૃઢ ન હોત તો ક્યારનીયે એ બધું ત્યજી દઇ પાછી શહેરમાં જતી રહી હોત. જગતદાસના આવ્યાથી એક પરમ મિત્રનો સહવાસ પાછો શરૂ થયો, એટલુંજ નહિં પણ લોકના તિરસ્કાર, અને અપ્રીતિની સામે જાણે તે એક ઢાલરૂપ ન બન્યો હોય એમ ત્હેને ભાસવા લાગ્યું; અને તેથી ત્હેની મનોવ્યથા પણ પ્રમાણમાં ઓછી થઇ.

જગતદાસ અનેક રીતે ત્હેને ઉપયોગી થઇ પડ્યો. રૂખી અને વસન્તીને ત્હેમનું કલ્યાણ કરવું હોય તો નિયમિત અને સારી કેળવણી આપવી જોઇએ એવો બાલાના મનમાં ઘણા દિવસથી વિચાર હતો, ત્હેને અમલમાં મૂકાવનાર પણ તે હતો. જગતદાસ ખ્રિસ્તીઓના વાસમાં એક નવીશાળાની ગોઠવણ કરવામાં આવી હતી તે જોવા ગયો અને ત્યાંના શિક્ષકને મળી આ છોકરીઓને દરરોજ બપોરના બેથી સ્હાંજના પાંચ સુધી અભ્યાસ કરવાનું બની શકે એવી ગોઠવણ કરતો આવ્યો. પ્રભુદાસની ખ્રિસ્તીઓ અને અન્ય મનુષ્યો બહુ પ્રશંસા કરતાં

હતાં; અને નિર્મળબાલાને પણ ત્હેની સાથે વાતચીત કરવાની ઇચ્છા હતી. પરન્તુ બહુધા તે શહેરમાં રહેતા; અને કોઇક દિવસ બપોરે આવી, સ્હાંજે પાછો જતો હોવાથી, હજી તેમ બની શક્યું નહિં હતું. છતાં જગતદાસ પણ એને મળી આવ્યા પછી એની સુશીલતાનાં બહુ વખાણ કરવા લાગ્યો હતો અને ક્હેતો હતો કે ખ્રિસ્તી શાળાઓમાં એવા શિક્ષકો મળે તો તે નિશાળોની પરીક્ષાઓનું ઉત્તમ પરિણામ આવે એમાં કાંઇ શક નથી. ત્હેણે હવેથી દરરોજ શીખવવા આવવાનું પણ કબૂલ કીધું હતું. આવા સુયોગ્ય મહેતાજીની પાસે રૂખી અને વસન્તીને ભણવા મૂકયા માટે બાલાને સર્વ રીતે સંતોષ થયો.

જગતદાસના આવ્યા પછી નિર્મળબાલાને અનેક રીતની અનુકૂળતા થઇ હતી. તે ત્યાગી હતો અને ભગવા વેશમાં ફરતો; એટલે ગામના લોકો સ્વાભાવિક રીતે ત્હેને માન આપતા. તે દિવસે અને રાત્રે ગમે ત્યાં પડી રહેતો, તેથી લોકોના મનમાં એમ પણ થવા ન પામ્યું કે, એ બાલાબાઇનો સલાહકાર અથવા મિત્ર છે. પરન્તુ જયાં ત્યાં થતી વાતોમાં ધીમે ધીમે ત્હેણે–પોતે બાલાને ઘેર ઉતરેલો હોવાથી,–ત્હેની સુજનતા, ત્હેના હેતુની નિર્મળતા, ત્હેના હૃદયની ઉદારતા એ સદ્ગુણોનો જાણે પોતાને તાજો અનુભવ થતો હોયની એમ ક્હેવા માંડયું. આને લીધે 'નવી દાક્તરણ' તરફની સદ્વૃત્તિ પાછી લોકોમાં સચેતન થવા લાગી. બીજું પણ એક સત્કાર્ય તે કરી શકયો. રામજીમન્દિરનો બાવો બાલાને મકાને રાતે સૂતો તથા વખતે ત્યાંજ પ્રસાદ પણ લેતો; તેથી ત્હેનો અતિથિ થઇને ગામમાં એક બાવો આવ્યો હતો, ત્હેણે લોકોના કાન ભરવા માંડયા હતા. કારણ કે આ મહારાજને ખશેડીને મન્દિરનો પૂજારી પોતે થવાને તે ઘણો ઉત્સુક હતો. વૈદ અને ગોર

તથા એમના વિચારને સંપૂર્ણ અનુમતિ આપનાર માણુસોને આ યોજના પસંદ પડી હતી અને કાંઇ બ્હાનુંજ ફક્ત તેઓ શોધતા હતા. થોડો સમય થયાં તો બંને બાવાજીઓને ઉઘાડી દુશ્મની પણ થઇ ચૂકી હતી; અને મૂળ બાવાને કયારનોયે ખશેડી પણ દીધો હોત, પરન્તુ જૂઠાભાઇ ભાટિયાની સલાહ પ્રમાણે ચાલનારાં માણુસો, જેઓ એની પાસેથી દાણા અને રૂપિયા લઇ જીંદગી તથા ધંધો નભાવતાં હતાં, તેઓ કાંઇ કારણુ મળ્યા શિવાય–સહસા તેમ કરવાને તૈયાર ન્હોતા;–તેથીજ ત્હેની વિરુદ્ધ હજી પગલાં ભરવામાં આવ્યાં ન્હોતાં. ભાટિયાની મા દીવાળીમાની પણ નવો બાવો ખુશામત તો બહુ કરતો; પણ એ બાઇ પોતાનું હિત સારી રીતે સમજતી હતી, અને હવે તો કોઈ કોઇવાર નિર્મળબાલા પાસે જંતી આવતી પણ હતી. ગામના કેટલાક માણુસો નવો વાણિયો બોલાવવાની, નવા માણુસને ત્યાંથી માલ તથા સરસામાન લાવવાની વાતો કરતા હતા, પણ એમાં કાંઇ વળે તેમ ન્હોતું; કારણુકે ભાટિયો એટલો બધો જામી ગયેલો હતો કે, ત્હેને ખશેડતાં ઘણીજ મુશ્કેલી પડે તેમ હતું, અને તે એવો ડાહ્યો માણુસ હતો કે ગામના અર્ધા કરતાં વધારે ભાગ ઉપર ત્હેની લાગવગ પ્હોંચી વળની હતી.

નિર્મળબાલા અને જગતદાસ લોકહિતાર્થે અનેક યોજનાઓ વિચારતાં. આમાં તેઓને હરિકથાઓથી કામની શરુઆત કરવી, એ ઉપયોગી જણાયું. જગતદાસે આસપાસનાં ગામડાંમાં ફરી કથાકિર્તન કરવું અને ત્હેમાં “ મેજિકલેન્ટર્ન ” અથવા એક ન્હાનકડા ‘ સીનોમેટોગ્રાફ ’ ( દીવાના પ્રકાશમાં મૂકેલાં ચિત્રો પડદા ઉપર મ્હોટાં તથા હાલતાં દેખાડનાર યન્ત્રો ) ની મદદથી લોકોની બુદ્ધિ જાગ્રત કરવા માંડવી, એ પ્રયાસ પ્રથમ કરવાનું ઠર્યું. અને હાલ થોડા વખતને

માટે જ્યાં સુધી બાલા તરફની ગામનાં માણસોની અપ્રીતિ ઓછી ન થાય ત્યાં સુધી હેણે આમાં ભાગ ન લેવો, એમ પણ તે બંનેયે વિચાર્યું. જગતદાસે ખ્રિસ્તી ધર્મ સંસ્થાનું એક ' સીનેમેટોગ્રાફ ' યન્ત્ર શહેરમાંથી પ્રભુદાસ દ્વારા મંગાવ્યું અને મૈયામન્દિરના શિક્ષણ વિભાગમાં હિન્દુ ધર્મને લગતાં તથા વિજ્ઞાનના વિષયોનાં ચિત્રો હેનેજ માટે ખાસ તૈયાર કરાવેલાં હતાં તે પણ મેળવ્યાં. આ રીતે કામ શરૂ કીધું. અને થોડા જ સમયમાં લોકોનાં ટોળે ટોળાં જગતદાસનાં વ્યાખ્યાન સાંભળવા કરતાં આ જાદુના ખેલ જોવાને વધારે આવતાં, હેની ઉપર પણ સારી અસર થયા વિના ન રહી. જગતદાસ પાઇ પણ લીધા શિવાય ખેલ બતાવતો હતો. અને રામલીલાઓમાં શીખું અને આરતી સમયે પૈસા વગેરેની જે માગણીઓથી ગામડિયાઓ પરિચિત હતા, હેવું આ વ્યાખ્યાનોમાં કાંઇજ ન હોવાથી સ્વાભાવિક રીતે હેના તરફ લોકોની પ્રીતિ વધવા લાગી; અને તેથી ખેલ અથવા વ્યાખ્યાન ન હોય તે દિવસોએ પણ અવકાશને સમયે, જગતદાસનાં દર્શન કરવા હેની પાસેથી બોધ લેવા, પોતાની વિપત્તિઓમાં સલાહ મેળવવા, ધર્મકાર્ય વૃત્તિમાં યોગ્ય માર્ગની સમજણ પ્રાપ્ત કરવા, ધીમે ધીમે તે જ્યાં હોય ત્યાં લોકો હવે આવવા લાગ્યા. બાલાના દવાખાનામાં હવે વધારે વધારે મનુષ્યો એકઠાં થવા માંડ્યાં, કારણકે ત્યાં આવનારાં માણસો પોતાના શરીરના વ્યાધિ અને દર્દની વાતો પણ કરતાં. આમ થતું ત્યારે જગતદાસ ઔષધ લેવાની સલાહ આપતો અને બાલાને તે રોગનું નિવારણ કરવા વિનંતિ કરતો. આમ હેની વિરુદ્ધની લોકવૃત્તિનું પૂર પાછું વળવા લાગ્યું અને નિર્મળ બાલાને એમ સમજાયું કે ખરૂં કામ કરવાનો આજ સમય છે. જે સત્કાર્ય માટે હેણે સત્યાગ્રહ રાખીને પ્રયત્નો ચાલુજ રાખ્યા હતા તે સફળ થવાનો સમય હવે સમિપ આવવા લાગ્યો. કારણ પ્રેમને વશ શું થતું નથી ?

### ૭. એમને વશ શું થતું નથી ?

લોકવૃત્તિ ધીમે ધીમે આમ વળવા લાગી હતી, નિર્મળબાલા વિરુદ્ધની ગામ લાગણી કાંઇ કાંઇ દિન પર દિન ઓછી થવા માંડી હતી, એવામાં એક એવો બનાવ બન્યો કે જેણે વસ્તુસ્થિતિમાં મહાભારત ફેરફાર કરી નાંખ્યો. સામાન્ય રીતે નિર્મળબાલા યોજનાઓ કરતી અને જગતદાસ ત્હેને યથાશક્તિ અમલમાં મૂકતો. ' સિનેમેટોગ્રાફ ' (જીવતાં અથવા હાલતાં ચિત્રો)ના પ્રયોગ સાથે વ્યાખ્યાનો કરવા માંડયા પછી, જગતદાસની કથાઓ સ્વાભાવિક રીતે બહુ લોકપ્રિય થવા લાગી હતી. અને તે સાંભળવાને પાંચ પાંચ ગાઉ ફરતાં ગામડાંનાં માણસો હવે આવવા માંડયાં હતાં. ઉમંગરામ અને મન્દિરના બાવાજી તથા ગામના એક બે ઉત્સાહી યુવાનોની સહાયથી ત્હેણે એક ભજનમંડળી પણ ઉભી કરી હતી, જેમાં લોકો બહુ રસથી ભાગ લેતાં. અઠવાડિયામાં એક બે વાર જૂદાં જૂદાં ગામડાંમાં પણ તે ફરવા જતો આ શુભ પ્રયાસોનું ઘણું સુન્દર ફળ આવવા લાગ્યું અને નિર્મળબાલાને પણ એ પ્રમાણે વધતી જતી લોકપ્રિયતામાં ભાગ મળવા લાગ્યો હતો.

એક દિવસ રાતના આઠેક વાગે "દુનિયાંની શરૂઆતમાં લોકોએ જ્ઞાન કેવી રીતે મેળવ્યું ?"—એ વિજ્ઞાનના વિષય ઉપર વ્યાખ્યાન આપવાનું નક્કિ કીધું હતું. હમ્મેશના રિવાજ મુજબ નિર્મળબાલાએ એક કથા જોડી કહાડી હતી અને જગતદાસ કથાકારનું તથા ઉમંગરામ ચિત્રો ફેરવવાનું કામ કરતા હતા. લોકોને પ્રથમથી આજના ભાષણની સુરસિકતા વિશે બહુ કહેવામાં આવેલું હોવાથી, ઘણે દૂરથી પણ સ્ત્રી પુરૂષો તે સાંભળવા—જોવાને આવ્યાં હતાં; એટલુંજ નહિં, પણ અગાઉથી કરી રાખેલી વ્યવસ્થા મુજબ ખ્રિસ્તીઓનાં માણસોને બેસવાને પણ બંદોબસ્ત ગોઠવણ કરી રાખેલી હતી, જ્યાં તેઓમાંનાં ઘણાં

ખરાં આવીને બેઠાં હતાં. બાળકોની વાંચનમાળામાંની જાણીતી "ત્રણ દૈત્યો" વાળી વાર્તા ઉપરથી 'ચાર દૈત્યો' એ નામથી આ કથા-ની યોજના કરવામાં આવી હતી; અને હ્‌નાંજ ચિત્રો મંગાવી રાખે-લાં તે બતાવવાનો આજ પ્રયોગ હતો. નિર્મળબાલાએ પોતાની ઓ-શરીમાં અને આસપાસ જ્યાં જ્યાં સગવડ હતી ત્યાં લોકોને બેસ-વાની, તથા સર્વ રીતની અનુકૂળતા બધાંને કરી આપી હતી. ખ્રિસ્તીઓ-માં પણ જઇને હ્‌મને જોઇતી વસ્તુઓ મોકલી આપવાની વ્યવસ્થા હ્‌ણે કીધી હતી. પ્રભુદાસ ( નવો શિક્ષક ) જેને તે જોવા-મળવા માગતી હતી, અને જે રૂખી તથા વસન્તીનો અભ્યાસ આગળ વધા-રવામાં બહુ ઉપયોગી થઇ પડ્યો હતો,-તે જો સારો માણસ હોય, અને સાંભળવા મુજબ તે ખ્રિસ્તી નહિં હતો-તો વસન્તીનું લગ્ન-કદાચ હ્‌ની સાથે કરાવી શકાય, એ વિચાર હ્‌ના મનમાં કેટલાક સમયથી મૂર્ત્તિમાન થવા લાગ્યો હતો. પ્રભુદાસને શહેરમાં બીજી નોકરી પણ હોવાથી, હ્‌ને મળવાનું નિર્મળબાલાને હજુ બની આવ્યું ન્હોતું; પરન્તુ તે પણ આજ આવવાનો હતો, એમ હ્‌ની શાળાની એક બે બાલિકાઓ વાત કરતી હતી.

વિજ્ઞાનના સામર્થ્યનું દર્શન કરાવતી 'ચાર દૈત્યો' ની કથા ચિત્રો સાથે શરૂ થઇ. 'ઉદકપ્રવાહ' ( વ્હેતા પાણી ) નું બળ દુનિયાંના આરંભ કાળમાં લોકોએ કેવી રીતે ઉપયોગમાં લીધું, તે બતાવ્યા પછી, 'વાતપ્રવાહ' ( પવન )ની મદદથી કેવાં સારાં અને અગત્યનાં કામો જગત્‌માં થઇ શક્યાં તે પણ સમજાવવામાં આવ્યું. આ બે દૈત્યો વશ થયા છતાં જન સમાજની ગતિ જે ઘણી મન્દ મન્દ હતી, હ્‌માં ચેતન મૂકતો 'વરાળિયો' ( વરાળ યન્ત્ર ) દૈત્ય પણ લાંબે કાળે અને બહુજ સમિપના સમયમાં અન્તે કબજામાં આવ્યો.

વશમાં રાખીને કામ લેનારને આખી પૃથ્વી સ્વાધીન કરી આપે, એવા આ ત્રણે દૈત્યોને તાબે કર્યા પછી પણ માનવ બુદ્ધિ અટકી નહિં. હેણે એક ભયંકર રાક્ષસીને મહા પ્રયાસે કેદ કીધી અને ધીમે ધીમે ત્હેને પોતાની કાર્ય ધુરામાં નાંખી. આ રાક્ષસી વીજળી હતી. આમ થયા પછી પેલા ત્રણ રાક્ષસો કરતાં પણ વધારે બળ, વધારે પ્રકાશ, વધારે ગૌરવ, ત્હેણે એકલીએ આપવા માંડયાં; અને આશ્ચર્ય પામેલી દુનિયાં તો ત્હેના દિન પર દિન પ્રત્યક્ષથ યે જતી ઉપયોગિતાના અવ-નવીન ચમત્કારો ઉપરજ પોતાના નિત્યજીવનના વ્યવહાર અર્થે વધારે વધારે આધાર રાખવા લાગી હતી. તારનાં દોરડાં મારફતે દુનિયાંના દૂરમાં દૂર છેડા સંધાયા પછી, દોરડાંની મદદ વિના પણ મનુષ્યોએ હવે એક બીજાની સાથે સંબન્ધ અને વાતચીત શરૂ કરવા માંડયાં હતાં, ત્હેનું ચિત્રદર્શન બહુ મનોહર અસરકારક રીતે કરવામાં આવતું હતું.

એટલામાં ગામના દૂરના બાગમાંથી મ્હોટા ભડકા જણાવા લાગ્યા; અને લોકો ' શું છે ? ' અને ' આગ કયાં થઇ ?'ની બુમો મારતા આમથી તેમ દોડમદોડા કરવા લાગ્યા. થોડા વખતમાં તો જૂડા-ભાઇ ભાટિયાનું છાપરૂં આખું ભડભડ સળગવા માંડયું અને જોત-જોતામાં અગ્નિનો ભડકો ચારે તરફ પ્રસરવા લાગ્યો ! એટલું સારૂં હતું કે, પવન બહુ ન્હોતો. પણ ગામડાંનાં મકાનોમાં સામાન્ય રીતે અગ્નિ-પોષક વસ્તુઓ ઘણી હોય છે; છાંપરાં, ભીંતો અને બારી બારણાં સઘળાં એવી તરેહનાં હોય છે કે તે તરતજ સળગી ઉઠે છે. તથા ઘણું ખરૂં છાપરાં ઉપર છાણાં, અડાયાં, રાડાં, તથા કાંટા ભરેલાં હોય છે, તેથી અગ્નિને વધતાં વાર લાગતી નથી. અહિં પણ થયું તો એમજ; પરન્તુ આજ આ ગામમાં લોકસમૂહ જે કથા સાંભ-

ળવાને એકઠા થયો હતા, તે ત્વરાથી મદદે દોડી ગયો. ભીડંભીડા અને કચરાકચરીમાં કઇંક માણુસોને વાગ્યું પણુ ખરૂં. પણુ આમ સહાય વ્હેલી અને જબરી મળી આવી, તેથી આગ ચોતરફ ફેલાતાં રોકાઇ; નહિં તો થોડી વારમાં તે આખું ગામ સ્વાહા કરી દેત, એમાં કાંઇ શક નહિં હતો. બીજી પણુ એક બહુ અગત્યની મદદ આ સમયે વખતસર આવી પ્હોંચી.

ગામડાંઓમાં આગ બુઝાવવાનાં યંત્રો હોતાં નથી, અને હોય તો તે ઉપયોગી થતાં નથી. કારણુ કે ઘણાં ગામોમાં જ્યાં એવા સંચા હોય છે ત્યાં પણુ તે વખતસર કામમાં આવી શકે એવી સુવ્યવસ્થિત સ્થિતિમાં ભાગ્યેજ રાખવામાં આવેલાં હોય છે ! અર્થાત્ આપણા લોકોને સાધારણુ રીતે, ચાલુ જમાનામાં બીજા દેશનાં મનુષ્યો જે સુખસગવડ ભોગવવાનાં સાધનો પ્રાપ્ત કરે છે, ત્હેની ઉપયોગિતા કાંતો બરોબર સમજાઇ નથી અથવા તે તરફની આવશ્યક સાવધાનતા રાખવાનું જ્ઞાન નથી, એમાં કાંઇ શક નથી. આ ગામમાં તો શું, પણુ આસપાસનાં કોઇ ગામોમાં પણુ આગ બુઝાવવાનો સચો ન્હોતો; અને બીજે ઠેકાણે હોય તો પણુ શું ?—દાખલા તરીકે શહેરમાંથી મંગાવે તો આવે તેમ હતું; પણુ તે આવે તે પ્હેલાં તો આગ બધું ગામ સાફ કરી નાંખે, એમાં કાંઇ નવાઇ જેવું ન્હોતું. પરન્તુ આ ગામની પાસે જે ખ્રિસ્તી લોકના વાસ આવેલા હતા, ત્હેમના હિતાર્થે એક પાદરી સહેબે એવું યન્ત્ર થોડા વખત ઉપર મોકલી આપેલું હતું, જેનો ઉપયોગ દરરોજ ફૂલ ઝાડને પાણી પાવામાં અને પ્રસંગોપાત્ત આગ છાંટવામાં પણુ થઇ શકે એમ હતું. પ્રભુદાસને શહેરમાંથી આવતાં વિલંબ થવાથી તે અને એક ખ્રિસ્તી જે ત્હેની સાથેજ જતો આવતો હતો, તેઓ આજની કથા સાંભળવાને નીકળ્યા અને એવા-

માંજ દૂરથી પેલા ભડકા ત્હેમની નજરે પડયા. આગ લાગેલી હોવાની ત્હેમને ખાત્રી થવાથી તેઓ તરતજ પાછા ફર્યા અને વાસ સાચવવાને રાખેલ પૈકી બે ત્રણ માણસોની મદદથી બંબો ગામમાં ખેંચી લાવ્યા. અત્યાર સુધીમાં નુકશાન થવાનું તેતો થઇ ચૂકયું હતું, છતાં આગ બુઝાવવાનો સંચો આવ્યા પછી થોડીવારમાં તે ઓલવાઇ ગઇ. પણ આગ ઓલવવાનું કામ આ પ્રમાણે ચાલતું હતું એવામાં લોકોમાં ધમાધમી અને બુમરાણ મચી રહ્યું હતુ. અગ્નિની ધાસ્તી, પાણી છાંટવાની ધમાલ અને લોકોની ન્હાસભાગ કરવાની ઉતાવળને લીધે કંઇક બૈરાં છોકરાં ચગદાઇ ગયાં, તથા કંઇક વૃદ્ધ જનોને ઇજા થઇ. આ બધું જ્યાં સુધી આગ બુઝાઇ ન્હોતી ત્યાં સુધી તો જણાયું નહિં, પણ પછી ઘણાં માણસોને ઇજા થઇ હતી, એમ સમજાયું.

નિર્મળબાલાને પણ કોઇનો ધક્કો વાગ્યો હતો તેથી પડી જઇ, એક ઝાડના ઠુંઠા સાથે ત્હેનું માથું અથડાઈ ત્હેમાંથી લોહી નીકળવા લાગ્યું હતું, પણ તે લૂછતી લૂછતી ઘણી વેદના થતી હતી છતાં, એક રૂમાલથી પાટો બાંધી, ઇજા થયેલાં મનુષ્યોની સારવાર કરવા તથા કોઇ આડા અવળા માર્ગોમાં પડી રહ્યું ન હોય ત્હેની તપાસ કરવાની વ્યવસ્થા કર્યે જતી હતી. એટલામાં ગામનો મહેતાજી અને એક ખ્રિસ્તી યુવાન જે ત્યાં આગ થઇ સાંભળીને દોડી આવ્યા હતા તેઓ ત્હેની પાસે આવ્યા; અને ત્હેને જરા આઘે બોલાવીને ' આ બધું કારસ્તાન હરગોવિન્દ વૈદ્ય અને દીપાપગીનું છે અને તે બંનેની વચ્ચેની વાત મહેતાજીએ છુપી રીતે સાંભળી છે, તેથી પુરાવાની પણ કાંઇ હરકત નહિં આવે ' એમ જણાવ્યું. વસંતી અને રૂખીને હેરાન કરવાનું તોફાન થયા પછી, પ્રભુદાસે પોલીસના મુખ્ય અમલદારને સઘળી હકીકત ઝાહેર કીધી હતી, જે ઉપરથી ત્હેણે દરેક બાબતમાં નિર્મ-

ળબાલાની ઇચ્છા–અનુકૂળતા મુજબ વર્તવાની તથા ત્હેનું જરૂર પડે તો રક્ષણ કરવાની માણુસો ત્યાં વસતા ખ્રિસ્તીઓ તથા આસપાસનાં ગામના પોલીસનાં થાણાંવાળાઓને ખાસ ભલામણ કરી હતી. આથી મદદ તરત મળી શકે તેમ હતું. પરન્તુ નિર્મળબાલાએ ત્હેને જવાબ દીધો, " ભાઈ ! જો આ દુષ્ટ કૃત્ય કરનાર માણસોની સામે આપણે કાંઇ કાયદેસર પગલાં હાલ ભરીશું, તો જે શુભકામ અમે શરૂ કર્યું છે, ત્હેનો અન્ત આવે; અને લોકો દોષિત ગુન્હેગારોને પણ વિરુદ્ધ પક્ષનાં કાવતરાંનાજ ભોગ થઇ પડેલા માને. બીજું આવા ઇલાજ લેવા માટેનો ઘણો દોષ ત્હમારા ખ્રિસ્તીઓના વાસ ઉપરજ આવશે. માટે જુવો, હજી જરા રાહ જુવો. મ્હને શ્રદ્ધા છે અને મ્હારા અન્તઃકરણમાં ખાત્રી છે કે આપણે લોકવૃત્તિને નક્કિ વશ કરી શકીશું. માત્ર આપણો સંકલ્પ સામા મનુષ્યના વ્હેમો અને અજ્ઞાનતા તોડી નાંખે, એટલો દૃઢ જોઇએ. **પ્રેમ સર્વદા વૈર ઉપર વિજય પામે છે,** એ શાસ્ત્રનાં વચન પ્રમાણે ન વર્તીએ તો તે ફક્ત ' પોથીમાંનાં રીંગણાં ! ' એના જેવુંજ થયું ને ?–માટે, ભાઇ ! થોડો સમય હજી પસાર થવા દો, આપણે અવશ્ય વિજય પામીશું અને આ મેંમાંથીજ આપણી ઉચ્ચ ભાવનાઓ અમૃતઝરણી વ્હેવી શરૂ થશે. માટે જરા વધારે વખત રાહ જુવો; અને પ્રભુપર શ્રદ્ધા તથા આપણા સંકલ્પબળ માટે સન્માન રાખો. "

મ્હેતાજી અને ખ્રિસ્તી બંને જણને આવો નિશ્ચય અસ્થાને લાગ્યો. 'ગામડાંનાં માણુસો તો ચાબૂકથીજ પાંશરાં થાય, એમને ' ભાઇ, બાપુ, ' ન જોઇએ,' એમ આગ્રહ કરી કરીને એમણે ઠસાવવા માંડયું; અને એમ પણ કહ્યું કે એ વદ, ગોર અને પગીને જ્યાં સુધી ગામમાંથી હાંકી ફ્હાડવામાં નહિં આવે ત્યાં સુધી શાન્તિ

થવાની જ નથી. હેમનું આ ભાષણ હજી અટકત નહિં પણ એટલામાં ગામનાં લોકો જેમને વાગેલું, જેઓ દાઝેલાં, તથા જેમને કચરાવાથી ઇજા થયેલી હતી તે બધાંને ધીમે ધીમે લાવવા માંડેલાં જોઇ, નિર્મળબાલા 'આ બાબત વિશે સ્હવારે ફરીથી વિચાર કરીશું' કહી, તે સર્વની સારવારમાં પડી. પરન્તુ પ્રભુની ઇચ્છા એમજ હશે કે સ્હવારમાં ફરીથી વિચાર પણ કરવો ન પડે, તેથી જે બે ત્રણ માણસોને ખાટલામાં નાંખીને લાવ્યા હતા, હેમાંનો સખ્તમાં સખ્ત જખમી થયેલ, બેભાન થઇ ગયેલો, અને સહુથી પ્હેલી સારવારની જરૂરવાળો માણસ હરગોવિન્દ વદ પોતેજ હતો, હેના માથા ઉપર સળગતી પાટડી પડી હતી અને હેને ઇજા પણ ઘણી થઇ હતી.

નિર્મળબાલા, જગતદાસ અને ઉમંગરામે ઘણા વખત સુધી કામ કર્યાં કર્યું. પ્રભુદાસ, ગામની નિશાળનો મહેતાજી અને એક બે ખ્રિસ્તીઓ બળી ગયેલાં મકાનોની દેખરેખ રાખવામાં તથા ફરી ફરીને સળગી ઉઠતી વસ્તુઓ છાંટવામાં રોકાયલા હતા; અને સઘળા દર્દીઓને મલમપટા વગેરે જરૂરની સારવાર લગભગ પૂરી થવા આવી હતી. વૈદ પણ શુદ્ધિમાં આવ્યો હતો અને વેદના ઘણી થતી હતી છતાં તે નિર્મળબાલાનો આમ પોતાને તરત સ્નેહપૂર્ણ મદદ કરવાને માટે અન્તઃકરણથી ઉપકાર માનતો હતો. ગામના લોકો પણ આ ખ્રિસ્તીઓના વાસ સમિપમાં હોવાની કિંમત બરોબર આજ જ સમજ્યા. પરન્તુ બાલાએ ગામ લોકોને થયેલું નુકશાન પણ કોઇ ધર્માશ્રમમાંથી અપાવવાનું જણાવી, તથા સંપૂર્ણ દિલથી દરેકની સારવાર કરીને રોતાં કકળતાં મનુષ્યોને જ્યારે સર્વ રીતે શાન્ત–સ્વસ્થ કીધાં, ત્યારે હેને માટે તો પ્રજા સમૂહની લાગણી એટલી બધી ઉભરાવા લાગી કે જો તેઓને વધારે વખત મળ્યો હોત તો જરૂર તેઓ હેને

માતાજીનો અવતાર ગણીને તેને તે સમયે પૂજત. લોકોને ઘણી 'ના, ના'કહ્યા છતાં તો તેઓએ તો હેને પગે પડવા માંડયું હતું, અને પોતાનાં બાલકોને પગે લગાડી હેની આશીષ માગવા માટે સ્ત્રીઓની ભીડ તો શરૂ થઇ ગઈ હતી; પણ એટલામાં બાલા પંડેજ જમીનપર ઢળી પડી !—હેને માથા પર થયેલો ઘા ત્રમતો હતો, અને હેમાં રાત્રિમાં ઘણા સમય સુધી ઘર બ્હાર ઉભાં રહીને તથા ઇજા થયેલાં મનુષ્યોની સારવાર કરીને તે તદ્દન થાકી ગઇ હતી. એવામાં તે ઉભી હતી ત્યાં પાસે આવીને રૂખીએ હેના કાનમાં જણાવ્યું કે, "બાઇ! હમે પૂછતાં હતાં તે પ્રભુદાસ માસ્તર આવ્યા છે."

બાલાએ તે તરફ નજર કરતાં, પ્રભુદાસની અને હેની નજર એક થઇ. હેના મ્હોં ઉપર આશ્ચર્ય, આનન્દ અને ઉત્સાહનો આવેશ એકાએક સ્ફુરી આવ્યો. હેની આંખોમાં પ્રીતનું કિરણ ઝળકવા માંડયું. હેના વદન ઉપર અન્તરનો ઉલ્લાસ જાણે સંક્રાન્ત થયો હોયની એમ ભાસવા લાગ્યું. હેના મુખમાંથી "નવીન બાબુ ?" એટલાજ શબ્દો નીકળી ગયા, અને થાક તથા વેદનાથી કલાન્ત થયેલું હેનું શરીર, સાનંદાશ્ચર્યથી મુગ્ધ થયેલું હેનું મન પણ બળહીન થયું કે તરતજ, ભૂમિપર સહસા ઢળી પડયું ! જગતદાસ હેને ઉચકી લેવા આવતો હતો, પણ એ આવી પ્હોંચે તે પ્હેલાં, તો નવીનચન્દ્રે પાછળથી બાલાને પડતે પડતે હાથ ઉપર ઝીલી લીધી અને હેને અંદર લઇ જઇ એક કોચ ઉપર સૂવાડી.



# પ્રકરણ ૬ ઠું. અન્ધકારને શરણે.

## ૧. મૃત્યુશૈયા.

દરવર્ષે હિન્દમૈયાનાં કેટલાં આશા ભર્યાં, ભવિષ્યવન્તાં બાલકો અકાળ મરણનો ભોગ થઇ પડે છે, ત્હેની ખરી સંખ્યા અને સાચાં કારણો શોધવા કોઇ તસ્દી લે છે ? ઊંચી કોમોમાં ખાસ કરીને બાલિકા અને યુવતીનાં મૃત્યુનું પ્રમાણ દિન પર દિન વધતુંજ ક્રમેમ જાય છે, તે તપાસી ત્હેને અટકાવવાના ઉપાય લેવા કોઇ પ્રવૃત થયું છે ?...ગરીબ ભારતની વધતી જતી નિર્ધનતા ઓછી કરવા આપણે વિચાર અને પ્રયત્ન કરીએ છીએ; તથા દુષ્કાળ, પ્લેગ, વગેરે, ત્હેના ઉપર વારંવાર આવી પડતાં કુદરતી સંકટો અટકાવવા આપણે યથાશક્તિ મહેનત કરીએ છીએ, એ સત્ય છેઃ પરન્તુ ત્હેનો મ્હોટામાં મ્હોટો વારસો, ત્હેનું સાચામાં સાચું ધન, જે ત્હેની સંતતિ છે, ત્હેનો પ્રતિવર્ષ વધતો જતો નાશ તો આપણે નિરુત્સાહ અથવા બેદરકારીની નજરે નિહાળીજ રહીએ છીએ ! આના કરતાં દુર્ભાગ્યનું વધારે મ્હોટું ચિન્હ બીજું કયું હોઇ શકે ?

આખી દુનિયાની હરિફાઇની વચ્ચે પણ, હિન્દુસ્થાનની આર્થિક સ્થિતિ તો, ત્હેનાં બાલકો સબળ, નિરોગી, બુદ્ધિમાન, ધૈર્યશીલ, દૃઢાગ્રહી, અને દેશપ્રેમી હશે તો, સુધારી શકાશે. દુષ્કાળ અને પ્લેગ જેવી અસાધારણ વિપત્તિઓનો અટકાવ પણ અનુભવ, બુદ્ધિ અને જ્ઞાનના ઉદ્યોગથી સમય જતાં થઇ શકશે. પરન્તુ, બ્હેનો અને બન્ધુઓ ! કુદરતનો મહાનકોપ અથવા દ્રવ્યનું મહાભારત નુકશાન કોઇ પણ પ્રજાને હમ્મેશની હાનિ કરી શકતાં નથીઃ પણ જે બાલકબાલિકા અને યુવક યુવતીનાં જીવન ઉપર દેશ સમૃદ્ધિનો, પ્રજાના ભાવિનો

મૂળ પાયો રચાયલો છે, ત્હેમનો અકાળે ક્ષય આપણે થવા દઇશું, તો અલ્પ સમયમાંજ આપણી પુરાણુપ્રસિદ્ધ દેશમૈયાનો અન્તઃકાળ પ્રાપ્ત થશે, એ ખાત્રી પૂર્વક માનજો. આર્ય વાટિકાનાં ઉત્તમ ફળફુલ અર્પનાર એ કૂમળા છોડનો ફાલવા માંડતાંજ નાશ થવા માંડયો છે, તે આપણે નજરે જોઇએ છીએ; અને તેમ છતાં આપણી જન્મભુમિ ઉન્નતિ માર્ગે છે તથા આપણી પ્રજા સચેતન અને સજીવન ઘણા લાંબા કાળ સુધી રહેવાની છે, એવાં આત્મભ્રાન્તિનાં સ્વપ્નાંમાં આપણે સંતોષ માન્યા કરીએ, તો ત્હેનું પરિણામ શું આવવાનું ?

દરેક પ્રજાનો, દરેક કોમનો ઉત્કર્ષ કરનાર ત્હેની બુદ્ધિ અને મન છે. શરીરનાં સઘળાં અંગો એક સરખાં ઉપયોગનાં હોત્રા છતાં, ત્હેમની ખીલવણી સાથે બુદ્ધિ અને મન પણ વિકાસ પામી સબળ બન્યાં ન હોય તો, ત્હેમના સર્વ પ્રયાસ નિષ્ફળ જાય છે. ભારતની વસતિમાં ઊંચી જ્ઞાતિઓ અને કોમો, જે બુદ્ધિ, અનુભવ, કેળવણી, અને સંસ્કારનો વંશપરંપરાનો વારસો ભોગવતી આવી છે તે ત્હેનું ખરૂં ધન છે, એમાં કાંઇ સંશય નથી. જાપાનની સામુરાઇ જાતિની પેઠે,—અતિ વિકટ વિષયોમાં, ઘણા મુશ્કેલ પ્રસંગોમાં, બહુ કઠિન અનુભવોમાં,—સફળ પ્રયાસોથી વિજય મેળવી આ પ્રજા વિભાગો સામાજિક જીવનમાં જે ઉચ્ચ પદ પ્રાપ્ત કરી રહ્યા છે, ત્હેનું કારણ ત્હેમનામાં લાંબાકાળથી ઉતરી આવેલા એ મહાન ગુણ છે. પરન્તુ જો તે જ્ઞાતિઓ અને કોમોની સ્ત્રીઓમાં એવા અમોઘ બુદ્ધિ અનુભવનાં સંસ્કારને જીવનમાં ઝીલવાની, હૃદયમાં ખીલાવવાની યોગ્યતા ન હોત, તો ખરેખર ઘણા સમય સુધી છાયી રહેલા અન્ધકારના યુગમાં સમસ્ત આર્યપ્રજા ક્યારનીએ નિર્મૂળ થઈ નામ નીશાન વિનાની થઈ ગઇ હોત, એ નિઃસંશય છે.

હિન્દુ કોમને સંયુક્ત અને સુરક્ષિત રાખનાર હેનો ધર્મ છે, એ ખરૂં છે; પરન્તુ હેનો અધઃ પાત નહિં થવા દેનારી અને હેને પ્રગતિમાં સહાય કરનારી શક્તિ હેના સંસ્કાર છે, એ પણ નહિં વિસારવા જેવું સત્ય છે. પુરાણ ભાવનાઓ ઉપરજ આધાર રાખી બેશી રહેવાથી જગતની દિન પર દિન બદલાયે જતી વસ્તુસ્થિતિમાં આપણે પ્રગતિ કરી શકીએ નહિં; અને ફક્ત પ્રાચીન ગૌરવનાં ગુણગાન કર્યા કરવાથી આપણે જરાપણ મહત્વ મેળવી શકીએ નહિં; એ સ્વતઃ સિદ્ધ છે. છતાં આપણે ઇતિહાસનો અનાદર પણ કરી શકીએ તેમ નથી. કારણકે દરેક પ્રજાની ઉન્નતિની તવારીખ હેના બળ ભંડારનાં ગુપ્તમાં ગુપ્ત સ્થાનો સૂચવનાર સુન્દર માર્ગદર્શિકા છે.

આપણા દેશનો આ બળ ભંડાર અથવા સંસ્કાર સંગ્રહ સાચવી રાખનાર હિન્દની ઊંચી કોમો છે; અને હેતું પોષણ કરનાર તે જ્ઞાતિઓની સ્ત્રીઓ છેઃ આ સત્ય એકવાર આપણી દૃષ્ટિએ પડયું, એટલે એ કોમોની બાલિકાઓ અને યુવતીઓમાં મરણનું પ્રમાણ કેટલા મ્હોટા વેગથી વધતું જાય છે, તે વિશે સંપૂર્ણ તપાસ કરવાની તથા હેના અટકાવ માટે મ્હોટામાં મ્હોટા પ્રયાસનો આરંભ કરવાની ખાસ જરૂર આપણને સમજાયા વિના રહેશે નહિં. નવીન ભારતની મ્હોટી ફરિયાદ એ છે કે હેના કેળવાયલા આશાજનક યુવાનો ઘણી ટૂંકી જિંદગી ભોગવે છે અને હેના અગ્રગણ્ય વિદ્વાનો, પ્રજાહિતૈષી રાજદ્વારીઓ, તથા સર્વમાન્ય લોકનાયકોનાં મૃત્યુ, બીજા દેશોના પ્રમાણમાં, બહુ વ્હેલાં થાય છે. આ હકીકતની સત્યતા નાકબુલ કરવાની હિમ્મત કોઇ ભાગ્યેજ કરી શકશે; પરન્તુ હેનાં કારણોનું આપણે મૂળ તપાસી જોઇશું, તો આપણને સમજાયા વિના નહિં રહે કે, **આપણી બાલિકા અને સ્ત્રીઓની નિર્બળતા, અચેતનતા**

**અને વ્યાધિગ્રસ્તપણુંજ આ દેશનાં મનુષ્યોના અકાળ મરણુની વધતી જતી સંખ્યાને માટે જવાબદાર છે.**

આ ચર્ચા નવી નથી. જો કે આ ભયંકર વ્યાધિ અસાધ્ય થઇ જાય તે પ્હેલાં–(હાલ પણ તે કષ્ટસાધ્ય તો થયો જ છે !) ત્હેનો અટકાવ અને પછી તે નિર્મૂળ કરવાના ઉપાયો જેમ બને તેમ વધારે ત્વરા અને શક્તિથી યોજવાની જરૂર તરફ આપણે ઘણું દુર્લક્ષ આપીએ છીએ; તથાપિ તે વિષય આપણા વિચાર પ્રદેશમાં નથી જ, એમ તો નહિં. આપણો દોષ આપણી સ્થિતિસ્થાપકતા અને સત્કાર્યોને માટે આવશ્યક ઉત્સાહની ખામિ, એ છે. અને આપણો કાર્યક્રમ પણ બહુધા અપૂર્ણ હોય છે. બાળલગ્નોનો અટકાવ કરવા પ્રયાસ આપણે આરંભ્યા છે; પણ પતિપત્નીના સંબન્ધમાં મિતાચારની મહાન ખામિ તરફ આપણે ' આંખ આડા કાન ' કરીએ છીએ ! સ્ત્રીકેળવણી અને બાલ શિક્ષણની અન્તઃકરણ પૂર્વક તરફેણદારી આપણે રાખીએ છીએ; પણ કેલવણી એટલે બુદ્ધિ, મન અને શરીર, સર્વને એક સરખાં ખીલાવવાનાં, તે વિશેની ગંભીર જવાબદારી તરફ આપણા પ્રયત્નો એક સરખા વળતા નથી. અનેક બાલક બાલિકાઓનાં,–કંઇક યુવક યુવતીઓનાં શરીર ત્હેમની ટુંકી જીંદગી પ્હોંચે ત્યાં સુધી રોગનાં ઘર બની રહે છે અને અન્તે તે વ્યાધિઓજ ત્હેમના દેહનો ભોગ લે છે! પણ ત્હેના વ્યાવહારિક ઉપાય તરીકે આપવાનું વૈદ્યક અને તન્દુરસ્તીના નિયમોનું શિક્ષણ,–ત્હેમણે કરવાની ખાસ જરૂરની શારીરિક કસરત,–ત્હેમણે લેવાનો બળવર્ધક સાદો ખોરાક,–ત્હેમને જીવનમાર્ગ સદા સરલ અને ઉચ્ચ કરી આપનારી ન્હાનપણથી પાડવાની સારી ટેવો,–ત્હેમની જિંદગીમાં ઉતારવાનાં ધર્મતત્વનાં અને પ્રભુ શ્રદ્ધાનાં મૂળ,–ત્હેમનાં ચારિત્ર્ય અને હૃદયશુદ્ધિ પ્રતિભાપ્રભાથી જગત્‌ને અજવાળે

ત્હેને માટે ત્હેમને અર્પવાના સદ્વિચાર અને ઉચ્ચ ગુણો,—આ આવશ્યક વસ્તુઓ તરફ આપણે કેટલી બેદરકારી રાખીએ છીએ ? જ્યાં સુધી જે કરીએ છીએ, તે પૂર્ણ વિજયને યોગ્ય થાય એવી રીતે થતું નથી, ત્યાં સુધી કર્યું અને ન કર્યું સરખું લગભગ સરખુંજ છે. અને વિનય વિવેકની ખોટી ભાવનાઓને, અજ્ઞાનની ગાંડી અન્ધતાઓને, તથા જવાબદારી ઓછી કરવાની વૃત્તિઓને આપણે જીવનમાં—હ્રદયમાં સ્થાન આપીશું, ત્યાં સુધી જે કામ આરંભીશું તે નિઃસંશય સફળ થવાનુંજ નથી. અને પરિણામ એ આવે છે કે,—**કુદરત કદિ માફ કરતા નથી.** તેથી ત્હેની વિરુદ્ધના ગુન્હાઓ માટે આપણને, આપણાં કુટુમ્બીઓને, અને ત્હેને લઇને પ્રજા સમસ્તને સજા ખમવી પડે છે ! જ્યારે જાપાન જેવા ઉદયમાન દેશમાં ઉછરતી સંતતિને સશક્ત, સ્વાશ્રયી, ધર્મશીલ, અને પ્રતાપવાન કેમ બનાવવી ત્હેને માટે ત્હેના વિચારવન્ત મહાત્માઓ અહોરાત્ર ચિન્તન કર્યા કરે છે; અને જ્યારે ટર્કી, ચીન, તથા ઈરાન જેવી જીર્ણ દેહનો ત્યાગ કરવા પ્રવૃત્ત થયેલી મહા પ્રજાઓ પોતાની સ્ત્રીઓ, જેમના પ્રીતિ અંકોમાંજ ભવિષ્યની સંપત્તિ રૂપ બાલકો પોષણ પામવાનાં છે, ત્હેમને કેળવવાને બનતા પ્રયત્નો આરંભી રહી છે; ત્યારે આપણું ગરીબડું હિન્દુસ્થાન—પોતાની આશાવન્ત ઉછરતી પ્રજાનો પણ નિરન્તર વધતો જતો વિનાશ નિહાળતું, પોતાના મહાન કર્તવ્યોના ભાન વિનાનું,—વધારે વધારે ગરીબ થતું જોઇ કોને શોક નહિં થાય ?

નવા અને જૂના અભિપ્રાયોની તકરાર અમે સાંભળી છે; સુધારક અને ઉદ્ધારક કહેવાના વર્ગોની વચ્ચેનો મતભેદ અમે જોઇ શક્યા છીએ; રાજ્ય રચનામાં સુધારા પ્હેલા કરવા કે સમાજ વ્યવસ્થામાં, એ સવાલ પણ અમારી દૃષ્ટિ બ્હાર નથી. પરન્તુ વ્હાલી બ્હેનો અને

બન્ધુઓ ! આવા ચાલુ વિગ્રહો ન્હાનકડી સમજફેરનાં પરિણામ છે, એમ અમારો નમ્ર અભિપ્રાય છે. એ સંભવિત છે કે, અમારી પોતાની એમ માનવામાં ભુલ હોય. અને એવા મતભેદ, વાંધા અને તકરારોને શાસ્ત્ર, વિજ્ઞાન તથા અનુભવનો ટેકો હોય. તથાપિ, જ્યારે ઘર બળતું હોય, અગ્નિ ચારે દિશામાંથી સઘળી વસ્તુઓ મૂકી રાખવાના મકાન અને તે ભોગવનાર મનુષ્યોને પણ સ્વાહા કરી જવાની તૈયારી કરતો હોય, તે વખતે કયે રસ્તે કામ કરવું, અને કયું કામ વધારે સારૂં, ત્હેના વૃથા વિવાદમાં સમય ગાળવા કરતાં કામ કરવું, એજ ઉત્તમ માર્ગ છે. જે વસ્તુ પ્હેલી બચાવવી જેને વધારે જરૂરની જણાય ત્હેણે ત્હેને માટે પ્રયાસ કરવા, અને બીજાએ પોતાને યોગ્ય લાગે ત્હેને માટે. **પણ આપણે કામ કરવું, એ અવશ્ય જરૂરનું છે.** હિન્દુસ્થાનના ઉત્કર્ષ માર્ગના પ્રયાણ માટે લેખકો, વકતાઓ, વિચારકો, અને પ્રોત્સાહકોની જેટલી આવશ્યકતા છે, ત્હેના કરતાં અનેક ઘણી વધારે કામ કરનારાની છે. પછી આ કામ કરનારાએ જે કરવું, ત્હેની સારાંસારતા વિશે યોગ્ય વિચાર કરીને તે કરવું જોઇએ, એટલુંજ કહેવાનું બાકી રહે છે.

આપણી જન્મભૂમિ આમ ત્હેનાં આશાભર્યાં બાલકોનાં અકાળ મરણથી નિઃસન્તાન થવા બેઠી છે, ત્હેના ઉપાયો તરફ આપણે પ્હેલી દૃષ્ટિ ફેરવવાની છે. અને હિન્દના **સ્ત્રીજીવનના મહાપ્રશ્નો**ના સફળ નિકાલ ઉપરજ આપણા દેશની પ્રગતિ અથવા અધોગતિનો આધાર રહે છે, એ પણ પણ ભુલવાનું નથી. વર્તમાન કાળના વૃત્તિવિચારનો સંચાર અન્ય દેશોની પેઠે ભારતમાં પણ પૂર જોસથી વધ્યે જાય છે. અને જીર્ણ દેહની શૃંખલા ત્યજી દઇ જ્યાં સુધી આપણી મહાપ્રજાનો આત્મા નવી દુનિયાંના પ્રવાહ ધારણ કરી શકે એવું શરીર

નહિં સજે, ત્યાં સુધી ત્હેના અનેક પ્રયત્નો પણ નિષ્ફળ થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. યુગેયુગે અવતાર ધારણ કરતા ભગવાનની પેઠે દરેક મહાપ્રજાએ પણ પ્રત્યેક યુગને અનુકૂળ કરી લેવાની તથા ત્હેનાં થઇ રહેવાની યોગ્યતા મેળવવી જોઇએ; અને ઇશ્વર અવતાર લેતાં જેમ દેશકાળને અનુસરીને શરીર ધારણ કરે છે, તેજ પ્રમાણે મહાપ્રજાઓએ પણ ઉત્કર્ષ પ્રાપ્ત કરવામાં સફળ થવું હોય તો કરવું આવશ્યક છે.

મૃત્યુશૈયા ઉપર સૂતેલાં આપણાં નિર્વીર્ય, અશક્ત યુવકયુવતીઓ, જેમનામાંથી ઘણી સંખ્યા ઉંચી કોમના હિન્દુઓમાંનીજ હોય છે, ત્હેમના સંરક્ષણ અર્થે મ્હોટામાં મ્હોટા પ્રયાસો આપણે લેવાની જરૂર છે. કારણકે ત્હેમની નબળાઇ, અને ત્હેમનાં શરીરની વ્યાધિગ્રસ્ત હાલત આપણને હિન્દુસ્થાનની ભવિષ્યની અનેક આશાઓ માટે હાલતો નિરાશા શિવાય બીજું કાંઇજ દેખાડતાં નથી. કેળવણી, જ્ઞાન, અનુભવ, બુદ્ધિ, અને હૃદયના સંસ્કારનાં પોષણ સ્થાન રૂપ તે જ્ઞાતિઓ નિર્મૂળ થશે; અને અન્ય કોમોમાં તે ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરવાના મહા પ્રયત્નો દૃષ્ટિગોચર થતા નથી, તેથી તે પણ ત્હેની ચાલુ સ્થિતિ કરતાં વધારે આગળ વધવાનો સંભવ બહુ નથી. એટલે–' નિરાશાવાદી ' હોવાનો આરોપ સહન કરીને પણ સત્ય તો જણાવવા અમે હિમ્મત ધરીશું કે,–ચાલુ વસ્તુ સ્થિતિમાં અર્ધાં અથવા એકાદ શતક પર્યન્ત આપણો દેશ રહેવા પામ્યો, તો ખરેખર ત્હેનો કોઇપણ રીતે પછી ઉદ્ધાર થવાનોજ નથી, એમ સાબીત કરવાની જરૂર રહેશે નહિં.

## ૨. મનુની મુશ્કેલીઓ:

અવન્તિરામનો મ્હોટો પુત્ર દિવાનખાનાના એક કોચ ઉપર પડ્યો હતો. ત્હેની મા જમનાંબાના મરણને કેટલોક વખત થયો

હતો. પિતાની તબિયત પણ નાદુરસ્ત રહેવાથી હાલ તેઓ **માથેરાન** ગયા હતા; અને **મનુ** ( **મનન્તરામ** ) નો ન્હાનો ભાઇ વગેરે માણસો ત્હેમની સાથે ગયાં હતાં. આથી તે ઘરમાં પોતાની પત્ની કમળા સાથે લગભગ એકલા જેવો હતો. ત્હેની મ્હોટી બ્હેન **મોંઘી** શહેરમાં હતી; અને ઘણો ખરો વખત પિયરમાં ગાળતી.

**મનુ** ધીમે ધીમે બધાં દુર્વ્યસન પર ચ્હડયો હતો અને ત્હેના તરફથી પિતાને બહુ અસન્તોષ હતો. **અવન્તિરામ** જેવા **સંસાર સુ·ધારક** અને **સજ્જન** પુરૂષને આવો પુત્ર હોવો જોઇએ નહિં, એમ સઘળા માનતા. પરન્તુ સંતતિ પાછળ પૂર્ણ દુર્લક્ષ રહ્યાનું તે પરિ·ણામ હતું. **મનુ** હજી છેક હાથથી ગયો નથી, એમ· શ્રદ્ધા રાખીને, ત્હેને હમણાં હમણાંમાં સખ્ત દાબમાં રાખવામાં આવતો હતો; અને ત્હેને ઘર ખર્ચ માટે પણ **બેન્કના શરાફ** પાસેથી અમુક માસિક રકમ મળે ત્હેમાંથી કામ ચલાવવું, એમ ત્હેના પિતાએ જતી વખત વ્યવસ્થા કરી હતી. **અવન્તિરામની** દૃષ્ટિએ ત્હેના દુર્ગુણો આવ્યા પછી ફક્ત ત્હેમનાથીજ તે ડરતો. **મનુ** થોડા વખતથી સુધરવાનો ડોળ કરતો હતો; પણ ઘણાં વર્ષથી તે સર્વ સદ્ગુણસંપન્ન થઇ ચૂકયો હતો, એટલે કોઇ પણ દેખાવ કરવામાં પાવરધો હતો ! પરન્તુ હાલમાં ત્હેને શરીર સારૂં રહેતું નહિં હતું. પિતાના ગયાથી ઘરમાં બધી સ્વતંત્રતા હતી ખરી, પણ ખર્ચની બાબતમાં ત્હેને મુંઝાવું પડતું હતું. ત્હેને માસિક રકમ જે મળતી તે ઓછી તો ન્હોતી, પરન્તુ તે ખર્ચ્યાં બાબતની સઘળી વિગતો દરરોજ **શરાફનો** ગુમાસ્તો ઘેર આવીને લખી જતો, એ બહુ પાલવે તેમ ન્હોતું.

**મનુ** કોચ ઉપર પડયો પડયો ચ્હા પીતો હતો. પાસે ન્હાનકડા ટેબલ ઉપર પીવાની બીડીઓ ભરેલી એક પેટી પડેલી હતી; અને

પાસે પાનનો ડબ્બો હતો, કમળા જમીનપર પાથરેલા ગાલીચા ઉપર બેઠી હતી.

"આજ ચ્હામાં બિલકુલ ટેસ્ટ ( સ્વાદ ) નથી પડયો," મનુ બોલ્યો. "ત્હારાથી મ્હારૂં એટલું કામ બી બરોબર નથી થઇ શકતું, અને પછી બુમો મારીશ, કે ત્હમે ગુસ્સો કરો છો." ત્હેના કપાલે તલ્લેયાં ચ્હડવા માંડ્યાં હતાં. ચ્હાના ફરીથી બે ત્રણ ઘુંટડા ત્હેણે ભર્યાં. "આ તે ચ્હા છે કે ડિકૉક્શન (ઉકાળો) ?" તે ફરીથી બબડયો.

"ર્‌હેવા દોને ત્યારે, હું ઝપાટા બંધ ફરીથી કરી લાવું છું." કમળાએ ઉઠીને પ્યાલો લેવા જતાં કહ્યું. "બહુ વાર નહિં લાગે સ્ટવ ( દીવાનો ચુલો ) તો ચાલતોજ છે."

"કાંઇ નહિં, ચાલશે હવે. એતો બનાવતી વખતજ વિચાર કરવાનો છે. ત્હારે હવે શું એવું કામ છે કે, તું જાતે એટલી મ્હારી ચ્હાની બી દેખરેખ ન રાખી શકે ?"

"કામ તો બીજું કાંઇ નહિં, ભાઇ સાહેબ, પણ મોંઘી બ્હેનની ચોપડીમાં સાથિયા ઉતારવાના હતા, તે મ્હેંકુ ઉતારી રહીને પછી ત્હમને ચ્હા આપીશ. પણ એટલામાં ત્હમે ઉતાવળ કરી હશે, ત્હેની મ્હને ખબર નહિં. નહિં તો–"

"નહિં તો—શું ?" મનુ ગુસ્સે થતો બોલી ઉઠયો. "નહિં તો અમે ર્‌હેત, ને બ્હેનના હુકમનો અમલ થાત ! સારાં તે વિના કેમ થવાય ? –પણ મ્હારી તબિયતની યે ત્હને દરકાર નથી !"

"ભાઇ સાહેબ, ત્હમારી તબિયત મ્હેં શું ન સંભાળી ? ને સારાં કે ખોટાં,–તે તો ત્હમે ક્યાં નથી જાણતા ? પણ જો એમનું કામ કરતાં જરા વાર થાય તો નવીકાકી ને એ 'કાઉકાઉ' કરી મૂકે ને એમનું ચાલે તો મ્હને આખી ને આખી ખાઇ જાય !"

" એ લોકો બહુ થશે તો બબડશે. ને બબડે તો ભલે ! પિતાજીને એવી બાબત તો તેઓ કહીજ નહિં શકે. ને ક્હેશે તો હું જવાબ દઇશ, " મનુએ કહ્યું. " ત્હને કોઇ પણ કાંઇ ક્હે તો તરત કહી દેવું કે, 'મ્હેં ના કહી છે.' એ બધાં તો નવરાં છે ! ને તું એવી ભુલી છે કે ' બ્હેન ' ને ' કાકી ' કરતી કરતી એમની પાછળ દોડે છે ?—મોંઘી પરમ દિવસ ત્હારું કાંઇ વાંકું બોલવા આવી હતી તે મ્હેં તો એને અડાવીજ નાંખી. હું જાણું છું કે એ પેલી ડોઢડાહી 'કાકી' ને ચાળે ચઢે છે. પણ આપણે તો ગમે ત્હેને ગમે તે કહી નાંખવાના !"

મનુ ચ્હા પી રહ્યો અને ત્હેણે બીડી સળગાવીને પીવી શરૂ કરી દીધી. પણ તેથી ત્હેને સ્વસ્થતા થઇ હોય એમ લાગ્યું નહિં. " બે ચાર બિસ્કીટ અને કબાટમાંની પેલી શીશીમાંથી—એક પ્યાલામાં લેતી આવ ને. "ત્હેણે કહ્યું." સાળી, "આજની ચ્હાની બધી મઝા ગઇ છે."

" હું ફરીથી ચ્હા કરી લાવું ? " કમળાએ ચિન્તાશીલ ચ્હેરે પૂછ્યું: " બે મિનિટમાં તૈયાર થઇ જશે. ચ્હાની સાથેજ બિસ્કીટ લેજોને—બીજી રીતે તો નડશે. ને અહિં દિવાનખાનામાં કોઇ પણ આવી ચ્હડે.—ત્હેમાંથી તબિયત બગડશે ને પિતાજીને કાને કોઇ વાત લઇ જશે તો તે પાછા ગુસ્સે થશે. "

"બેશ બેશ હવે, રહેવા દે ત્હારું ડહાપણ ! '' મનુનો મિજાજ હાથથી ગયો. ત્હેણે હાથને પગ પછાડયા. "હું ત્હારી સલાહ માગું ત્યારે આપજે. ચાલ તું લાવે છે કે નહિં ?—નહિં તો હું નોકર પાસે માગું."

" ના. ના. કોઇને જણાવવાની ખાસ જરૂર છે ? " કમળાએ આંખમાં આવ્યાં તે છુપાવતાં કહ્યું: " લ્યોને, હુંજ લાવું છું. આતો દાક્તરે સાફ ના કહી છે, ને પછી ત્હમારા શરીરને નુકશાન કરશે, તેથી હું તો કહું છું."

ત્હેણે બેચાર બિસ્કીટ અને એક ન્હાનકડા પ્યાલામાં વિલાયતી દ્રાક્ષરસ (દારૂ) લાવીને પાસેના ટેબલ ઉપર મૂક્યાં. મનુનો મિજાજ હવે કાંઇક ઠેકાણે આવ્યો અને ત્હેણે જરા સ્મિત કર્યું. દ્રાક્ષરસનો પ્યાલો જરાવારમાં ખાલી થયો. " અરે આતો બિસ્કીટ એમનાં એમ રહ્યાં ને પ્યાલો તો ભૂલથી ખાલી બી થઇ ગયો !" તે હસીને બોલ્યોઃ "ચાલ, જરા ડાહી થઇને ફરીથી ભરી લાવને. જો જરાક પણ અધૂરો હશે, ફરીથી લાવવો પડશે."

બિલકૂલ નહિં ગમતું છતાં, કમળા પ્યાલો ફરીથી ભરી લાવી. ત્હેમાં બોળીને બિસ્કીટ અને દ્રાક્ષરસ ત્હેણે પૂરાં કર્યાં. કમળા પાસે ફરીથી તે એક બે વાર પ્યાલો ભરાવત તો ખરો; પણ આજ ત્હેને પત્નીની સાથે સારાસારી રાખવાની જરૂર હતી; તેથી તે ફરીથી ન માગતાં ડબામાંથી તૈયાર કરેલાં પાન ખાઇ, તે ઉપર બીડી પીતો પાછો કોચને અઢેલીને બેઠો.

" સારું, આજ તો બિલકૂલ ચ્હેન પડતું ન્હોતું. હવે કાંઇક ઠીક લાગે છે. પણ કલાક પછી પાછું એનું એ !" તે બોલ્યો. "જો જરા ફરીથી એક કપ ( પ્યાલો ) મઝેદાર ચ્હા બનાવી લાવને. કાંઇ આજ ટેસ્ટ (સ્વાદ)જ આવ્યો નથી. જો જે, સ્ટ્રોન્ગ (સખ્ત) કરજે." કમળા પતિની ઇચ્છા અનુસાર ચ્હા ફરીથી બનાવવા ગઇ.

મનુએ એક પછી એક એમ દસ વીસ બીડીઓ જોતજોતામાં ખલાસ કરી. તે આજ મહાન ચિન્તામાં હતો. દુર્વ્યસનને લીધે એનું શરીર એવું નબળું થઇ ગયું હતું અને એના જ્ઞાનતંતુની નબળાઇ એટલી બધી વધી પડી હતી કે, તે બહુ ફરી હરી પણ શકતો ન્હોતો. ત્હેને જરા વધારે હીંડવાનું થાય તો ત્હેના પગ ધ્રૂજતા; અને થોડી થોડી વારમાં થાક લાગી શ્વાસ ભરાઇ જતો. દાક્તરોની

સલાહ મુજબ ત્હેણે દ્રાક્ષરસને આંગળી પણ અડાડવાની ન્હોતી; પણ દુર્ભાગ્યની પેઠે વ્હોંટેલું દુર્વ્યસન ત્યજવું, એ એના જેવા નબળા મનના અને તેથીય વધારે નબળા નિશ્ચય વાળા માણસથી કદિ પણ બને તેમ નહતું !–દિન પર દિન ત્હેના શરીરના વ્યાધિમાં વધારો થયે જતો અને ત્હેને લઇને ત્હેની પોતાની શક્તિ જવા લાગી હતી

અને હમણાં તો ત્હેને એક મહાન ફિકર પણ ભારે વ્યથા કરી રહી હતી. ત્હેણે દુર્વ્યસન અને દુરાચારમાં બહુ પૈસા ખોયા હતા. જમનાં બા જીવતાં ત્યાં સુધી તો તે ઢાંકપિછેડો કરતાં, પણ હવે તેમ કરનાર કોઇ નહિં રહ્યાથી, અવન્તિરામને કાને ત્હેનાં આ કુલક્ષણોની વાત આવી પ્હોંચી. અને જાણ્યા પછી ત્હેમના જેવા દઢાગ્રહી પુરૂષ કાંઇપણ ઉપાય લીધા વિના બેશી રહે, એ સંભવિત ન્હોતું. તેથી ત્હેમણે ઘરનો હિસાબ અને સિલિક વગેરે જે મનુની પાસે હતું, તે લઇ લીધું; તથા ત્હેને સુધરવાને માટે પોતે અને પોતાના અંગત મિત્રો પાસે પ્રયત્ન કરાવ્યા. મનુ પણ પિતાના નિશ્ચયની દઢતા અને પ્રકૃતિની ઉગ્રતાથી વાકેફ હતો, તેથી ત્હેણે પોતાનું વર્તનતો કાંઇ સુધાર્યું નહિં. પણ સુધરવાનો ડોળ એટલે સુધી કીધો કે, તેથી અવન્તિરામ જેવા ભલા અને સીધી લીટીના માણસ છેતરાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું ન્હોતું. પરન્તુ વાસ્તવિક રીતે જોકે જુગાર અને બીજી અનીતિ મનુએ થોડી વધારે ઓછી કરી નાંખી હતી ( તદ્દન તો તે એક-દમ તજી શકે તેમ હતુંજ નહિં ! ) પણ દારૂનું વ્યસન તે બહુ ઘટાડી પણ શકયો ન્હોતો. હમણાં હમણાંમાં ત્હેને પૈસાની ભીડ ઘણી પડવા લાગી હતી; અને થોડા દિવસમાં અવન્તિરામ પાછા આવવાના છે એમ સ્હવારમાં ખબર મળ્યાથી ત્હેની આન્તર વેદનામાં ઘણો વધારો થયો હતો. કારણ કે ત્હેણે એમની પેટીમાંથી પિતાની ખાનગી

સિલિક છુપી રીતે ક્હાડી લઇ વાપરી દીધી હતી! આ વસ્તુસ્થિતિની જો ત્હેમને ખબર પડે તો જરૂર ત્હેને પોતાના વારસ તરીકેમાંથી પણ નાલાયક ઠરાવી દે, એવા ત્હેમના સખ્ત સ્વભાવની ત્હેને ખાત્રી હતી. દુકાનોવાળાનાં, કાપડિઓનાં, બીજાઓનાં, જેનાં બીલ આવ્યાં હશે–ત્હેના પૈસા આપી દેવાને મળેલી રકમો પણ ત્હેણે વાપરી ખાધી હતી; તેથી ત્હેમની પણ ઉઘરાણી હાલમાં બહુ તાકીદથી થયાં કરતી હતી.

ચ્હાનો પ્યાલો લઇને કમળા પાછી આવી. મનુએ તે પોતાના હાથમાં લીધો અને એક ન્હાનો ઘૂંટડો ભર્યો.

" થેન્ક યુ, માય ડિયર ! ( ઉપકાર થયો, મ્હારી વ્હાલી ! )" ત્હેણે મ્હોં મલકાવીને કહ્યું. " હવેથી ખસૂસ મ્હારી ચ્હા ત્હારેજ બનાવી લાવવી. " ત્હેના મુખ ઉપર આનન્દ અને ઉપકારની લાગણીઓ છવાયલી જોઇ, કમળા તો પોતાને ખરેખરી ' ધન્ય ' માનવા લાગી. કારણકે હમણાં હમણાંમાં મનુનો સ્વભાવ વધતી જતી મુશ્કીબતોથી, વ્યસનની કડવી અસરોથી, અને શરીરની અસ્વસ્થતાથી ઘણોજ ખરાબ, અસંતોષી, અને ચ્હીડીયો થઇ ગયો હતો.

"કમળા ! આજ મ્હારે ત્હારી ખરી સલાહની જરૂર છે." ત્હેણે ચ્હા પુરી કરી, પાનની બીડી મ્હોંમાં મૂકી; અને દીવાસળી ઘશીને પીવાની બીડી સળગાવી. "જો તું ખરા અન્તઃકરણની સલાહ આપે તો કહું, નહિં તો ક્હેવામાં કાંઇ સાર નહિં." શબ્દો તો સાધારણ અર્થના હતા, પણ તે બોલવામાં અસાધારણ દીન મૃદુતા સમજાતી હતી.

પતિને આમ દીનતાભર્યાં વચનો ક્હાડતો જોઇ, કમળાને આશ્ચર્ય તો લાગ્યું પણ ત્હેની સાથે ત્હેના હૃદયમાં આનન્દ પણ થયો. તે જાણતી હતી કે, કદિ કદિ ત્હેને પૈસા જોઇતા હોય ત્યારે તે પોતાની સાથે બહુ મીઠાશથી વાત કરતો. પણ આજની તો ત્હેની ઢબજ જૂદી

હતો. તેથી તે બહુજ પ્રસન્ન થઇ. "શું છે, વ્હાલા ! મ્હારી બુદ્ધિ ચાલશે તે પ્રમાણે જરૂર જવાબ દઇશ." તે સ્મિત કરીને બોલી.

"જો ત્યારે, એમ છે–" પતિએ કહ્યું: "એમ છે કે,–તું જાણે છે કે પ્હેલાં હું કેવો હતો, અને ખરાબ માણસોની સોબતમાં મ્હારે કેટલું બધું સહન કરવું પડયું હતું ? હમણાં હમણાંમાં મ્હેં તે બધું છોડી દેવાનો નિશ્ચય કરી પ્રયત્ન કરવા માંડયો છે, પણ મ્હારી ચીઠીઓ વગેરે જે તે લોકોની પાસે છે, ત્હેનો ઉપયોગ મ્હારી વિરુદ્ધ-માં કરવા તેઓ ધમકી આપે છે. તેથી હું ડરૂં તેમ તો નથી. પણ વખતે પિતાજીને કાને બધી હકીકત જાય, તો આપણે આ ઘરમાં પગ મૂકવાનું પણ ન રહે, અને જમનાંબા હવે ગયાં ! મોંઘી ને નવી-કાકી અનુનો પક્ષ ખેંચે છે, ત્હેમને તો આ ખબર બહુ મઝેની થઇ પડે; પણ આપણે તો ખાવું શું, ત્હેની પણ ચિન્તા રહે ! કારણ હાલ મ્હારી તબિયત એવી નથી કે હું કાંઇ મહેનત પણ કરી શકું."

"પણ, વ્હાલા ! " કમળાએ બ્હીતે બ્હીતે કહ્યું, "પિતા-જીને ત્હમે અથવા જીબાબ્હેન બધી હકીકત કહો તો ?–જીબાબ્હેન મોંઘીબ્હેન જેવાં નથી. કહો તો હું એમને કહું ?"

"ત્હમારા બૈરાંમાં તે અક્કલ લાવવી કયાંથી ?" તું એટલું સમ-જતી નથી કે, જીબાને મ્હારી હલકાઇ બતાવવી ?–ને પિતાજી ન માને તો શું કરવું ?–બીજો કાંઇ ઉપાય સૂઝતો ન હોય તો, જા અ-હિંથી. અમે અમારૂં લાગ્યું,–એતો, અમારી મેળે ભોગવી લઇશું !"

"ના. ના. વ્હાલા ! એમ ગુસ્સે શું કામ થઇ જાઓ છો ?" કમળા ત્હેનો ક્રોધ પાછો શાન્ત કરવાને પ્રયત્ન કરતાં બોલી: "હું નથી જાણુતી જે મ્હારી અક્કલ કેટલી ?–પણ મ્હને ઠીક લાગ્યું તે મ્હેં ત્હમને કહ્યું, ત્હેમાં અકળાઇશું કામ જાઓ છો ? ગમે તેમ

કરીને, ત્હમે ક્હેશો તેમ કરીને આપણે આ મુશ્કેલી ખશેડીશું. પણ, ભાઇસાબ, ત્હમે ગુસ્સે થાઓ તો હું નહિં બોલું."

" ચાલ, ત્યારે હવે હું નહિં ચ્હીડાઉં ફરીથી, " મનુએ પાછું જરા સ્મિત કરીને કહ્યું: " ત્હારામાં બુદ્ધિ નથી એમ તો નહિં, પણ તું એવા બેવકૂફી ભરેલા ઉપાય બતાવે છે કે, જે કામમાંજ ન આવે!"

" ત્યારે એમ કરો તો–" કમળા વિચાર કરતાં બોલી: "એમ કરો કે, મ્હારા પક્ષાના અને બીજા રૂપિયા આપણે બંનેને નામે બી· ક્ષમાં મૂક્યા છે, તે હમણાં ઉપાડી લાવો ને પછી આવશે ત્યારે પાછા ત્યાં ભરી દેવાશે. '

મનુએ કમળાને ગલીચા ઉપર આવી બેઠી હતી, ત્યાંથી હાથ ખેંચી પોતાના પગ પાસે લીધી અને ત્હેનું માથું પોતાના પગઉપર લઇ, ત્હેના મ્હોં પર એક પ્રીતિભર્યું ચુંબન લીધું. કમળાની પોતા· તરફ ઘણી પ્રીતિ છે, તેતો એ જાણતો હતો, પરન્તુ ત્હેનો સ્વાર્થી સ્વભાવ પત્નીના ઉદાર દિલની, ઉચ્ચ પ્રેમની, ઉદાત્ત ભાવનાઓની કદર કરી શક્યો ન્હોતો. આજ ત્હેના ઉપર અસાધારણ અસર થઈ, પણ ત્હેનું કારણ-જૂદુંજ હતું.

" વ્હાલી ! આજ ત્હારી પાસે મ્હારે એક માફી માગવાની છે. ઘણા દિવસથી હું વિચાર કરતો હતો, પણ વૃત્તિ થતી ન્હોતી. આજ ત્હેંજ એ વાત ઉપાડી છે, એટલે હવે બધો ખુલાસો કરી દઉં છું. " કમળાના પ્રસન્નતાના પૂર્ણ ઉલ્લાસ ભર્યાં હૃદયને ત્હેનાં પ્રેમાળ નયનો આજ અસાધારણ મોહિનીથી આકર્ષી રહ્યાં હતાં, ત્હેનો હર્ષ અન્તરમાં સમાતો ન્હોતો. તે પતિના મુખ તરફ જોતી મુગ્ધ બની સાંભળ્યેજ ગઇ.

" મ્હારે મ્હેલાં જે દેવું હતું તે પિતાજીની ધાસ્તીથી આપી દેવાને માટે, વ્હાલી ! મ્હેં એક હલકામાં હલકું કામ કર્યું હતું. ત્હને કહેતાં જીભ ઉપડતી ન્હોતી. પણ મ્હને ખાત્રી હતી કે તું ના નહિંજ પાડે—વ્હાલી ! મ્હારું આગલું દેવું આપી દેવાને મ્હેં ત્હારા રૂપિયા જે આપણે બંનેને નામે હતા તે ત્હારી ખોટી સહી કરીને ઉપાડી લીધા હતા અને તેતો કયારનાયે વપરાઇ પણ ગયા છે ! એટલે,...પણ હાલને માટે શું કરવું, તે સમજાતું નથી." ત્હેણે કમળાનું માથું જે પોતાના પગપર મૂકેલું હતું, ત્હેના ઉપર મૃદુ સ્પર્શ કરતો પોતાનો હાથ ફેરવવા માંડયો.

કમળા આ હકીકત અને વસ્તુસ્થિતિ સાંભળીને આભીજ બની ગઇ. અવન્તિરામે પોતાની તરફથી પુત્રી અને પુત્રવધૂ દરેકને જૂદા આપેલા હજાર રૂપિયા પણ ત્હેમાંજ હતા. એટલે લગભગ ત્રણ હજાર રૂપિયાને માથે પાણી ફરી વળ્યું હતું ! અને પાછી હાલની તંગી તો એવીને એવીજ રહી હતી ! પરન્તુ પતિની નાદુરસ્ત તબિયત અને મુશ્કેલ સ્થિતિ વખતે કાંઇ પણ બોલવું ત્હેને અયોગ્ય અને નિરર્થક લાગ્યું. તેથી ત્હેણે ઘણે પ્રકારે ત્હેનું સાન્ત્વન કીધું અને " હોય, પૈસા તો કાલે આવશે. પણ ત્હમારી તબિયત સુધરશે, એટલે લાખ રૂપિયા મળ્યા માનીશ," એ ત્હેના હૃદયના ઉદ્‌ગારે પત્થર જેવા સખ્ત દિલના, સ્વાર્થપરાયણ પતિ ઉપર પણ આજ બહુ અસર કરી. પરન્તુ હાલને માટે કરવું શું ?—એ વિચાર ત્હેને પણ મુંઝવવા લાગ્યો હતો. અન્તે પોતાના ભાઈ પ્રબોધચન્દ્રની મદદ લેવી એવા વિચારપર તે આવી.

" વ્હાલા ? જો ત્હમારી મરજી હોય તો હું મ્હોટાભાઇને કહી જોઉં. એમને સારો પગાર છે તેથી હજાર પંદર સો રૂપિયા થોડા

વખત માટે આપવા ભારે નહિં પડે. ને હું તો ચન્દુભાઇનેજ કહેત. કારણકે એમની સાથે મ્હારે બોલવાનો બહુ પ્રસંગ છે. પણ એ બિચારા પોતેજ માંદા ને નોકરીએથી હમણાં ઘેર આવ્યા છે ! ને–અત્યારે જો પેલાં ભાભી (સરસ્વતી) જીવતાં હોત, તો તો જરૂર ગમે તેમ કરીને મદદ મેળવત. મ્હોટાભાઇને મ્હારે વાત પણ ન કરવી પડત. પણ સરલા ભાભી તો બાળક છે ને પ્હોંચ પણ કાંઝી નથી ! ત્યારે જો ત્હમારી પરવાનગી હોય, તો હું કહી જોઉં ?"

હવે બીજો ઉપાય ન્હોતો, અને પાંચ સાત દિવસમાં પિતાજી પાછા આવવાના. તેથી જે થાય તે તાકીદથી કરવાનો મનુએ પત્નીને આગ્રહ કર્યો. બે દહાડા સુધી તો પ્રબોધચન્દ્રનો એકાન્ત મેળાપજ ન થઇ શક્યો અને પછીને દિવસે તો એ પરગણામાં ફરવા જવાનો હતો; તેથી અન્તે કમળાએ પતિ સાથે સંતલસ કરીને ત્હેને એક પત્રમાં સઘળી હકીકત લખી, ત્હેની મદદ માગી. કમળાને પણ આ વાત બહુ અનુકૂળ આવી. કારણકે, ત્હેણે કોઇ દિવસ ભાઇની સાથે છૂટથી વાત કરેલી નહિં તેથી આવા વિષય ઉપર ત્હેને બધી વાત કહેવી એ જરા મુશ્કેલ લાગતું હતું. પત્રમાં એમ પણ લખ્યું હતું કે ' ત્હમારી પાસે હાલ સવડ ના હોય, તો બીજા કોઈના ઉપાડીને આપવાની પણ સવડ થઇ શકે તો કરશો. થોડા વખતમાં વ્યાજ સાથે અમે તે પૈસા પાછા આપી દઇશું. '

બીજેજ દિવસે ટપાલમાં ઉત્તર આવ્યો, જેણે મનુની સઘળી હિંમતનો નાશ કીધો. પ્રબોધચન્દ્રે બ્હેનને બહુ દિલસોજી ભરેલો જવાબ લખ્યો હતો. ત્હેમાં ત્હેણે પોતાની ખરી સ્થિતિ જણાવી હતી અને પોતાનેજ દશપંદર હજાર રૂપિયાનું ખાનગી દેવું થઇ ગયેલું હતું,

" મ્હારે મ્હેલાં જે દેવું હતું તે પિતાજીની ધાસ્તીથી આપી દેવાને માટે, વ્હાલી ! મ્હેં એક હલકામાં હલકું કામ કર્યું હતું. ત્હને ક્હેતાં જીભ ઉપડતી ન્હોતી. પણ મ્હને ખાત્રી હતી કે તું ના નહિંજ પાડે–વ્હાલી ! મ્હારું આગલું દેવું આપી દેવાને મ્હેં ત્હારા રૂપિયા જે આપણે બંનેને નામે હતા તે ત્હારી ખોટી સહી કરીને ઉપાડી લીધા હતા અને તેતો ક્યારનાયે વપરાઇ પણ ગયા છે ! એટલે,...પણ હાલને માટે શું કરવું, તે સમજાતું નથી." ત્હેણે કમળાનું માથું જે પોતાના પગપર મૂકેલું હતું, ત્હેના ઉપર મૃદુ સ્પર્શ કરતો પોતાનો હાથ ફેરવવા માંડયો.

કમળા આ હકીકત અને વસ્તુસ્થિતિ સાંભળીને આભીજ બની ગઇ. અવન્તિરામે પોતાની તરફથી પુત્રી અને પુત્રવધૂ દરેકને જૂદા આપેલા હજાર રૂપિયા પણ ત્હેમાંજ હતા. એટલે લગભગ ત્રણ હજાર રૂપિયાને માથે પાણી ફરી વળ્યું હતું ! અને પાછી હાલની તંગી તો એવીને એવીજ રહી હતી ! પરન્તુ પતિની નાદુરસ્ત તબિયત અને મુશ્કેલ સ્થિતિ વખતે કાંઇ પણ બોલવું ત્હેને અયોગ્ય અને નિરર્થક લાગ્યું. તેથી ત્હેણે ઘણે પ્રકારે ત્હેનું સાન્ત્વન કીધું અને " હોય, પૈસા તો કાલે આવશે. પણ ત્હમારી તબિયત સુધરશે, એટલે લાખ રૂપિયા મળ્યા માનીશ," એ ત્હેના હૃદયના ઉદ્‌ગારે પત્થર જેવા સખ્ત દિલના, સ્વાર્થપરાયણ પતિ ઉપર પણ આજ બહુ અસર કરી. પરન્તુ હાલને માટે કરવું શું ?–એ વિચાર ત્હેને પણ મુંઝવવા લાગ્યો હતો. અન્તે પોતાના ભાઈ પ્રબોધચન્દ્રની મદદ લેવી એવા વિચારપર તે આવી.

" વ્હાલા ? જો ત્હમારી મરજી હોય તો હું મ્હોટાભાઇને કહી જોઉં. એમને સારો પગાર છે તેથી હજાર પંદર સો રૂપિયા થોડા-

વખત માટે આપવા ભારે નહિં પડે. ને હું તો ચન્દુભાઇનેજ કહેત. કારણકે એમની સાથે મ્હારે બોલવાનો બહુ પ્રસંગ છે. પણ એ બિચારા પોતેજ માંદા ને નોકરીએથી હમણાં ઘેર આવ્યા છે ! ને–અત્યારે જો પેલાં ભાભી (સરસ્વતી) જીવતાં હોત, તો તો જરૂર ગમે તેમ કરીને મદદ મેળવત. મ્હોટાભાઇને મ્હારે વાત પણ ન કરવી પડત. પણ સરલા ભાભી તો બાળક છે ને પ્હોંચ પણ કાઝી નથી ! ત્યારે જો ત્હમારી પરવાનગી હોય, તો હું કહી જોઉં ?"

હવે બીજો ઉપાય ન્હોતો, અને પાંચ સાત દિવસમાં પિતાજી પાછા આવવાના. તેથી જે થાય તે તાકીદથી કરવાનો મનુએ પત્નીને આગ્રહ કર્યો. બે દ્હાડા સુધી તો પ્રબોધચન્દ્રનો એકાન્ત મેળાપજ ન થઇ શક્યો અને પછીને દિવસે તો એ પરગણામાં ફરવા જવાનો હતો; તેથી અન્તે કમળાએ પતિ સાથે સંતલસ કરીને ત્હેને એક પત્રમાં સઘળી હકીકત લખી, ત્હેની મદદ માગી. કમળાને પણ આ વાત બહુ અનુકૂળ આવી. કારણકે, ત્હેણે કોઇ દિવસ ભાઈની સાથે છૂટથી વાત કરેલી નહિં તેથી આવા વિષય ઉપર ત્હેને બધી વાત કહેવી એ જરા મુશ્કેલ લાગતું હતું. પત્રમાં એમ પણ લખ્યું હતું કે 'ત્હમારી પાસે હાલ સવડ ના હોય, તો બીજા કોઈના ઉપાડીને આપવાની પણ સવડ થઇ શકે તો કરશો. થોડા વખતમાં વ્યાજ સાથે અમે તે પૈસા પાછા આપી દઇશું.'

બીજેજ દિવસે ટપાલમાં ઉત્તર આવ્યો, જેણે મનુની સઘળી હિંમતનો નાશ કીધો. પ્રબોધચન્દ્રે બ્હેનને બહુ દિલસોજી ભરેલો જવાબ લખ્યો હતો. ત્હેમાં ત્હેણે પોતાની ખરી સ્થિતિ જણાવી હતી અને પોતાનેજ દશપંદર હજાર રૂપિયાનું ખાનગી દેવું થઇ ગયેલું હતું,

જે ટૂંકા વખતમાં આપી ન દેવાય તો નોકરીને પણ જોખમ લાગે એવું હતું. તેથી તે પોતેજ ત્હેમાંથી મુક્ત થવાને વૃથા પ્રયાસ કરતો હતો, એવે સમયે મનન્તરામને કાંઇ પણ મદદ આપવાનું બની ન શકે એ સ્વાભાવિક હતું. અને બ્હેનના કાગળની સાથે મનુના પોતાના ઉપર પણ એક પત્ર હતો, જેમાં પોતાના પિતાને સઘળી સત્ય વસ્તુસ્થિતિ કહી દઇ, ભવિષ્યમાં એવી ભૂલ ન થાય માટે વચન આપી; ત્હેની પ્રીતિ અને ન્યાય બુદ્ધિ ઉપર આધાર રાખવો, એ પોતાને યોગ્ય લાગતું હતું,–એમ જણાવ્યું હતું.

જ્યાંથી પૂરેપૂરી મદદની ખાત્રી હતી, ત્યાંથી આવો અણધાર્યો ઉત્તર આવવાથી આ પતિ પત્ની બંને બહુ નાઉમેદ થઇ ગયાં. અને મનુ તો હિંમત એટલે સુધી હારી ગયો કે, તે હવે ટૂંકા વખતમાં પિતાજીના ક્રોધનો પોતાને ભોગ થઇ પડેલો જોવા લાગ્યો! આ હૃદય વ્યથાની અસર ત્હેની દુર્વ્યસન અને દુરાચારથી બગડી જઈ ' તોલા–માસા ' થઈ ગયેલી તબિયત ઉપર બહુ ગંભીર રીતે થઈ; અને ફિકરમાંને ફિકરમાં ત્હેની તન્દુરસ્તીને એટલો સખ્ત આંચકો લાગ્યો કે એ ક્ષણોજ માંદો થઇ ગયો અને ત્હેને લઇને સખ્ત તાવ પણ લાગુ પડ્યો.

આમ જ્યારે વાત હાથથી જવા લાગી જોઇ, ત્યારે કમળાએ ધૈર્ય રાખીને, મનુની સહુથી ન્હાની બ્હેન જીમા, જેનો સ્વભાવ મીલનસાર, ભલો, અને પરગજુ હતો અને જેના એકલીના તરફ અવન્તિરામની ખરા દિલની મમતા હતી; ત્હેને બધી હકીકત કહી. પ્હેલી તો જીમા પણ વાત સાંભળીને હબકીજ ગઇ. પણ પછી મંદવાડના ખાટલામાં પડેલા પોતાના મ્હોટા ભાઇની પાસે જઇ ત્હેને ધીરજ આપી અને ત્હેણે પિતાજી પાસેથી બને તેટલી રીતે આ હકીકત માટે

માફી મેળવવા પ્રયત્ન કરીશ એમ જણાવ્યું. મનુ જે પોતાનો આ છેલ્લો મંદવાડ છે એમ માનતો હતો, ત્હેને આથી કાંઈક શાન્તિ વળી અને ન્હાની બ્હેન તથા પત્ની સમક્ષ ત્હેણે પ્રતિજ્ઞા કરી કે, " જો હું આ મંદવાડમાંથી સાજો થાઉં અને પિતાજી આ વખત માફી આપે, તો હવે કદિ પણ દુર્વ્યસન અથવા દુર્ગુણને છાંયે ન જાઉં." દારૂ અને બીડી પીવાનાં તો ત્હેણે ઓછાં કર્યાં હતાં, પણ આવો સુધારો કેટલો વખત ચાલશે અને આ મંદવાડમાંથી તે પાછો ઉઠશે કે કેમ, તે પણ એક મ્હોટો સવાલ હતો.

**૩. અનસૂયાની અનુભવકથા.**

"પ્રિય બ્હેન શ્રીમતી,

"જિંદગીના આદર્શરૂપ જે ઉત્તમ ધર્મ કાર્ય ત્હમે પોતાને માટે નિર્માણ કર્યું હતું, તે આરંભી પણ દીધું છે, એ સાંભળી બહુ આનન્દ અને સન્તોષ થાય છે. અને ત્હમારી ઉન્નત ભાવનાઓ તથા અનુકરણીય ચારિત્ર્યને માટે અમને અભિમાન પ્રાપ્ત થાય, એ સ્વાભાવિક છે. પ્રભુને અમારી નમ્ર, હૃદય પૂર્ણ એજ પ્રાર્થના છે કે, ત્હમને ત્હમારા ધર્મ પન્થમાં તે પ્રકાશ અને સહાય અર્પે.

"હું આશા રાખું છું કે ત્હમે સર્વ રીતે કુશળ હશો. શ્રીમાન્ જગતદાસજી ત્યાં આવ્યા છે ત્હેમને મ્હારા અને મ્હારા પ્રિય પતિના પ્રણામ."

" એ મહાત્માનાં દર્શનનો જે લાભ અમને થોડા દિવસ મળ્યો, તેથી અહિં બહુ ઉત્સાહ પ્રેરાયો છે. એ સાધુજનના ઉચ્ચાભિલાષ જોઇ—એમનાં હૃદયમાંથી સહસા નીકળી આવતા ઉદ્‌ગાર સાંભળી—આપણને પ્રાચીન ઋષિ-મુનીવરોનું ભાન થાય છે. પરન્તુ એવા સજ્જન મહાશય અને એમનાં પણ પૂજ્ય ભગવતી સ્વરૂપ માતુશ્રી

યોગિની મૈયાના પ્રીતિપાત્ર થવાનું જે વાજબી મહાસન્માન ત્હમને પ્રાપ્ત થયું છે, તે ત્હમારા હૃદય અને બુદ્ધિના અમાનુષી ગુણોની ખરી મહત્તાને લઇનેજ હોવું જોઇએ, એમ અમને હવે સમજાય છે. યોગિની મૈયાની કૃપાથી જો હું પણ પ્રથમ કરતાં ( સહજ પણ ) બદલાઇ ન હોત, તો ખરૂં કહું છું, બ્હેન !–કે મ્હને ત્હમારી અદેખાઇ આવ્યા વિના રહેત નહિ. હું જાણું છું કે પ્રશંસા ત્હમને પ્રિય નથી, અને હું પણ ખાલી વખાણ કરવા મ્હાતી નથી; પરન્તુ ત્હમારા જેવાં સ્ત્રી રત્નો હિન્દી પ્રજાને શણગારે છે, જેમનાં આત્મગૌરવ આગળ મહાત્માઓ પણ પોતાની ન્યૂનતા સ્વીકારે છે, તથા જેમના ઉરપ્રકાશ અમારા હૃદયનેય કદિ કદિ અજવાળે છે, એ જોઇ કુદરતી રીતે આનન્દ થાય છે. અને તેથીજ આટલું લખ્યું છે. કારણ કે મ્હને મળ્યો છે તેમ–ત્હમારી સરળતા, નમ્રતા, પવિત્રતા અને મમતાનો,–જેને અનુભવ હોય તેતો ત્હમે વખાણથી પ્રસન્ન થાઓછો એમ માનેજ નહિં. તો પછી નિષ્પ્રયોજન લખવાનું ફળ શું?

" ત્હમારા પત્રમાં ત્હમે આપણા સામાન્ય લોક વર્ગની મહાન અજ્ઞાનતા અને કેળવાયલી ઉંચી કોમોમાં બાલિકાઓના મરણનું વધતું જતું પ્રમાણ,–એ બંને અતિ મહત્વના પ્રશ્નો ત્હમે ચર્ચ્યા છે. તે બે વિષયોમાં જે વિચાર ત્હમે દર્શાવ્યા છે, ત્હેનીસાથે અમે પૂર્ણ રીતે એક મત થઇએ છીએ. અને ત્હમે બીજા સવાલની અસાધારણ ગંભીરતા ઉપર જે ભાર મૂકો છો, જે તદ્દન વાજબી છે. ત્હમે ખરૂં કહો એ કે, 'આશાવન્તી બાલિકાઓ અને ભવિષ્યવાન બાલકોના અકાળ મરણ રોકવાના પ્રયત્ન આપણે હવે વ્હેલામાં વ્હેલા હાથમાં લઇ, કામ શરૂ નહિં કરીએ તો માતૃભૂમિની દશા બહુ બુરી થવી છે, એ નિઃશંક છે. લોકોના મહા અજ્ઞાન કરતાં પણ આપણી દેશવાડીની અકાળે

કરમાઇ ખરી જતી ફુલ કલિઓનો સવાલ આપણી ભારતી મૈયાને માટે Life and Death ( જીવન અથવા મરણ ) ના જેવો અતિ ગંભીર થતો જાય છે ! લોકોને સારી સંતતિ હશે અને બાલકો સવીર્ય-સમર્થ-નિરોગી હશે, તો થોડા કાળમાં દેશનું નાશ પામેલું દ્રવ્ય પણ ફરીથી મેળવી શકાશે. પણ જ્યાં ઉગતી પ્રજાનોજ નાશ થવા બેઠો છે, ત્યાં જ્ઞાન-બળ-બુદ્ધિ-ઉદ્યોગ-લક્ષ્મી-અને સંપત્તિ, ગમે તેટલાં હોય તો પણ શા કામનાં છે, તે કોઇ કહેશે ? ફ્રાન્સ અને જર્મનીનો દાખલો આપણી નજર આગળ મોજુદ છે. રસિકતામાં, બુદ્ધિપ્રસાદમાં, કેલવણીમાં, કલાકૌશલમાં, વીરત્વમાં, અને મનુષ્યત્વમાં ફ્રેન્ચ પ્રજા કોઇ પણ પ્રજા કરતાં ઉતરતી નથી; પરન્તુ જે અનન્ય ભક્તિ અને ત્યાગની લાગણીઓથી હાલના જર્મનો અને જાપાનીઓ જન્મભુમિની પ્રગતિ અર્થે પ્રયાસ કરી રહ્યા છે, ત્હેની ન્યૂનતાને લીધેજ ભવિષ્યના ફ્રાન્સ માટે મહાભીતિ રાખવામાં આવે છે. આપણા દેશના-ટૉડ સાહેબ કૃત રાજસ્થાનના ઇતિહાસમાં જે ઉંચી આત્મ-ત્યાગ અને સર્વસ્વ સમર્પણની ભાવનાઓ રજપૂત સ્ત્રી પુરૂષોનાં જીવ-નમાં જોઇએ છીએ, ત્હેવા અનુભવો આજ જાપાન અને જર્મનીમાં નિત્ય નિહાળાય છે, અનુભવાય છે. અને આથીજ તે બંને દેશોની પ્રજાઓ અભિવૃદ્ધિ પામ્યે જાય છે. આ સત્ય હવે એટલું બધું સ્પષ્ટતાથી સમજાયું છે, કે ફ્રાન્સ વગેરે બીજા દેશોની નહિં વધતી અથવા ક્ષય પામતી પ્રજાઓને તે એક ભારે ધાસ્તી રૂપ થઇ પડયું છે. અરેબિયન નાઇટ્સ ( ની વાર્તા ) માં માછીએ ઉઘાડેલા સીસામાંથી ધુણી રૂપે બ્હાર નીકળેલા, અને પછી ત્વરાથી દષ્ટિ મર્યાદાની પણ બ્હાર વધી ચાલેલા, દૈત્યની પેઠે જર્મન પ્રજા જે સંતતિ-સંપત્તિ-અને બળબુદ્ધિમાં વધતીજ જાય છે, તે ભવિષ્યમાં શું કરશે ત્હેની જગતને પણ

ભીતિ ઉત્પન્ન થઈ છે. આ ધાસ્તીનાં ઘણાં કારણો પૈકી મુખ્ય એ પણ છે, કે-ત્‍હેની પ્રજાનું મરણનું પ્રમાણ ઘટે છે અને જન્મનું વધે છે. અને આનાથી તદ્દન વિરુદ્ધ દૃષ્ટાન્ત જોવું હોય તો ફ્રાન્સ દેશની વસતિ છે! કબૂલ છે કે સો મૂર્ખ પુત્રો કરતાં એક ગુણી પુત્ર વધારે સારો છે, એમ શાસ્ત્રો ક્‍હેતાં આવ્યાં છે. પણ ગણિત અને યંત્રોના સામ્રાજ્ય વાળા વર્તમાન કાળમાં સંખ્યા પણ મહત્વનો ભાગ લે છે. અને આ ઉપરાંત સોમાંથી દસવીસને પણ-લોક સમસ્તને કેળવણી આપનારા આ યુગમાં-સાધારણ જ્ઞાન બુદ્ધિ વાળા કરી શકાતા હોવાથી-એક કરતાં તો તે વધારે શક્તિ ધરાવે એ સ્વાભાવિક છે. હવે હિન્દમાં જોઇશું તો, દુષ્કાળ, પ્લેગ, અશક્તિના વ્યાધિઓ તથા મહાન દર્દો, ભૂખમરો, અને એવાં જે અનેક કારણોને લઇને આપણા દેશનાં લક્ષાવધિ મનુષ્યોનો નાશ થયે જાય છે, તથા પેદા થતાં બાલકો ( બાલક માતાપિતાની સંતતિ હોઇ) જન્મથીજ રોગી, નબળાં, ચેતનહીન હોય છે, ત્યાં ક્યાં સાધનો લેવાં અને કયે માર્ગે કામ કરવા માંડવું, એ મ્હોટા સવાલ ક્યાં છે !"

" વ્હાલી બ્હેન ! ત્‍હમારા પત્રમાંથી આ લંબો ફકરો ઉતારી તે પાછો ત્‍હમનેજ મોકલવાની જરૂર ન્હોતી પણ ત્‍હેમાં જે મહત્વની ચર્ચા ત્‍હમે ઉપસ્થિત કરી છે, ત્‍હેને હું અને મ્હારા પ્રિયપતિ અક્ષરશઃ મળતાં આવીએ છીએ, એ દર્શાવવાને તેમ કીધું છે. આ ઉપરાંત એક બીજું પણ કારણ છે. એક હકીકત મ્હારા જાણવામાં આવી છે, જે આપણા હાથમાં લીધેલા વિષય ઉપર કેટલોક પ્રકાશ નાંખે છે, અને કેવી જૂદી જૂદી દિશાઓમાં પ્રયાસ કરવાની આવશ્યકતા છે તે પ્રતીત કરે છે.

"ત્હમે મ્હારી બ્હેનની પુત્રી **અનસૂયાને** ઓળખો છો. કેવી આશાજનક, નિખાલસ, ઉલ્લાસ ભરી એ બાલિકા છે ?–તે ત્હમે જાણો છો. ત્હેણે મ્હારી પાસે અભ્યાસ શરૂ કર્યો હતો, ત્યાંથી એના પિતાએ બોલાવી લીધી અને તેર વર્ષની વયમાં અમારી વિરુદ્ધતા છતાં ત્હેનું લગ્ન પણ કરી દીધું. આથી ગુસ્સે થઇ અમે કોઇ એ લગ્નમાં ગયાં ન્હોતાં, એટલે એનાં માતા પિતાની સાથેનો અમારો પત્રવ્યવહાર બંધ જેવો હતો. પરન્તુ હાલમાં ગરીબ બિચારી **અનુએ** પોતાનાં કુટુંબમાં માત્ર મ્હારી પાસેથીજ હૃદયની લાગણી અને મમતાનો અનુભવ કરેલો, તેથી પોતાની મુસીબતમાં મ્હને એક કાગળ લખ્યો છે. તે ત્હમને વાંચવાને હું આ સાથે બીડું છું. કહેવાની જરૂર નથી કે **અનુનાં** માતા પિતા જેઓ કેળવણીના સંસ્કાર વિનાનાં છે, તેઓની સ્થિતિ બહુ સાધારણ છે; અને **અનુનો** પતિ પીસતાળીસ વર્ષનો ત્રીજવર છે, ઘણા જૂના વિચારનો છે, અને ખોટા ખર્ચો કરવામાં તૈયાર પરન્તુ બાલક પત્નીની સંભાળ લેવાને આવશ્યક ખર્ચ કરવાની જવાબદારી જરાપણ સ્હમજતો હોય એમ લાગતું નથી. અમારી જ્ઞાતિમાં કન્યાઓનો સુકાળ છે, એટલે એના જેવા માણસો જ્ઞાતિભોજનો અને જ્ઞાતિ જનોના મેળાવડા કરી પોતાના કુળની સ્વજ્ઞાતિમાં મનાતી ઉચ્ચતા ઘર વેચીને પણ સંભાળી રાખનારને સાઠે વર્ષેય કન્યા ન મળે, એમ ધાસ્તી રહેતી નથી. આ ઉપરાંત ઉંચા કુળમાં પોતાની પુત્રીને પરણાવવાના સદ્ભાગ્યને માટે ત્હેનાં માબાપ પૈસા પણ સારા આપે છે !

"**સ્ત્રીજીવનના મહાપ્રશ્નોમાં** બાલિકાઓની તન્દુરસ્તીનો સવાલ મ્હને બહુ ગંભીર લાગ્યો છે. કારણ કે નબળી, રોગીલી બાલિકાઓનાં સંતાન કેવાં થાય, એ તો કહેવા જેવું નથીજ: પણ તેઓ

મ્હેલી જીવે તો ખરી ? ઉંચી જ્ઞાતિઓ અને શહેરોની વસતિને વળગેલું આ દૂષણ હવે ગામડાં તરફ પણ વધવા લાગ્યું છે અને ધાસ્તી રહે છે કે, આપણા સદ્‌ગુણો નહિં પરન્તુ દુર્ગુણો તો ત્યાં પણ સત્વર વૃદ્ધિ પામશે.

સ્ત્રી પુરૂષની અરસપરસને માટે સન્માનવૃત્તિ તથા પતિપત્નીના પરસ્પર સંબન્ધમાં મિતાચાર અને સંયમની ખામિ બહુ વધી ગઈ છે, એમ ત્હમને નથી લાગતું ? હલકી વાતચીત, હલકા વિચાર અને હલકી ભાવનાઓ,—એને લઇને આપણામાં મનુષ્યત્વ કરતાં પશુત્વ વધતું જાય છે, એ ત્હમે ચોતરપ નથી જોતાં ? પશુવૃત્તિઓને પોષણ આપતાં હલકા હાવભાવ અને ' પ્યારા—પ્યારી'નાં શિથિલ નીતિવાળાં વચનોથી ઉભરાતાં નાટકો, તથા ત્હેવીજ ઉતરતી પંક્તિની વાર્તાઓ અને અનીતિ પોષક અથવા સ્થૂળ શ્રૃંગારની અધમ લાગણીઓ ઉશ્કેરતી નવલકથાઓ, જે યુવાનો યુવતિઓ અથવા સ્ત્રી પુરૂષોનું નિત્ય દર્શન અને ખાનગી વાંચન થઇ પડયાં છે, ત્હેમનાંમાં અત્યાચાર વિના બીજું શું હોઇ શકે ? ગરીબ અનુનો એ દોષ નથી, ત્યારે એનાં માબાપે વધાર મ્હોટું પાપ કીધું છે ! પતિ પત્નીની વય અને વૃત્તિઓની અસમાનતા કરતાં કુદરતની નજરમાં વધારે મ્હોટો ગુન્હો કીયો હોઇ શકે ? અને જ્યાં આધેડ પુરૂષો પોતાની પશુત્વવૃત્તિના સંતોષને માટે જ લગ્ન કરે, ત્યારે ત્હેમની બાલ પત્નીઓનાં કુમળાં શરીર, નાજુક મન, અને નબળા બાંધા અચેતન અને નાશવંત થઇ જાય, ત્હેને માટે બહુ થોડોજ સમય જોઇએ છે ! પ્રભુ આ બાળકીને આરામ કરે, પણ જો એને કાંઇ થશે તો ત્હેની જવાબદારી સર્વ રીતે એના બાપ અને એના પતિ ઉપરજ રહેશે. કારણ કે તે બંનેએ ત્હેને આમ અવળી ઘાણીમાં નાંખી, પીલી પીલીને મારી નાંખ્યા કરતાં, એકે વખતેજ એનો જીવ લીધો હોત તો એના ઉપર દયા કરી કહેવાત !

"આપણે તો એ છોકરીને બચાવવાને પ્રયાસ કરીશું. જરૂર જણાશે તો હું ત્હમને પણ બોલાવીશ. પછી ફળ આપનાર જગન્નિયંતા દયાળુ છે.

"લિ. ત્હમને મળવાને ઘણી ઉત્સુક થયેલી, સ્નેહાંકિત,—

"ઈન્દિરા જગન્નાથ."

ઈન્દિરાબાઇના પત્રમાં અનસૂયાનો કાગળ સાથે બીડેલો હતો, તે નિર્મળ બાલાએ ઉઘાડીને વાંચવો શરૂ કીધો. ઈન્દિરાના ઉદ્ગારોએ ત્હેના હૃદયમાં અનેક ઉત્કર્ષક વૃત્તિ વિચાર ઉભા કીધા હતા. પરન્તુ આ પત્ર વાંચતાં-'કરવું શું?' એવાં નિરાશાપૂર્ણ દુઃખાર્દ્ર વચનોજ ત્હેના મ્હોંમાંથી નીકળી શક્યાં!

"ઘણું વ્હાલાં માશી,"

"આજ લાંબે અંતરે ત્હમને કાગળ લખું છું, તે માટે માફ કરશો. ત્હમારી મ્હારા ઉપરની ખરી મમતાની લાગણીથી લલચાઇ, ઘણા દિવસથી ત્હમારી આગળ મ્હારૂં મન ખાલી કરવાનો વિચાર કરતી હતી, પણ હિંમત ચાલતી ન્હોતી. પરન્તુ આજ સહસા મન થઇ આવ્યું છે, ત્હેને નહિં રોકતાં લખવાનું શરૂ કરૂં છું. મ્હને આ કાગળ પ્હોંચ્યાના ખબર આપશો તથા યોગ્ય લાગે તે સલાહ પણ આપશો, તો હું બહુ આભારી થઇશ. પણ મ્હારા મનમાં એવો ભય રહે છે કે, મ્હારૂં દરદ હવે અસાધ્ય થઇ ગયું છે!

"ત્હમારી ઇચ્છા વિરૂદ્ધ મ્હારૂં લગ્ન થયું અને ત્હમે લગ્નમાં ન આવ્યાં તેથી બા અને બાપાને ઘણું ખોટું લાગ્યું હતું. ત્હમને પૈસાનું અભિમાન છે તથા ત્હમે અમારા ઘરમાં સુધારો દાખલ કરવા માગો છો, એવા આક્ષેપો ત્હેમણે બંને જણે ત્હમારા અને જગન્નાથ માસા ઉપર મૂક્યા. હું તો વખતે સામી થઇ જતી અને ત્હમારૂં

મ્હેલી જીવે તો ખરી ? ઉંચી જ્ઞાતિઓ અને શહેરોની વસતિને વળગેલું આ દૂષણ હવે ગામડાં તરફ પણ વધવા લાગ્યું છે અને ધાસ્તી રહે છે કે, આપણા સદ્ગુણો નહિં પરન્તુ દુર્ગુણો તો ત્યાં પણ સત્વર વૃદ્ધિ પામશે.

સ્ત્રી પુરૂષની અરસ્પરસને માટે સન્માનવૃત્તિ તથા પતિપત્નીના પરસ્પર સંબન્ધમાં મિતાચાર અને સંયમની ખામિ બહુ વધી ગઈ છે, એમ ત્હમને નથી લાગતું ? હલકી વાતચીત, હલકા વિચાર અને હલકી ભાવનાઓ,—એને લઇને આપણામાં મનુષ્યત્વ કરતાં પશુત્વ વધતું જાય છે, એ ત્હમે ચોતરફ નથી જોતાં ? પશુવૃત્તિઓને પોષણ આપતાં હલકા આવભાવ અને 'પ્યારા—પ્યારી'નાં શિથિલ નીતિવાળાં વચનોથી ઉભરાતાં નાટકો, તથા ત્હેવીજ ઉતરતી પંક્તિની વાર્તાઓ અને અનીતિ પોષક અથવા સ્થૂળ શ્રૃંગારની અધમ લાગણીઓ ઉશ્કેરતી નવલકથાઓ, જે યુવાનો યુવતિઓ અથવા સ્ત્રી પુરૂષોનું નિત્ય દર્શન અને ખાનગી વાંચન થઇ પડયાં છે, ત્હેમનાંમાં અત્યાચાર વિના બીજું શું હોઇ શકે ? ગરીબ અનુનો એ દોષ નથી, ત્યારે એનાં માબાપે વધારે મ્હોટું પાપ કીધું છે ! પતિ પત્નીની વય અને વૃત્તિઓની અસમાનતા કરતાં કુદરતની નજરમાં વધારે મ્હોટો ગુન્હો કીયો હોઇ શકે ? અને જ્યાં આધેડ પુરૂષો પોતાની પશુત્વવૃત્તિના સંતોષને માટે જ લગ્ન કરે, ત્યારે ત્હેમની બાલ પત્નીઓનાં કુમળાં શરીર, નાજુક મન, અને નબળા બાંધા અચેતન અને નાશવંત થઇ જાય, ત્હેને માટે બહુ થોડોજ સમય જોઇએ છે ! પ્રભુ આ બાળકીને આરામ કરે, પણ જો એને કાંઇ થશે તો ત્હેની જવાબદારી સર્વ રીતે એના બાપ અને એના પતિ ઉપરજ રહેશે. કારણ કે તે બંનેએ ત્હેને આમ અવળી ધાણીમાં નાંખી, પીલી પીલીને મારી નાંખ્યા કરતાં, એક વખતેજ એનો જીવ લીધો હોત તો એના ઉપર દયા કરી કહેવાત !

"આપણે તો એ છોકરીને બચાવવાને પ્રયાસ કરીશું. જરૂર જણાશે તો હું ત્હમને પણ બોલાવીશ. પછી ફળ આપનાર જગન્નિયંતા દયાળુ છે.

"લિ. ત્હમને મળવાને ઘણી ઉત્સુક થયેલી, સ્નેહાંકિત,—

"ઇન્દિરા જગન્નાથ."

ઇંન્દિરાબાઇના પત્રમાં અનસૂયાનો કાગળ સાથે બીડેલો હતો, તે નિર્મળ બાલાએ ઉઘાડીને વાંચવો શરૂ કીધો. ઇન્દિરાના ઉદ્દગારોએ ત્હેના હૃદયમાં અનેક ઉત્કર્ષક વૃત્તિ વિચાર ઉભા કીધા હતા. પરન્તુ આ પત્ર વાંચતાં–'કરવું શું ?' એવાં નિરાશાપૂર્ણ દુઃખાર્દ્ર વચનોજ ત્હેના મ્હોંમાંથી નીકળી શકયાં !

"ઘણું વ્હાલાં માશી,"

"આજ લાંબે અંતરે ત્હમને કાગળ લખું છું, તે માટે માફ કરશો. ત્હમારી મ્હારા ઉપરની ખરી મમતાની લાગણીથી લલચાઇ, ઘણા દિવસથી ત્હમારી આગળ મ્હારૂં મન ખાલી કરવાનો વિચાર કરતી હતી, પણ હિંમત ચાલતી ન્હોતી. પરન્તુ આજ સહસા મન થઇ આવ્યું છે, ત્હેને નહિં રોકતાં લખવાનું શરૂ કરૂં છું મ્હને આ કાગળ પ્હોંચ્યાના ખબર આપશો તથા યોગ્ય લાગે તે સલાહ પણ આપશો, તો હું બહુ આભારી થઇશ. પણ મ્હારા મનમાં એવો ભય રહે છે કે, મ્હારૂં દરદ હવે અસાધ્ય થઇ ગયું છે !

"ત્હમારી ઇચ્છા વિરૂદ્ધ મ્હારૂં લગ્ન થયું અને ત્હમે લગ્નમાં ન આવ્યાં તેથી બા અને બાપાને ઘણું ખોટું લાગ્યું હતું. ત્હમને પૈસાનું અભિમાન છે તથા ત્હમે અમારા ઘરમાં સુધારો દાખલ કરવા માંગો છો, એવા આક્ષેપો ત્હેમણે બંને જણે ત્હમારા અને જગન્નાથ માસા ઉપર મૂકયા. હું તો વખતે સામી થઇ જતી અને ત્હેઓ

વાંકું બોલે તો બરાબરના જવાબ આપતી; એટલે મ્હારી આગળ પછીથી ત્હમારા વિરૂદ્ધની વાત કરવી મુકી દીધી. પણ હજી એમનાં મનમાં ગુસ્સો છે, તેથીજ ત્હમે મ્હને હવા ફેર કરવાને ત્હમારે ત્યાં આવવાનું લખ્યું, ત્યારે મ્હારી પાસે 'મ્હારાથી હાલ અવાય એમ સગવડ નથી,' એવું ખોટું ત્હમને લખાવ્યું. મ્હને ખાત્રી છે કે, હું ત્હમારે ત્યાં આવીશ તો મ્હને આરામ મળશે. પણ અહિં તો મ્હારે સાસરે રહેવાનું થાય છે; કારણ કે બાપાને મ્હારાં બીજાં ભાન્ડુ વધારે એટલે મ્હારૂં ખરચ ઉઠાવવાની શક્તિ નથી, ને ત્હમારે ત્યાં આવવા દેવાની પણ ના પાડે છે.

" ત્હમને મળ્યે બે વર્ષ થઇ ગયાં. મ્હારાં ઘણું વ્હાલાં આશી ! ત્હમને મ્હોંએ ન્હોતી કહેતી તે કાગળમાં લખવાની હિંમત ધરૂં છું કે, ત્હમે મ્હને બહુજ વ્હાલાં થઇ પડયાં છો અને રાત દહાડો ત્હમારી પ્રીતિ સાંભરે છે. માસા પણ બિચારા હું ત્યાં હતી ત્યારે મ્હારા વાંચનની ને તબિયતની, મ્હારી સગવડોની અને જરૂરિયાતોની ફિકર કર્યા કરતા. હવે અત્યારે અહિં મ્હારૂં કોઇ નથી એમ લાગે છે, ત્યારે એ ત્હમારૂં બંનેનું હેત બહુ સાંભરી આવે છે. મ્હારી અનુભવ કથા, વિવેક છોડીને પણ, આજ ત્હમને લખું છું. મ્હારૂં હૈયું બહુ ભરાઇ આવ્યું છે. કયાં ત્હમે મ્હારે માટે બાંધતાં હતાં તે સુખવાડીઓનાં સ્વપ્નાં, ને કયાં અત્યારની મ્હારી–મ્હારા નશીબના વાંકથી થયેલી દુર્દશા ?

" હું પરણી, ત્યારે લગ્ન વિશે જે ઉંચા વિચાર ત્હમારે ત્યાં મ્હને મળ્યા હતા, તે મ્હારા મનમાં અહોરાત્ર રહેતા. હું પતિને પરમેશ્વર માનવાને તૈયાર હતી, અને મ્હારૂં સ્ત્રીપણું સંભાળી રાખ-ને આતુર હતી; છતાં મ્હારો અભ્યાસ નહિં છોડવાનો તથા જનજના ઉદ્ધાર માટે જે કાંઇ બની શકે તેટલું કરવાનો મ્હેં સંકલ્પ

કર્યો હતો. શ્રીમતી(બાલા)માશાની સાથે એક બે વાર આ વિશે મ્હારે પ્હેલાં વાત પણ થયેલી; તેઓ ક્હેતાં હતાં કે સાસરે રહેવા છતાં, મળી શકતી પ્રત્યેક મિનીટનો ઉપયોગ કરી શકનારી સ્ત્રી, સ્વર્ગસ્થ સરસ્વતી માશી જેટલી ઉચ્ચતા પ્રાપ્ત કરી શકે છે. શ્રીમતી માશીને ત્યાં યોગિની મૈયાને અને સરસ્વતી માશી જે તે વખતે બહુ માંદાં હતાં ત્હેમને મળવા પણ એક બે વાર ત્હમારી સાથે આવેલી, ને એ બધું હું જોતી, ત્યારે મ્હને લાગતું કે હું પણ આવી થઇશ. એવાં કયેમ ન થવાય ? સરસ્વતી માશીની સ્મિતભરી વાણી, અમી ઝરતી આંખો અને મધુરૂં મ્હોં મ્હારા મન આગળ ધણીવાર તર્યાં કરે છે. હું પણ એવીજ માંદી છું;—પણ ક્યાં એ ને ક્યાં હું ?

"મ્હારૂં લગ્ન થયા પછી તરતજ મ્હારે સાસરે જવાનું થયું. સાધારણ રીતે મ્હારી તબિયત નબળી હતી, પણ હું સાસરે ગયા પ્હેલાં કદિ માંદી થઇ ન્હોતી. દશેક દિવસમાં તો મ્હારી કમર અને વાંસો ફાટવા લાગ્યો, આંખો બળતી, અને જીવ ગભરાયાં કરતો.... એકાદ મહિનો થયો એટલામાં તો મ્હને જોવા દાક્તરને ઘેર બોલાવવો પડયો. ત્હમે ઉપર ઉપરના દેખાવથી ધારતાં હશો કે મ્હારાં સાસરિયાં ખાતાં પીતાં છે, ને સ્થિતિ સારી હશે. પણ તેમ નથી. એઓને અહિંની દિવાની કોરટમાં ફી કારકુન (નકલો કરનાર)ની જગો છે ને મહિને દસપંદર રૂપિઆ આવે છે, ત્હેમાંથી ગુજરાન કરવાનું. ઘરમાં અમે બે, મંગુબા ( મરનારીની દીકરી), મ્હારી નણંદ ને ડોશી—મ્હારી સાસુ; એટલાં માણસ ! એટલે દાક્તરની દવા કરી કેમ પોસાય ?—બીજે દહાડેથી પાછી બંધ કરી. દાક્તર સાહેબ ક્હેજો ત્હમે ખાવા પીવાનું સંભાળો અને બીજી પણ કેટલીક બાબતોમાં સાચવવાની સલાહ આપતા ગયા. ને કામ કરવાનું પણ ના કહી ગયા. મનોવૃત્તિઓ અને લાગણીઓ

ઉપર અંકુશ રાખવો, ખાવાપીવામાં ને ઉપભોગમાં મિતાચાર તથા સંયમ રાખવો, તથા ખોરાક, દવા અને હવા બરોબર લેવાનું રાખવું, એમ તેઓ કહેતા હતા. પણ અમારે ત્યાં એમાંનું કાંઇ બને એમ ન્હોતું. ને હું એકલી સમજું તેથી શું વળે?–ઘરનું કામકાજ કરવાથી હું થાકું એમ ન્હોતી. પણ કોણ જાણે કેમ,–દરરોજ મ્હારા શરીરમાંથી શક્તિજ ઘટતી જતી હોયની, એમ લાગતું. અમારી પડોશમાં વૈદ રહેતા હતા, તે કહે તે ઓસડની પડીઓ બનાવી હું પીતી. કોઇક વાર ઠીક રહેતું અને કોઇકવાર મરવા જેવી થઇ જતી. હું તો મરતી હતી, પણ મ્હારા સાસરામાં ખુશી ખુશાલી હતી. કારણ, મ્હને સીમન્ત રહ્યું હતું! એ દહાડાયે જેમ તેમ કરીને કહાડયા; ને છેવટે કસુવાવડ થઇ, એતો તમને ખબર હશે. મ્હારી બાને ત્યાંથી તો પાછા એઓ આવીને પંદર દિવસમાં મ્હને લઇ ગયા. દવા, હવા, કે ખોરાક, એતો બધું પરમેશ્વરને આશરે હતું! ને મહિના બે મહિનામાં, હજી તો મ્હારા શરીરમાં પુરૂં ચેતન કે શક્તિ પણ આવી ન્હોતી, એટલામાં તો પાછા દિવસ રહ્યા જણાયા! અને છએક માસ થયા લાગે છે. પણ આ વખત તો મ્હારૂં શરીર તદ્દન હાથથી ગયું છે, દરરોજ તાવ આવે છે ને ઉધરશ પણ થઇ છે. ઘરકામ તો કરવાનું હોયસ્તો–એટલે બ્હીકની મારી ઉઠું છું ને થાય એટલું કરૂં છું. મ્હારાં સાસરિયાં બહુ ખોટાં નથી, બીજાના જેવાં છે. પણ ઘરમાં રહું તે કામ તો કરવું સ્તો. ને બાપાને લખ્યું ત્યારે કહે છે જે, હું છોડીની બધી સુવાવડો કરૂં એટલો મ્હારો હાથ પ્હોંચતો નથી; એને તો દરવર્ષે આવશે, તે હું કયાંથી કરૂં?"–મ્હારી બા બિચારી શું કરે! હું એકલી હોત તો જુદી વાત; પણ હું જઇશ તો ત્યાં કે અહિં કોઇને કયાં ખોટ આવવાની છે? મ્હારે સાસરે તો જે આવશે તે તે ઉલટી રૂપિયા લઇને આવશે!

પ્રભુએ ધાર્યું હશે તે થશે. પણ માશી, ત્હમે જીવ બાળશો નહિં ને જરા પણ ફિકર ચિન્તા કરશો નહિ. ત્હમે ગભરાઓ તો મ્હારા જીવના સમ છે. ને હું તો મૂઇ,—મરીશ, તો દુઃખથી છુટીશ; ને આથી કાંઈ ખોટો અવતાર બીજે ભવ પણ મળવાનો નથી. મ્હેં કાંઈ ભગવાનનું બગાડયું છે, જે ભવોભવ આવું દુઃખ આપશે ? લખતે જે લખાયું તે ફરીથી વાંચતી નથી. નહિં તો ફાડી નાંખવાનું મન થાય. બે પૈસાના ટિકિટ ઘણા દહાડાથી સાચવી રાખી છે, તે ચ્હોડીને કાગળ કોઇ પાસે નંખાવીશ. ત્હમારી માયા ને માસાનું હેત ભુલાતું નથી. કાગળ લખજો ને રાખો છો એવું વ્હાલ રાખજો.

" ત્હમારી વ્હાલી દીકરી,-અનુનો પ્રણામ વાંચજો."

નિર્મળબાલાની આંખમાં આ કાગળ વાંચતાં આંસુ ભરાઇ આવ્યાં, જેને લીધે ત્હેની પાછળ લખેલી ન્હાની ચીઠી ત્હેના જોવામાં આવી ન્હોતી. પણ પત્ર ઉકેલીને ફરીથી વાંચી જોતાં ત્યાં ઇન્દિરાના દસ્કત જોઇ તરત ત્હેનું ધ્યાન ખેંચાયું.

" તા. ૬. રાત્રિના નવ કલાક—

" પ્રિય શ્રીમતી, મ્હારા પ્રિય પતિ અત્યારે આગ્રહ કરે છે, તેથી માન અપમાનની લાગણીઓ શમાવી દઇને કાલે સ્હવારે મ્હારી અનુને અહિં લાવવા અમે બંને જઇએ છીએ. આવ્યા પછી લખીશ.

—"ઇન્દિરા."

## ૪. મોહિનીનું પ્રાયશ્ચિત્ત:

મોહિની આજ અત્યંત શોકગ્રસ્ત હતી. ત્હેનું મન વેદનાથી વ્યાપ્ત હતું. ત્હેનું આખું જીવન જાણે ચીરાઇ–છુંદાઇ જતું હોયની, હૃદય સૌખ્ય બધું નીચોવાઇ જતું હોયની, આત્મબળ બધું અસ્ત થઈ ગયું હોયની, એમ આશા અને શ્રદ્ધા વિનાની, પલંગ ઉપર સૂવાડેલા

બાલપુત્ર પાસે તે બેઠી હતી. પુત્રની મરણાવસ્થા ત્હેને દુઃખસાગરમાં ડુબાવતી હતી; આંખોમાંથી અણુતેડ્યાં આંસુ ઉભરાઇ વહ્યે જતાં હતાં; મુખ ઉપર શોકાર્દ્રતાની શ્યામલ છાયા ફેલાઇ રહી હતી; અને અંતરનાં ઉંડાણમાંથી વારંવાર નૈરાશ્યના ઉછળી આવતા નિઃશ્વાસો રોકવા તે વૃથાજ પ્રયત્નો કરતી હતી.

મોહિની સોળ—સત્તર વર્ષની રૂપવતી બાલિકા હતી; અને થોડું ઘણું શિક્ષણ પણ ત્હેણે લીધું હતું. સંપત્તિરામના પુત્ર સ્વરૂપચન્દ્ર સાથે ત્હેનું લગ્ન થયું હતું અને પતિના પૈસા, જેને ખાતર ત્હેનાં વ્યવહાર કુશળ માતા પિતાએ ત્હેને પરણાવી હતી, તે એણે સારીરીતે ખર્ચ્યા હતા ! આ ઉપરાંત બીજા અનેક અનર્થ પણ આ લગ્નથી થવા પામ્યા હતા. દુરાચારના કિચ્ચડમાં ગરકાવ થયેલ પતિના અધમ ચારિત્ર્યની અસર ત્હેના ઉપર થયા વિના ન રહી; અને તે પણ અનીતિના માર્ગોએ ચ્હડી ! સ્વરૂપચન્દ્રથી આ વસ્તુસ્થિતિ બહુ વખત સુધી અજ્ઞાત ન રહી શકી. જો કે દુર્વ્યસનનો અભ્યાસ ત્હેણે પોતેજ પત્નીને કરાવ્યો હતો અને દુઃસંગમાં તે ત્હેને સાથેજ રાખતો હતો, છતાં પત્નીનું આ વર્તન ત્હેને મહાદોષ સમાન સમજાયું. પરન્તુ જ્ઞાન—બુદ્ધિ—અને વ્યવહારમાં કુશળ થયેલી આ તરુણ પત્નીએ પતિક્રોધની અથવા લોકલજ્જાની કાંઇપણ દરકાર નહિં કરતાં, જે યથેચ્છ વર્તન શરૂ કીધું હતું, તે ચાલુજ રાખ્યું; અને ત્હેના પ્રતિકાર તરીકે પતિએ લેવા માંડેલા કંઇંક ઉપાયો તે નિષ્ફળ કરી શકી ! પરિણામ એ આવ્યું કે દંપતી વચ્ચે ઘણો મ્હોટો વિરોધ દાખલ થઇ ચૂકયો અને ધીમે ધીમે ત્હેમણે એક બીજાનો સંબન્ધ પણ ઘટાડી નાંખ્યો.

આ સમયે ત્હેમની જીવનભૂમિકામાં નિર્મળબાલાએ પ્રવેશ કીધો. વિષયવાસનાનો અત્યાચાર માનસિક તેમજ શારીરિક સર્વથા હાનિકારક છે. કુદરત

વિરુદ્ધ કરેલા ગુન્હાની, નીતિ નિયમોના ભંગ કરતાં પણ વધારે સખ્ત સજા ભોગવવી પડે છે: અને મહાદોષોથી કલુષિત થયેલ મન તથા શરીર, જગતના અધમ માર્ગોની ત્હેમની મુસાફરી દરમિયાન, અનેક દુઃખ દર્દોવડે પીડાય છે અને રોગાય છે,—એ સર્વસામાન્ય અનુભવની કથા છે; તેથી બાલાએ મોહિનીના શરીરની સાથે ત્હેના મનનું પણ ઔષધ કરવાનું માથે લીધું. પ્હેલાં તો પોતાના પ્રિય થઇ પડેલા માર્ગોનો ત્યાગ કરવાનું આ તરુણીને કઠિન લાગ્યું; પરંતુ જ્યારે બાલાએ ત્હેને સ્પષ્ટરીતે સમજાવ્યું કે, તેમ વર્તવાથી તે માત્ર પોતાની ચિતાનાં લાકડાંજ ગોઠવે છે, અને નિયમિત આહાર વિહારથી—દવા કરતાં પણ ઘણો વિશેષ ફાયદો છે, ત્યારે ત્હેના પરવશ થયેલા મન ઉપર પણ અસર થયા વિના રહી નહિં. અને તે કેવળ મૂર્ખ ન હતી. ત્હેનામાં સંસ્કારનો પ્રકાશ હતો, તે ધીમે ધીમે પુનઃ નિર્મળતા પામવા લાગ્યો અને સત્સંગનું સૌવર્ણફળ ત્હેને પોતાની દેહશુદ્ધિ તથા વિચારની પવિત્રતામાં મળ્યું.

મોહિનીનું પૂર્વ જીવન જે મહા દોષોથી કલુષિત થયું હતું; ત્હેનું હ્રદય જે અહોરાત્ર મલિન વિચારથી ખરડાયલું રહેતું હતું; ત્હેમાં ફેરફાર થયો તો ખરો,—પણ કેટલી મુશ્કેલીએ?—જે અધમ પન્થો ત્હેના દેખીતા મિત્ર થઇ પડયા હતા, તે હવે ત્હેના ખરા શત્રુ બન્યા! પાપની માફી પ્રભુ પશ્ચાત્તાપ જોઇ આપે છે; કારણ ઈશ્વર દયાનું સ્વરૂપ છે. પરન્તુ પાપ પોતાના સેવકને જીવન પર્યન્ત છોડતું નથી! અર્થાત્ જેવી રીતે લાંબા કાળના રોગ મટયા પછી પણ ત્હેની અસર તો રહીજ જાય છે, ત્હેવી રીતે પાપ માર્ગોની મુસાફરીની અસર, થોડી વધારે પણ, આખી જિંદગી સુધી ભોગવવી પડે છે. મોહિની અને સ્વરૂપચન્દ્રે નીતિના, કુદરતના અનેક નિયમોનો ભંગ

કીધો હતો, જેનું સ્વાભાવિક પરિણામ ત્હેમનાં જીવનમાં થોડું વધારે પણ ત્હેમને ભોગવવું પડે એમાં કાંઇ આશ્ચર્ય જેવું ન્હોતું.

**મોહિની** ઉપર **નિર્મળબાલા**ના પ્રીતિ પરિચયની જેટલી અસર થઇ, તેટલી **સ્વરૂપ** ઉપર ન થઇ શકી; છતાં એ પતિ પત્નીની જીંદગીમાં બહુ સુધારો થયો, એમ તો જણાયા વિના રહ્યું નહિં. અને થોડા વખતમાં **મોહિની**ને **સીમન્ત** પણ પ્રાપ્ત થયું. આ સમયે ત્હેને એમ પ્રત્યક્ષ થયું, કે મ્હેં અનીતિ માર્ગોનો ત્યાગ કીધો એ બહુ સારૂં કર્યું. હવે જીવનનું સત્યસુખ ભોગવવાનો વખત આવ્યો. પણ ત્હેનું હૃદય જે માતૃત્વનીઉચ્ચ લાગણીઓ અનુભવવાને ગમે તેટલું આતુર બની રહ્યું હતું, તે પણ યૌવન પ્રારંભમાં અસાધારણ કુચ્છંદના પરિણામે અતિદુર્બળ બનેલું, તેથી ત્હેનું શરીર સ્ત્રીત્વનો એ નવીન અધિકાર સહન કરી શક્યું નહિં; અને કસુવાવડનું કષ્ટ માત્ર ત્હેને ભોગવવાનું થયું આ વખતે ત્હેને પોતાના પૂર્વ વર્તનનો જે ભારે પશ્ચાત્તાપ થયો, ત્હેનું વર્ણન કરવું અશક્ય છે. **નિર્મળ** બાલાએ ઔષધ તો ચાલુજ રાખ્યું અને લથડી ગયેલી તબિયત સુધારવાને આવશ્યક ઉપાયો તરીકે ત્હેણે સૂચવેલ,— મિતાહાર, મિતાચાર, કસરત, ખુલ્લી હવા, સાદો પૌષ્ટિક ખોરાક અને શુભ વિચારનો થોડો વધુ સ્વીકાર કરવાથી **મોહિની**નું શરીર ઠેકાણે આવવા લાગ્યું. પરન્તુ એવામાંજ એને બીજી સુવાવડ પણ આવી; અને પુત્રનો જન્મ થયો. આ પ્રસંગ સ્વાભાવિક રીતે ત્હેને અને કુટુંબને ઘણો આનન્દન થઇ પડયો **બાલા**ની જાતી દેખરેખને લઇને તે હેરાન તો બહુ ન થઇ, પણ નબળાઇ અને રોગનો જન્મથીજ વારસો લઇને આવેલો તે બાલપુત્ર ભાગ્યેજ જીવે એમ હતું!

**બાલા**એ **મોહિની**ને વારંવાર, અને એક વખત **આનન્દલાલ** દ્વારા **સ્વરૂપચન્દ્ર**ને પણ, આરોગ્યતાના નિયમોને લગતી અને વૈદકીય દૃષ્ટિથી આ-

આગ્રહપૂર્વક સલાહ આપી હતી કે, ત્હેમના દંપતી જીવનમાં કેટલોક કાળ બ્રહ્મચર્ય પાળવાની ઘણીજ જરૂર હતી. પરન્તુ પ્રાણીઓના દેહને વળગેલી આશા, લાલસા અને તૃષ્ણાની અંધારી મન ઉપર એવું ગાઢ બન્ધન નાંખી દે છે, કે એકવાર સાક્ષાત્ પરમેશ્વર આવીને સુબોધ આપે તોપણ તે માનવામાં ન આવે ! નિર્મળબાલાએ મોહિનીને સમજાવવાને પ્રયત્ન કર્યો હતો કે શરીરને સારૂં, આરોગ્ય રાખવું હોય, તો મન પણ શુભ વિચાર અને સદ્વૃત્તિવાળું રાખવું જોઇએ. તથા દુઃખ દર્દનાં પૂર સામે ખરો બચાવ કરનાર કિલ્લો પવિત્ર મન અને નિરોગી શરીર છે, ત્હેમાં ચાલુ પ્રયાસ કરતા સૈનિકો મિતાચાર અને સદ્વિચાર છે. જ્યાંસુધી ગર્ભ ધારણ કરવાની લાયકાત શરીરમાં નથી, ત્યાં સુધી ત્હેને તે ધારણ કરવાની ફરજ પડે છે, તેથી કાંઇ સારૂં પરિણામ આવેજ નહિં; અને એ મહાન અધિકાર શરીરને માત્ર ભારરૂપ થઇ પડી, અન્તે ત્હેના વિનાશનું પણ કારણ તેજ થાય છે. શુદ્ધ વૈદકને સ્ત્રીની માતૃત્વની વાંચ્છનાઓ તથા ઉપભોગની યોગ્ય ઇચ્છાઓ સહાયક બની શકે છે; પરન્તુ સુનીતિના નિયમો માનવ દૃષ્ટિએ ગમે તેમ ચિત્રાયલા હોય, તથાપિ કુદરતના નિયમો સામેના ગુન્હાઓ એવું મહાન પાપ છે કે જેનું ફળ દરેક મનુષ્યને પોતાની જિંદગીમાં અને પોતાનાં પ્રિયતમ સ્ત્રી બાલકોનાં જીવનમાં ભોગવવું પડે છે ! પતિ પત્નીના સંબન્ધમાં બ્રહ્મચર્ય અને મિતાચારની ખાસ જરૂર છે; અને ત્હેમનો ભંગ,—એ ભલે લોકમાન્ય નીતિનિયમોની વિરુદ્ધ ન હોય, છતાં ઘણો મોટો ગુન્હો છે. દંપતી રૂપે સ્ત્રી પુરૂષનો સંબન્ધ, પ્રેમની ભૂમિકા ઉપર અથવા ધર્મની વેદી ઉપર, જેમ ગણીએ તેમ આધ્યાત્મિકજ છે; અને ત્હેને માત્ર પાર્થિવ માની પશુત્વવૃત્તિઓનું પોષણ કરનારાં મનુષ્યોજ પોતાનાં અને પોતાનાં બાલકોનાં

જીવનનાં,-સુખશાન્તિનાં, તથા આરોગ્યનાં મૃળ નષ્ટ કરનાર મ્હોટામાં મ્હોટાં શત્રુ થઇ પડે છે!

મોહિનીને બીજી સુવાવડમાં પ્રાપ્ત થયેલ પુત્ર રત્ન જોઇ જેટલો આનન્દ થયો હતો, ત્હેનાથીં ઘણો વધારે કલેશ તે રત્ન હાથથી જવા લાગ્યું હતું, તે જોઇને ત્હેને થતો હતો. ત્હેણે અને ત્હેના પતિએ બન્યા તેટલા ઉપચાર કર્યા, દાકતરો અને વૈદ્યોનાં ભારે ખર્ચો ઉઠાવ્યાં, તથા રાત્રિ દિવસ જાતે અને માણસો પાસે ખડાં ને ખડાં રહેતાં હતાં; પણ એ બધુંય કેવી રીતે બાલકની મરણાવસ્થા અટકાવી શકે !—અત્યારે તે એકલી પાસે બેઠી હતી. બાલકને વખતો વખત આવતી તાણની આંચકીઓ જોઇ, ત્હેને પોતાને ઘણું દુઃખ થતું હતું, પણ—પણ તે અટકાવવાનાં સાધન અને ઉપાય રહિત, પૂર્ણ અશક્તિથી તે જોઇ રહેવું, એટલુંજ બની શકે તેમ હતું ! મૃત્યુની સમિપતા એ ઈશ્વરનું સાન્નિધ્ય છે, મરણ એ માત્ર પાર્થિવમાંથી અપાર્થિવમાં થતું આત્માનું રૂપાન્તર છે, પરન્તુ ત્હેની ગતિ પ્રભુના પોતાના હાથમાં છે. એ એવા અલૌકિક પ્રતાપવાળી વસ્તુ છે કે ત્હેની સમિપમાં વજ્ર સમાન દૃઢ, વ્યાઘ્ર સરખાં ક્રૂર, અને સર્પ જેવી ઝેરીલી,—માનવવૃત્તિઓ અને લાગણીઓ પણ મૃદુ, કોમળ અને શીતળ બની રહે છે. દૈત્યોને મનુષ્યત્વ અર્પનાર, અને માનવીઓમાં દેવપણું ઉતારનાર ત્હેનોજ સર્વવિજયી પ્રભાવ છે, એમાં કાંઇ શક નથી. જ્યારે જગતના તડકા છાયામાં ઉછરેલા અને પાપ પુણ્યના તરંગો પર ઉછળેલાં મનુષ્યોનો અવસાન કાળ પણ આવી અસર કરી શકે છે, ત્યારે ઉગતા સૂર્ય સમાન કોમળ, ખીલતાં ફુલ સરખાં નિર્દોષ, અને જન્મતાં ઝરણાં જેવાં નિર્મળ,—બાલકનાં મૃત્યુનું સામિપ્ય કેટલું પવિત્ર, કેટલું પુણ્યમય, અને કેટલું કલ્યાણકર હોવું જોઇએ ?...પરન્તુ મોહમુગ્ધ

સંસારને પોતાની માયાની અન્ધારીમાં આ પરમસત્યનું ભાગ્યેજ ભાન રહે છે અને આ બનાવમાં પોતાનાં પ્રીતિપાત્ર આપ્તજનની હાનિજ ત્હેને ભાસે છે !–જો કે ત્હેની થોડી વધુ અસર હૃદય ઉપર તો થયા વિના રહેતી નથી.

મોહિનીને આ પ્રસંગે નિર્મળ બાળાનાં ખરા દિલનાં વચન–તે સમયે કટુ લાગેલાં હતાં તે–યાદ આવ્યાં હતાં. " બ્હેન ! ત્હમે જે જિંદગી ગાળો છો, " ત્હેણે કહ્યું હતું: " તે કુદરતના અને નીતિના બંને નિયમોનું ઉલ્લંઘન કરે છે. આનું ફળ આજ નહિં, પણ કોઇક સમયે ત્હેની સજારૂપે ભોગવ્યા વિના ત્હમારે છૂટકો નથી. મ્હને ખાત્રી નથી, પણ મ્હેં સાંભળ્યું છે તે ખરૂં હોય તો–ત્હમને જણાવવાની મ્હારી ગંભીર ફરજ હું સમજું છું કે, અનીતિને માર્ગે વળનાર સ્ત્રી પુરૂષ પોતાનાં જીવન કલંકિત કરે છે, હૃદય મલીન કરે છે; નવીન યૌવનમાં મનોવૃત્તિઓ, લાગણીઓ અને વાસનાઓને સ્વચ્છંદ દોડવા દે છે; શરીરને વિષય અને અતિભોગનું ઘર બનાવે છે; તેઓ સઘળાં પોતાના જીવન, હૃદય અને શરીર,—એ સર્વનાં મહાન વૈરી છે. અત્યંત ખાવાથી જઠર બગડે છે, બહુજ વિચારથી મગજ નબળું પડે છે ને અતિશય કામ કરવાથી શરીર ઘસાઇ જાય છે: કુદરતી ઉપયોગ બધી વસ્તુઓનો સારો; કૃત્રિમ ઉપભોગ સઘળી વસ્તુઓનો હાનિકારક–એ ન્યાયે ત્હમે અત્યારે વિષય અને વ્યસનમાં જે અત્યાચાર કરોછો, ત્હેનું જરૂર ત્હમનેજ કડવું ફળ મળશે; માટે હજી વખત છે, ત્યાં સુધીમાં સમજો, બ્હેન !" બીજે પ્રસંગે કસુવાવાડ થયા પછી, ત્હેણે કહ્યું હતું કે,—"લગ્ન થયું, એટલે સ્ત્રી અને પુરૂષ કાંઇ લોખંડી બન્ધનથી બંધાતાં નથી; તેમ જીવન પર્યન્ત બ્રહ્મચર્ય ધારણ કરવાની ત્હેમને આવશ્યકતા પણ નથી. પરન્તુ, બ્હેન ! આપણે એટલું જા-

ણુવું જોઇએ કે, જ્યારે દંપતીરૂપ સ્ત્રી અને પુરૂષ બંને અનાચાર અને દુર્વ્યસનના ઊંડા કિચ્ચડમાંથી નીકળી શકવા ભાગ્યશાળી થયાં છે, ત્યારે ત્હેમણે ખાસ લક્ષ આપવાની જરૂર છે કે, જે વૃત્તિઓએ ત્હેમને તે ખાડામાં ધકેલી દીધાં હતાં, ત્હેને પુનઃ ઉત્તેજન ન મળે. અજીર્ણ થાય ત્યારે ત્હેનો ઉપાય અપવાસ; અને અશક્તિ થાય ત્હેનો ઇલાજ પૌષ્ટિક ખોરાક. મનોબળ શિથિલ હોય ત્યારે સદ્વિચાર અને સત્સંગ આવશ્યક છે. ત્હમે હજી બહુ નબળાં છો. હાલ થોડો કાળ ત્હમે તબિયત ખૂબ સંભાળો. દરેક રીતે મિતાહાર અને મિતાચાર પાળો. નહિં તો સંતતિ થશે, તે અવશ્ય રોગીલી તથા નબળી અને ત્હમારા આરોગ્યનું ઉચ્છેદન કરી નાંખનાર જ થવાની !"

મોહિનીને આવાં કડવાં પણ હિતકારી વચનો અત્યારે બહુ રીતે યાદ આવી આવી, ત્હેનાં અસ્ખલિત વહ્યે જતાં આંસુમાં વધારો કરતાં હતાં. પુત્રના મંદવાડમાં પોતાની વધતી જતી તબિયતની અશક્તિ તથા શરીરમાં અનેક ઉપચાર કર્યા છતાં વ્યાધિઓની વધતી જતી પ્રબળતા પણ તે હવે જોઈ શકતી હતી. પુત્રનો અવસાનકાળ તો સમિપજ હતો, એમ ડૉક્ટરનો સ્પષ્ટ અભિપ્રાય હતો, અને તેમ અવશ્ય થવાનું. પરન્તુ સુશીલ, ગરીબ, અજ્ઞાન મોહિનીનેય પોતાની અણસમજમાં કરેલાં કૃત્યનો પશ્ચાત્તાપ થયા છતાં, તે સુધર્યા છતાં પણ, સજા ભોગવવી પડે, એ વધારે સખ્ત ન્હોતું ?– પ્રભુએ કુદરતના નિયમો બાંધ્યા છે, એ વાત સત્ય છે; તથાપિ ત્હેમના બંધારણમાં પછી પ્રભુને વચ્ચે આવવાનું કાંઈ કારણ ? કુદરતના નિયમો આપણાથી પળાતા નથી, ત્હેનું પરિણામજ પશ્ચાત્તાપ પેદા કરે છે; ત્હેમનું વધુ ઉલંઘન, માનવજીવન ધારણ કરવા આપણે નાલાયક છીએ એમ ઠરાવી, આપણું મનુષ્યત્વ પણ ખુંચાવી લેવા સામર્થ્ય ધરાવે છે.

---

# પ્રકરણ ૭ મું: સંકટ સમાન સન્મિત્ર નથી.

## ૧. મીઠાઈમાં કડવાશ:

બંગલાના એક બાજુના ઓરડામાં પ્રબોધચન્દ્ર ટેબલ ઉપર હાથ દઇને, તે ઉપર માથું ટેકવી, વિચાર કરતો બેઠો હતો. આજ તે કાંઇ બહુજ ઉંડા વિચારમાં હતો. સામે કાગળોના થોકડા પડયા હતા, ટેબલની બંને બાજુપર મીણબત્તીના બે સ્ટેન્ડ ( દીવા ) બળ્યે જતા હતા, અને પાસેનાં પુષ્પપાત્રમાંનાં ફૂલનો મધુર સુવાસ આખા ઓરડામાં પ્રસરી રહ્યો. પ્રબોધના અસ્વસ્થ ચિત્તને અને વ્યગ્ર મગજને આજ શાન્તિ ન્હોતી.

સરલા અંદર આવી. ખુરશી ઉપર હાથ ટેકવી તે બોલી: "કેમ, પાછા આજ કાંઇ બહુ વિચાર કરવા માંડયા છે ? એમ કર્યે તો ઉલટા માંદાજ પડશો, હોં. બળ્યું, દીસતું રહ્યું એ કામ. કાંઇ રાતેય આગળીયાં ચુંથવા બંધ.યા છો ?—એમને એમજ શરીર બગાડો છો, તો ! ચાલો, ઉઠો વાળુ કરવા." તે હશી પડી, પણ પ્રબોધના કપાળ ઉપરથી વેદનાની રેખાઓ ઓછી થઇ નહિં, તેમ ત્હેના મ્હોં ઉપર સ્મિત હાસ્ય આવી શકયું નહિં. પતિની ઉંડી હૃદયવ્યથાનું કારણ અજ્ઞાન, તરલ સરલા સમજી શકે તેમજ ન્હોતું. આવા પ્રસંગોમાં પ્રબોધને પોતાની સ્વર્ગસ્થ પત્ની સરસ્વતી વારવાર યાદ આવતી.

પ્રબોધચન્દ્રને ઘણું ભારે દેવું થઇ ગયું હતું. દેવાની ખુબીજ એ છે કે, અણધારી રીતે, અજાણતાં, ત્હેનો ભરાવ થયેજ જાય છે; અને અન્તે ગમે ત્હેવા સારી આવકવાળા માણસને પણ વ્યાજનો વધારો મારી પાડે છે ! ખર્ચેલા પૈસા કેવી રીતે મેળવી પાછા વેળાસર

આપી દેવા, એનો વિચાર નહિં કરનાર મનુષ્યને, મહાસાગરની ભરતીનાં પૂરની પેઠે તે ઘેરી લે છે અને ત્હેમાંથી મુક્ત થવાના લપસણા રસ્તા, ત્હેને ઉંડા-વધારે ઉંડા પાણીમાં લલચાવી જઇ, છેવટે ડુબાવી દે છે ! નહિં ધારેલા માર્ગોએ અને નહિ કલ્પેલી ત્વરાથી પ્રબોધનું દેવું વધતું જ ચાલ્યું હતું. હાલ વાત એટલે દરજજે આવી હતી કે, જો કોઇ પણ રીતે આ વસ્તુસ્થિતિ અટકાવવાને પ્રયત્ન કરવામાં ન આવે તો નિઃસંશય ત્હેની હાલત અસાધ્ય થઇ પડે તેમ હતું. ભારે દરજ્જાની સરકારી નોકરીમાં ત્હેને મહેરબાનીની રાહે દાખલ કરવામાં આવ્યો હતો; તેથી ત્હેની દેવાદાર સ્થિતિ જો જાણીતી થઇ જાય, તો પણ પોતાને તે જગો ખોવી પડે; એટલુંજ નહિં, પણ અપમાન ભોગવવું પડે અને નાલાયકી સાબીત થાય.

આ ઉપરાંત બીજી પણ એક વાત ત્હેને કાને આવી હતી; અને તે ત્હેના એક મિત્ર પોલીસના વડા અધિકારી મારફત હતી, એટલે એને બિનપાયાદાર માનવા કારણ ન્હોતું. તે એ હતી કે, પ્રબોધચન્દ્રને નામે શહેરમાં કોઇ પૈસા લેતું હતું. અને આ બાબત ત્હેના વિરૂદ્ધ એક બે નનામી અરજીઓ પણ સરકારમાં થઇ હતી ! પ્રબોધચન્દ્રને ખાત્રી હતી કે, ત્હેના પિતા અથવા સગાં વ્હાલાંમાંથી કોઇ પણ એમ કરે નહિં. ત્યારે સવાલ એ હતો કે, કોણ એવો દગો રમતું હતું ? આ હકીકત સરકારમાં જાય ત્હેમાં તો કાંઇ ધાસ્તી નહિં હતી, કારણ કે એણે પ્રમાણિકતાની એવી છાપ પાડી હતી કે, પોતાના ઘરમાં સુદ્ધાં સરકારી સામાનને તે ઉપયોગમાં કદિ લેતો નહિ. પણ બીજું કાંઇ નહિં તો બદલી થાય; ને બદલી થાય તો લ્હેણાવાળા ઉતાવળ કરે. હાલ જ્યાં સુધી તે શહેરમાં એસિસ્ટણ્ટ કલેક્ટરના

અધિકાર હોય ત્યાં સુધી જે લોકો ખુશામત કરતા આવતા હોય, તેજ પાછળથી હેની વિરુદ્ધ દાવા કરવા દોડે, એ અસંભવિત ન્હોતું. અને શેઠ આત્મારામજી મરણ પામ્યા હતા, રતનરામ પોતેજ ગુજરાન માટે ફાંફાં મારતો હતો, તથા પ્રતાપચન્દ્રરાયની સઘળી મિલ્કત ઘસડાઇ ગઇ હતી; તેથી નાણાંની મદદ કરે એવું–ભર્યા શહેરમાં અને સેંકડો મિત્રોમાં–કોઇ ન્હોતું, એ વાત આજ હેને બહુ વ્યથા કરતી હતી.

વિચાર શ્રેણિમાં ભંગ પાડનાર ઉપર ગુસ્સો તો આવ્યો. પણ હેણે શાન્તિ રાખી જવાબ દીધો, " મ્હે તમને કહ્યુંજ હતું તો, મ્હને ભુખ નથી. તેથી નથી જમવું. "

" ન જમો !–એમ ખાધાપીધા વગર શરીર નથી બગાડી નંખાતું ! રડ્યું, કામતો નિતનું છે. ચાલો, ઉઠો વાળુ માટે ! શાક તો ક્યારનું ટ્હાડુંયે પડી ગયું. કેટલી વારથી બેશી રહી છું તે જાણો છો? દેવતા ઓલાઇ જશે તો પાછી પુરી તળતાં વાર થશે. માણસને કહીએ તો ' સાહેબ કામમાં છે, તેથી ત્યાં જવા હુકમ નથી ! ' એમ કહે; ને ઘંટડી વગાડીએ તો બોલો નહિં. ત્યારે મ્હારે જાતે ઉઠીને આવવું પડ્યું. ચાલો–ઉઠો, જે ભાવે તે બે પુરી ખાઇને નીરાંતે બેસો ને. " સરલાએ ફરીથી કહ્યું.

પ્રબોધચન્દ્ર જાણતો હતો કે, પત્નીએ એકવાર હઠ લીધી તે એકદમ મૂકી દે તેમ ન્હોતું. તેથી બોલ્યા શિવાય ઉઠીને તે ઉભો થયો અને વાળુ કરવા બેઠો. પણ સરલા હેના ચિત્તની મહા વ્યગ્રતા, હેની મુશ્કેલીઓની ભારે ગંભીરતા સમજી શકે તેમ હતુંજ નહિં. તેથી હેણે પોતાનું પુરાણ ચલાવ્યું.

" શાક બગાડ્યું તો નથી ને ? " હેણે પતિને પૂછ્યું. પ્રબોધે જવાબ દીધો, "ના, બગડ્યું નથી. "

" ત્હમે આજ ઘેર ગયા'તા, તે મ્હારી બાને મળ્યા'તા ? એ બિચારી મ્હોંમાં જીભે ઘાલતી નથી. ત્હમે તો નહિંજ ગયા હો, મ્હને ખાત્રી છેતો ! કુમુબ્હેનના વર માંદા થયા, ને રસિકભાઇની વહુ માંદી થઇ ! પણ મ્હારે ઘેર કોઇ માંદું થાય છે, તે ત્હમારે ત્યાં જવું પડે ?–ક્હો, ત્યાં ગયા'તા ? મ્હારી બાને પાંચદસ દિવસથી ચૂંક એવી સખત આવે છે, કે પ્રાણ જવો બાકી રહે છે, પણ ત્હમારે મન એ બિચારી કાંઇ હીસાબમાં છે ? "

" એમ કરોને ત્યારે; હમણાં ત્હમારાં બાને શરીરે ઠીક નથી ત્યાં સુધી ત્હમે એમની પાસે રહો. મ્હારી હરકત નથી."

"બોલ્યા, તે સમજ્યાં એતો ! " સરલા મ્હોં ચ્હડાવતી બોલી ઉઠીઃ " કોણ જાણે શુંયે છે, તે ત્હમને મ્હારું મ્હોંજ નથી ગમતું. એમ હતું ત્યારે ત્હમને ગમે એવી લાવવી'તી !–ક્હેતાં શરમ આવે છે ? 'તું જા, ત્હારી બાને ઘેર જઇને રહે. પણ હું નહિં જાઉં.' ત્યાં પગ મૂકતાં કોણ જાણે શું યે થાય છે ? "

પ્રબોધચન્દ્રે કૃત્રિમ હાસ્ય મ્હોં ઉપર આણ્યું. તે જમી રહ્યો હતો. " વખત ન્હોતો મળ્યો, નહિં તો ત્યાં જવામાં કાંઇ વાંધો છે ?–પણ હું ખરેખર રોકાઇ ગયો હતો." પાટલા ઉપરથી મ્હોં ધોઇને તે ઉભો થયો. સરલા પણ સાથે ઉઠી.

"ત્હમારે વાળુ નથી કરવુ ? " પ્રબોધે પૂછ્યું.

" ત્હમને કાંઇ રાત દ્હાડાનું ભાન છે ? " સરલાએ કહ્યું, " આજ તો મ્હારે સોમવાર છે. તે દ્હાડે હું કયારે રાતે વાળુ કરૂં છું ? ચ્હા પી લઇશ. "

ઑફિસવાળા ઓરડામાં તે બંને સાથે ગયાં, નોકરે પાન કરી રાખેલાં ત્હેમાંથી પ્રબોધને આપતાં તે બોલી, " ત્હમે તો ક્હેતા'તા

જે, ચન્દુભાઇ બિચારા ભલા છેને.-પણ એમણે શું કર્યું તે જાણ્યું ?"

"ચન્દુને ભલો હજી પણ હું કહું છું," પ્રબોધે જરા ચ્હીડાઈને કહ્યું. "એણે શું કર્યું છે ?"

"શું કર્યું છે ?-તે ગુલાબ ભાભીનો આજ કાલ ભભકો જોયો હોય તો જાણો. સોનાની બંગડીઓ ને માણેકનાં એરિંગ, ને છોકરાંને લુગડાં ઘરેણાં તો જૂદાં. ને ઘરમાં વાતે કરી છે ?—અને મ્હને તો એક ચીંથરૂં લઇ આપવું હોયને ત્હોયે-લક્ષીબા વગર વાતજ ન સુઝે ને ! એતો જાણે ઠીક. પણ મ્હેં અમારા ઘર પાસે શેઠાણી રહે છે ને, એમણે હમણાં હીરાની બંગડીઓ કરાવી છે તે બહુજ રૂપાળી છે. મ્હેં એમની પાસેથી નમૂનો જોવા મંગાવી છે. મ્હારી બા કહે જે ત્હારા વર પાસે એવી કરાવજે. મારશીને પણ એ બહુ સારી લાગી. નહિંતો-એ બિચારાં છે તો અસલી વિચારનાં આદમી, પણ એમને યે આ ગમી. શેઠાણીએ કાલે મોકલવાનું કહ્યું છે."

"સારી હશે. પણ હાલ મંગાવીને ત્હમારે શું કામ છે ?" પ્રબોધ કટાણું મ્હોં કરીને બોલ્યો. "કાંઇ ટાણું આવશે ત્યારે જોઇ લઇશું. હાલ કરાવવાની સવડ નથી."

"ત્હમે તો એમજ કહેશો-એ હું જાણતી'તી તો ! હજાર પંદરસો રૂપયડીની ત્હમને સવડ નથી ?-ત્હમે ત્હમારે ઘરમાં રૂપિયા ભર્યાં કરોને. એટલે લક્ષીબ્હેન ને ચન્દુભાઇ એમની મેળે મન ફાવે તેમ ચમન કરે."

"ત્હમે જાણ્યા વગર શું બોલ બોલ કરોછો ?-મ્હેં ઘરમાં શું આપ્યું છે ? ખરૂં જોતાં ચન્દુને હાલ નોકરી નથી ને એ માંદો સાજો રહે છે, તેથી મ્હારે એને મદદ કરવી જોઈએ. પણ તેય મ્હારાથી બનતું નથી."

" ત્હમે તો મ્હારી બા કુહે છે, એમજ સાવ સોલ્જર (કવાયતી સિપાઇ) જેવા છો! એંહ, જો ચન્દુભાઇને પૈસાની તાણુ હોયને, તો બાયડી છોકરાંને આમ સુને રૂપે મઢે ! નહિં: એતો ત્હમેજ એવા છો, જે પેટમાં પાણીનું ટીપુંયે માય નહિં ! ને 'પગલું' કરાવ્યું ત્હેમાં તો ત્હમારી માના લાખસેં બોલ મ્હારે સાંભળવા પડયા ને ફુસુબા—લલીબાનાં મ્હોં ચ્હડયાં તે તો જૂદાં !–પણુ એમ વાત ઉરાડી નાંખવાની નથી. હું તો મ્હારી બાનેજ કહીશ, તે એ કરાવશે. ને પૈસા બે દ્હાડા મોડા વ્હેલા આપજો. કયાં ઝવેરી ઉતાવળ કરે છે ? એ તો બાપડો મ્હને ઘણુંયે કુહે છે જે, આ લ્યો ને આ લ્યો. પૈસા ગમે ત્યારે આપજો. પણુ હું જ ત્હમને પુછ્યા વગર કોઇ દ્હાડો કાંઇ લેતી નથી. એંહ, બીજી મળી હોત ને તો ખબર પડતસ્તો !—ત્યારે હું બંગડીઓ કરાવીશ, હોં કે."

" ને એક બીજું કામ છે," સરલાએ પતિને વિચારમાં પડેલો જોઈ વાત આગળ ચલાવી, "એક વાત છે, તે માશીએ ને મ્હારી બા, બે જણે મળીને કહ્યું છે કે, આટલુ તો કરવુંજ પડશે. એમ છે જે, અમારી માલણુ છે, ત્હેના વર ઉપર કાંઇ ફરિયાદ થઇ છે ને કામ ત્હમારી પાસે આવ્યું છે, ચલાવવાને માટે. તે મ્હારી બાએ ને માશીએ કહ્યું છે જે, ' એ બિચારો આપણો જૂનો માણુસ છે માટે એને કાંઇ થાય નહિં, તે માટે જરા કાળજી રાખજો.'–એની વહુ મ્હારી બા પાસે આવીને બહુ રડી ગઇ'તી ને બિચારો ફસી પડયો છે. અહિં મ્હારી પાસે આવવાનું પણુ કુહેતી'તી. પણુ મ્હારી બાએ ના કહી કે, ' એ છોડી એમાં શું સમજે ?–એતો હું કહીશ. ' માટે આટલું જરૂર કરજો."

પ્રબોધચન્દ્રે આ વાત પૂરી ધ્યાનમાં લીધી ન્હોતી, પણુ તે

છેલ્લા શબ્દો સાંભળીને તરતજ જાગ્રત થઇ ગયો. "વળી બીજું શું કરવાનું છે ?" ત્હેણે પૂછ્યું.

"ત્હમે તો હું બોલું તે સાંભળશોજ નહિં ને, એટલે થયું. !" સરલાએ મ્હોં ચ્હડવવાનો ડોળ કરી, પછી હસી દેતાં કહ્યું. અને ફરીથી પાછી માળી વાળી હકીકત પતિને કહી.

"મ્હેં ત્હમને કેટલી વાર કહ્યું છે કે, સરકારી કામની બાબતમાં ત્હમને કોઇ પણ માણસ વાત કરે તો સાંભળવી નહિં ?" પ્રબોધ ગુસ્સે થઇને બોલી ઉઠ્યો. "હવેથી જો કોઇ પણ એવી વાત ત્હમે મ્હને કહેશો તો ત્હમારે પણ મ્હારી પાસે રહેવું મુશ્કેલ થઇ પડશે.- ત્હમે સ્ત્રીઓ શું સમજો કે એવા કામમાં કોઇને પણ વચ્ચે પડવા દેવાય જ નહિં અને સરકારમાં ખબર પડે તો નોકરીને પણ ધક્કો લાગી જાય ? ત્હમારાં ભાગ્ય કે ત્હમારી બા જો ત્હમારું ખરૂં હિત ઇચ્છતાં હોય તો ત્હેણે ત્હમને આવી વાતજ કરવી જોઇતી નથી."

પ્રબોધનો આવો ગુસ્સા ભર્યો ચ્હેરો સરલાએ કદિજ જોયો ન્હોતો; અને તેથી તે જરા દબાઇ ગઇ. પ્રબોધની પણ ખાત્રી હતી કે જો આ પ્રમાણે કુટુંબીઓ પોતાની સાધારણ બુદ્ધિવાળી તરુણ પત્ની મારફત સરકારી કામકાજમાં હાથ ઘાલતાં થશે, તો ત્હેમાં ત્હેને પોતાનેજ નુકશાન હતું. અને આ વાત એવી હતી કે, ત્હેને શરૂઆતમાં દાબી દેવી એજ ઠીક હતું.

સરલાને આમ પોતે તરછોડાવાથી ગુસ્સો તો ચ્હડ્યો પણ પતિની મુખમુદ્રા ઉપર ક્રોધનું રક્તત્વ તપી આવ્યું હતું, તેથી તે કંઇ બોલી શકી નહિં. તરતજ તે ત્યાંથી ઉઠીને ચાલી ગઇ અને પથારીમાં પડીને રોવા માંડ્યું. અનેક ચિન્તાઓથી ઘેરાયલા પતિને આજ પત્નીની બહુ ચિન્તા ન થઈ.

વિચારમાંને વિચારમાં તે આમતેમ ફરતો હતો એટલામાં બ્હાર કોઇ આવ્યું હોય, એમ ઘંટડીનો અવાજ આવ્યો. પ્હેરાવાળાને ત્હેણે 'કોણ આવ્યું છે ?' એમ પૂછ્યું.

"સાબ, રસિકલાલભાઇ મિલનેકું આયે હેં," ત્હેણે જવાબ દીધો. આ સાંભળીને પ્રબોધ તરતજ બ્હાર ઓટલા ઉપર આવ્યો. તથા રસિકલાલને હસ્તે મ્હોંયે આવકાર દીધો. તેઓ સાથે બંગલામાં પેઠા. " અત્યારે ક્યાંથી ? રસિકભાઇ ! " પ્રબોધે પૂછ્યું.

"બહુ અગત્યની એક વાત છે, જે ત્હમને આજજ જણાવવી દુરસ્ત લાગ્યાથી અત્યારે આવ્યો. નવેક થયા હશે. હજી બહુ રાત ગઇ નથી." ત્હેણે ઉત્તર આપ્યો.

## ૨. ગંભીર રોગ ઉપર સખ્ત ઈલાજ !

આજ પ્હેલીજ વખત પતિ તરફથી સખ્ત ઠપકો પામેલી, અને રીસાઇ ગયા છતાં નહિં મનાવાયલી સરલાએ કેટલોક વખત તો ખુબ રોયાં કીધું. પરન્તુ પ્રબોધચન્દ્રને કાને ત્હેનાં ડુસકાં સંભળાય એવી રીતે એ રોતી હતી, છતાં પોતાની મહાચિન્તામાં પડેલા પતિને ત્હેનું સાન્ત્વન કરવા જવાનું સૂઝયું નહિં. તેમ ન કરવાનું એક બીજું પણ કારણ હતું. આજની પત્નીની વાતચીત ઉપરથી પ્રબોધના મનમાં પ્રથમથીજ એક સંશય હતો, તે ખરો પડવા લાગ્યો હતો. ત્હેને એમ લાગતું હતું કે, સરલાની ખરચાળ ટેવો વધારનાર ત્હેની મા તથા ધનકોરમાશી હતાં. પત્નીની માગણીઓ પુરી પાડી શકાય તેથી આજ સુધી આ બાબત તે બોલ્યો ન્હોતો; પણ સરકારી કામકાજમાં પણ જ્યારે તે લોકોને—એક બે વાર ના કહ્યા છતાં—ખટપટ કરતાં જોયાં, ત્યારે ત્હેની આંખો ખરેખરી ઉઘડી ગઇ ! આજ આ નજીવી વાત

હતી, પણ કાલે ગંભીર બાબત હોય; અને આવી ભાંજગડ-ત્હેની આગળ ચાલતા કેસ વગેરેની-પારકે ઘેર સ્ત્રીઓમાં થાય, તો આગળ જતાં ત્હેને પોતાને ગેરઆબરૂ અને નુકશાન ભોગવવું પડે, એ બાબતમાં કાંઇ શક ન્હોતો. આથી આજ જ્યારે ત્હેણે જોયું કે સરલાની કમઅક્કલ અથવા ભોળપણ, જે કહો, ત્હેનો એનાં સગાં વ્હાલાં ખોટો લાભ લેવા માગતાં હતાં, ત્યારે એવી વસ્તુસ્થિતિ કદિ ભવિષ્યમાં થવા ન પામે ત્હેને માટે, ત્હેણે સખ્તમાં સખ્ત ઇલાજ લેવાની આવશ્યકતા સ્પષ્ટ રીતે જોઈ. પરન્તુ કેવી રીતે કામ લેવું અને પોતાની હાલની મુસીબતોમાંથી કેવી રીતે મુક્ત થવું, તે ઘણા વિચારની વાત હતી. આ બાબતમાં ઓરડામાં આમતેમ ફર્યા કરતો કાંઇ કાંઇ તરંગો તે ગોઠવતો હતો, પણ સઘળા અવ્યાવહારિક લાગવાથી તે છેવટે ત્યજી દેવા પડતા. અત્યારે કાંઇજ ત્હેને છેવટના વિચાર તરીકે, લેવા લાયક ઉપાય તરીકે, નહિં સમજાઇ શકયાથી, તે બહુ મુંઝાયો; પરન્તુ એવામાંજ રસિકભાઈના આવ્યાની ખબર પડી, એથી ત્હેના મગજની ગુંચવણનો તે વખતે તો અન્ત આવ્યો.

સરલા અત્યારે રોતી તો રહી ગઇ હતી; પરન્તુ ત્હેની મનોવેદના ત્હેવીને ત્હેવીજ તીવ્ર હતી. ત્હેને પણ આજ ઘણી અસ્વસ્થતા થઇ હતી. પતિપ્રેમ સાચવી રાખવાની મ્હોટી આવશ્યકતા ન સમજે એવી એ બેવકૂફ ન્હોતી. પણ પ્રથમજ આવી રીતે થયેલ માનભંગ ત્હેને સાલતું હોય, એમાં કાંઇ નવાઇ જેવું નહતું. ગુસ્સામાં, હૃદયવ્યથામાં, તે આંખોમાંથી આંસુ ગાળતી, વિચારમાં ને વિચારમાં પડી રહી હતી. એવામાં કોઇ માણસ બ્હારથી ઓટલા ઉપર ચ્હડ્યું હોય, એમ ત્હેને સંભળાવ્યું. આટલી રાતે કોણ આવ્યું હશે, એ સ્વાભાવિક જિજ્ઞાસાએ ત્હેને જાગ્રત કરી. પ્રબોધચન્દ્રની ઓફિસવાળા ઓરડાનું

બારણું તો તે રીસમાં ને રીસમાં બંધ કરીનેજ આવી હતી. પણ ત્હેની કળમાં કુંચી ફેરવવાના કાણામાંથી અંદર નજર પડે તેમ, તથા વાત કરે તે સભળાય તેમ હતું. આટલી રાતે, રસિકભાઇ જે બંગલે કોઇ દિવસ આવ્યો ન્હોતો, ત્હેને ત્યાં આવેલો જોઇ, શું કારણ હશે એ જાણવાની વધારે ઇચ્છા થઇ; અને પોતાનાં સગાંનું કામ કરતાં તો ભાર પડે છે! પણ ગતપત્નીનાં સગાં રાતે આવીને પણ મદદ માગે છે, તે પ્રબોધ તરફથી મળે છે કે કેમ, એ જાણવાને તે ઘણી જ આતુર બની ગઇ. તેથી એક ન્હાનકડી ખુરશી ધીમે રહીને ત્હેણે બારણા પાસે મૂકી અને ત્હેના ઉપર તે બેઠી.

પ્રબોધચન્દ્ર અને રસિકભાઇ અંદર બેઠા હતા. પ્રબોધ બોલતો હતો.

“ પણ ત્હમને કહ્યું કોણે?—હું નથી ધારતો કે એ વાતમાં કાંઇજ સત્ય હોય. છતાં મ્હારે કાને પણ એવી વાત આવી છે ખરી.”

“ મ્હને કોણે કહ્યું, તે જાણવાની ભાંજગડ કરવા કરતાં,—આપણે શું ઇલાજ લેવા, એનો વિચાર વધારે ઉપયોગી થઇ પડશે, ” રસિકભાઇએ જવાબ દીધો. પરન્તુ પછી પ્રબોધચન્દ્રના બહુ આગ્રહ ઉપરથી ત્હેણે ગજવામાંથી એક કાગળ કહાડયો અને વાંચવા માંડયો. તે પોલીસ તરફની તપાસનો અહેવાલ હતો. એમાં પ્રબોધચન્દ્ર સામે આવેલી અરજી પરથી ત્રણ આક્ષેપોનો તપાસ કરવામાં આવ્યો હતો.

૧ તે લાંચ લે છે. ૨. ત્હેને નામે કોઇ પૈસા ખાય છે. તથા ૩. ત્હેને ઘણું ભારે દેવું થઇ ગયું છે.

પ્હેલી બાબતની તપાસનું પરિણામ બહુ સારૂં હતું. પ્રબોધચન્દ્રની દરેક રીતે પ્રમાણિકતા અને સત્યનિષ્ઠા ત્હેમાં પ્રદર્શિત થઇ હતી; પરન્તુ બીજી બાબતમાં,—બાઇ ધનકોર નામની સ્ત્રી જે ત્હેની પત્નીની નિકટ સંબંધી હતી, ત્હેણે પાંચ કેસમાં પૈસા ખાધા એમ જણાયું હતું. આ નાણાં પ્રબોધચન્દ્રની જાણમાં લેવા-

વાનો સંભવ ન્હોતો; કારણ કે તે પાંચમાંથી ફક્ત એકજ કેસનો ચુકાદો લાંચ આપનારની તરફેણમાં થયો હતો, અને આ અરજીઓ થવાનું કારણ પણ ઘણું કરીને તે નિષ્ફળ થયેલા લાંચ આપનારાજ હશે, એમ સમજાતું હતું. તપાસની ત્રીજી બાબત વધારે સખ્ત હતી, કારણ કે તે સત્ય હતી. પ્રબોધચન્દ્રનું પોતાનું દેવું વ્યાજ સાથે સ્હાડા પંદર હજાર રૂપિયા હતુ; અને તે ઉપરાંત ધનકોર માશીએ સરલાને માટે પ્રબોધથી છાની કેટલીક ચીજો લઇ આપેલી, ત્હેના પણ લ્હેણા રૂપિયા પંદરસો બેહજાર થવા જતા હતા. સરલાને તો એમ કહેવામાં આવ્યું હતું કે માશી ગમે તેમ કરીને ચુકવી દેશે; અને એમ કરવાનું એમણે વચન પણ આપેલું હતું. પરન્તુ સરલાને નામે એ રકમો લેવામાં આવી હતી, તેથી તે પણ દેવામાંજ ગણાઇ.

પોલીસ રિપોર્ટ (અહેવાલ) ની હકીકત જાણીને પ્રબોધ તો આભોજ બની ગયો. ધનકોર ડોશી અને સરલાની મા ત્હેને વારંવાર પોતાને ઘેર બોલાવવાનો આગ્રહ કરતાં હતાં, ત્હેનું કારણ ત્હેને સમજાયું.

"પ્રબોધચન્દ્ર! હું આ હકીકત કહુંછું તેથી ત્હમે એમ ન માનશો કે, હું ત્હમારાં નવાં સબન્ધીઓની સાથે કોઇ પણ રીતે ત્હમને તકરાર કરાવવા માગુંછું. મ્હારો હેતુ તો ફક્ત ત્હમને કોઇ ખાડામાં નાંખી ન દે, તે માટે સાવચેત કરવાનોજ છે. આ રિપોર્ટમાં તો કાંઇ નથી. ફક્ત દેવા બાબતના ચાર્જ(ફરિયાદ)શિવાય, બીજું આમાં એવું કશું નથી, કે જેને લઇને ત્હમારે માથે જવાબદારી આવી શકે. અને દેવાની બાબતમાં ગંભીર છે ખરી, પણ ત્હેનો વેળાસર ઉપાય થઇ શકે એમ છે," રસિકભાઇએ કહ્યું.

"રસિકભાઇ!" પ્રબોધ બોલી ઉઠયો. "ત્હમે કદાચ નહિં માનો, પણ મ્હારી હમણાંની સ્થિતિ એવી વિચિત્ર થઇ ગઇ છે કે,

શું કરવું તે બિલકુલ સમજાતું નથી. બેવકૂફ અથવા હરામખોર માણુ-સોની સાથે સંબન્ધ થાય, એ પણ એક દુર્ભાગ્ય છે! અને ત્હમે દેવાનો વેળાસર ઉપાય કરવાનું કહોછો, પણ મ્હારી ખરી મુસીબતજ એ છે. મ્હને પણ આવી અરજીઓ થયાની ખાનગી ખબર મળી હતી; પરન્તુ ત્હેનું કારણ ન્હોતું સમજાતું, તે આજ સ્પષ્ટ થયું. હવે સવાલ એ રહે છે કે, આ હકીકતને પરિણામે મ્હારી બદલી થાય. તે કરતાં વધારે હાનિ થવા સંભવ નથી. પણ મુશકેલી એ છે કે, જે લોકો હાલ કાંઇ બોલતા નથી, પણ તે મ્હારી અહિંયી દૂરના ભાગોમાં–દક્ષિણમાં અગર સિન્ધમાં–ગયા પછી તરત દાવા કરે અને હુકમનામાં મેળવે. હવે એવી વસ્તુસ્થિતિમાં મ્હને મ્હારી હાલના જેવી જવાબદારીવાળી જગોપર રહેવા દેવાનું સરકારને યોગ્ય લાગે, એ કેવી રીતે ધારી શકાય? અને ધનકોરડોશીની આવી ખટપટોને લઇને પણ કોઇ રીતે નુકશાન તો થવાનુંજ છે, એ મ્હારી ખાત્રી છે.”

રસિકભાઇએ જવાબ દીધો, “ મ્હને શ્રદ્ધા છે કે, ત્હમારા ઉપ-રીઓનો ત્હમારે માટે એવો ઉંચો અભિપ્રાય છે, કે કાંઇ થવાનું નથી. મ્હારો મત તો એમ છે કે, ત્હમે દેવું આપી દઇ છૂટા થઈ જાઓ અને પછી જરા વધારે ચોકસાઇથી કામ કરો. મ્હને ધાસ્તી છે કે, સરલા બ્હેનને પણ ત્હમારે આ હકીકતથી વાકેફ કરવાં પડશે.”

“ હવે તો જાણે એ બધુંય થશે,” પ્રબોધ બોલ્યો. “આ પછી તો સઘળી બાબતમાં સાવચેતી રાખ્યા શિવાય છુટકો નથી, કારણ કોઈ વખત એવાં માણસો આપણને અજાણતાં મારી પાડે! પરન્તુ દેવાની આટલી ભારે રકમ આપવાનો કોઇ માર્ગ મ્હને જડતો નથી. આત્મારામજી ઉપર બહુ વિશ્વાસ હતો, પણ તે અને પ્રતાપમાણુ બંને ગયા!–શહે-રમાંથી હવે એકના ઉપાડીને બીજાને આપવા, ત્હેના કરતાં કોઇ ચોકસ

ગોઠવણુ એવી કરવી કે જેથી ધીમે ધીમે બધાં નાણાં ભરાયે જાય, છતાં કોઇ પ્રકારની ધાસ્તી ન રહે. અણુધાર્યાં ખર્ચોમાં, અને ચોકસ હીસાબ નહિં રાખ્યાથી, ધીમે ધીમે દેવું કેવી રીતે વધી જાય છે, તે આજ મ્હને સમજાયું. બુલ્વર લિટન ખરૂં કહે છે કે, દેવાના જેવો યુવાન મનુષ્યોને બીજો ભારે દુશ્મન નથી. બીકન્સફીલ્ડ પણ એજ કહે છે ને?–પરન્તુ અનુભવ શિવાય સંસારનાં ઘણાં મહાસત્યો સમજાતાં નથી."

"સંયમ વિના જેમ વ્યસન વધે છે, તેમ કસર વિના દેવું પણ વધેજ છે, એ જાણીતી વાત છે. પરન્તુ આપણે હાલ વ્યાવહારિક પગલાં લેવાં, એની ખાસ જરૂર છે,' રસિકભાઇએ કહ્યું, "મ્હારી પાસે થોડી રકમો બેન્કોમાં છૂટી ડિપોઝિટ ( વ્યાજે મૂકેલી ) પડી છે, ત્હેનો બેલાશક ત્હમે ઉપયોગ કરો, અને અનુકૂળતાએ ત્હમે પાછી આપજો. અરાઢ–વીશેક હજાર સુધી હું ધારૂં છું કે હું આપી શકીશ. છુટાં દેવામાંથી ત્હમે ચોખ્ખા થઇ જાઓ."

પ્રબોધનું અંતઃકરણ ભરાઇ આવ્યું. ત્હેણે પોતાની આ ગંભીર મુશ્કેલીમાંથી મુક્ત કરવાને માટે રસિકભાઇનો ખરાદિલથી આભાર માન્યો. "બીજાને જે વ્યાજનો દર હું આપું છું, તે હું ત્હમને ખુશીથી આપીશ અને વીસ હજારની લાઇફ પૉલીસી ( જીંદગીનો વીમો ) પણ લઇશ. એટલે ત્હમારા પૈસા ગમે તેમ થાય તો પણ ડૂબે નહિં એમ થઇ શકશે."

રસિકભાઇએ 'તેમ કરવાની કાંઇ જરૂર નથી' એમ જણાવતાં, પ્રબોધે પોતાનો આગ્રહ જારી રાખ્યો. "ભાઇ! કાલની કોને ખબર છે? એવા સાવચેતીના દરેક ઉપાય તો મ્હારે પોતાને માટે હવે અવશ્ય લેવાજ જોઇએ. પરન્તુ દર્દ વધી પડ્યું છે ત્હેના ઉપર સખ્તમાં સખ્ત

ઇલાજ પણ લેવાની જરૂર છે. મ્હારાં વાઇફ (પત્ની) ને ડોશીને ઘેર જવાનું ઘણુંજ ઓછું કરવું પડશે, અહિંથી બીજે સ્થળે મ્હારી ખુશીથી બદલી માગી લેવી પડશે; અને ખર્ચની બાબતમાં હવે ઘણીજ સંભાળ રાખવી, એવો આજથી દૃઢ સંકલ્પ છે. રસિકભાઇ ત્હમે સગા ભાઇ હો, ત્હેના કરતાં પણ વધારે પ્રીતિ રાખો છો, અને માટે હું જેટલું કહું તેટલું ઓછું છે."

"ભાઇ!" રસિકભાઇએ ત્હેના ખભા ઉપર હાથ મૂકી કહ્યું. "સરસ્વતી તરફનો ત્હમારો સ્નેહ તથા એની માંદગીમાં ત્હમે કરેલી એની સારવાર, અને ત્હમારી તથા ભાણીની સંભાળ રાખવાનું મ્હેં એને આપેલું વચન, ને તે ઉપરાંત ત્હમારા ઉચ્ચ ગુણો તરફ મ્હારા હ્રદયનો પક્ષપાત,—એ સહુ એવા પ્રકારનો ઋણાનુબન્ધ છે કે, ત્હેમાં પ્રભુનીજ ઇચ્છા દૃષ્યમાન છે અને ત્હેની ઇચ્છા સર્વદા આપણા શ્રેય અર્થે હોય છે. સરસ્વતીની અવસાન સમયની માગણી પણ આપણી મિત્રતા કાયમ રહે એજ હતી ને?—આવાં અલૌકિક બળો આપણાં હ્રદયને જોડે છે, એટલે ત્હેમાં કોઇને કંઇ બોલવાનું રહેતુંજ નથી."

તે મિત્રો છુટા પડયા. પ્રબોધચન્દ્ર રસિકભાઇને ગાડી સુધી વળાવવા ગયો અને પાછો આવતાં ઉંડો નિઃશ્વાસ નાંખતો બોલ્યો "ગમે તેમ થાય; પણ હવે વધારે સહનશીલતા રાખવી, એ હાનિકારક નબળાઇ છે. ગંભીર રોગ ઉપર સખ્ત ઉપાય લીધા વિના ચાલે તેમ નથી!—હે પ્રભો! મ્હારી સરસ્વતી જેવી ગૃહદેવી ઉપાડી લઇને ત્હેં મ્હને આ ખાડામાં ક્યાં નાંખ્યો?" અકળામણમાં ત્હેના હ્રદયમાંથી ઉદ્દગાર નીકળી ગયા.

પ્રબોધ અને રસિકની વાત અર્ધી ઇંગ્લિશમાં, તો અર્ધી ગુજરાતીમાં ચાલી હતી. પરન્તુ સાધારણ રીતે અર્થ ગ્રહણ કરી શકે એવું ભાગ્યું તૂટયું ઈંગ્લિશ ભાષાનું પણ જ્ઞાન સરલાને મળેલું હોવાથી, ત્હેને તે

સમજવામાં મુશ્કેલી ન નડી. તે તરુણ, હલડ, મ્હોંયે ચ્હડાવેલી તથા ઉછાંછળી હતી; પણ ત્હેનામાં સમજણ ન્હોતી એમ નહિં. તે આજની વાતે સાંભળતી ગઇ, તેમ તેમ ત્હેની ગંભીરતા ત્હેને પ્રત્યક્ષ થતી ગઇ. છતાં ધનકોરમાશી આમ દગો રમતાં હશે, ત્હેનો તો એને પ્રથમ ખ્યાલજ ન આવ્યો. ત્હેણે તે માન્યું નહિં. પણ જેમ જેમ વાત આગળ વધતી ગઇ, તેમ તેમ એને પોતાના પિયરના છૂટા છવાયા પ્રસંગો યાદ આવ્યા, તથા ધનકોરમાશી સરકારી કામકાજ વિશે પુછ પરછ કરતાં, તે પણ થોડું થોડું સ્મરણમાં આવ્યું. અન્તે પતિની નોકરી જોખમમાં આવી ગઇ છે, એમ સાંભળ્યું ત્યારે તો ત્હેના હૈયાએ કહ્યુંજ ન કર્યું; એટલી બધી એ ગભરાઇ ગઇ હતી. અને છેવટે જ્યારે રસિકભાઇએ લગભગ વીસહજાર રૂપિયા જેવી ભારે રકમ ફક્ત પોતાની સ્વર્ગસ્થ બ્હેનનું વચન પાળવાને ખાતર આપવા માંગણી કીધી, ત્યારેતો ત્હેના હૃદયમાં ત્હેને માટે, પરલોકવાસી સરસ્વતીને માટે, અને ત્હેવાં ઉત્તમ મનુષ્યોની અસાધારણ પ્રીતિ મેળવનાર પતિને માટે ઘણીજ માનની વૃત્તિ થઇ આવ્યા વિના રહી નહિં. પ્રબોધચન્દ્રની પ્રશંસા તે જ્યાં ત્યાં સાંભળતી; પરન્તુ ત્હેના મનમાં એનાં પિયરિયાં તરફથી એમ ઠસાવવામાં આવ્યું હતું કે, એ તો કલેક્ટર સાહેબની બધાં ખુશામત કરે જ !–પતિના હૃદય બુદ્ધિના ઉચ્ચ ગુણ અને રસિકભાઇની અનન્ય મમતાની ત્હેને આજ ખાત્રી થઇ. આવા 'વિચાર જેમ જેમ હૃદયમાં પ્રવેશ કરવા લાગ્યા, તેમ તેમ ત્હેને પોતાનો અને પોતાનાં પિયરિયાં તરફ બહુ તિરસ્કાર ઉપજવા લાગ્યો. ધારો કે, તે પોતે મરણ પામી, તો પોતાના શબ્દને ખાતર કોઇ માણસ પ્રબોધચન્દ્રને આશ્વાસન પણ આપે એવું પિયરમાં હતું ?–ત્યારે શું એ બધાં સ્વાર્થનાંજ સગાં હતાં ? પ્રબોધની નોકરી જાય, તો પોતાની સ્થિતિ શું થાય, એનો

આજ પ્હેલીવાર કાંઇક ખ્યાલ ત્હેને આવ્યો અને પોતાનું સદોષ વર્તન, પોતાનાં દૂષણો ત્હેને યાદ આવી આવી આજ ઘણી પીડા કરવા લાગ્યાં.

એટલામાં રસિકભાઇને વળાવીને પ્રબોધ પાછો પોતાની ઑફિસ વાળા ઓરડામાં દાખલ થયો; અને ઉપર જણાવેલાં નિરાશાનાં વચનો ત્હેનાથી બોલાઇ જવાયાં. એ શબ્દોએ સરલાનું નિખાલસ, પ્રેમાળ અંતર્ ભેદી નાંખ્યું. બારણું ઉઘાડી, આંસુથી ભરેલી આંખો અને ગદ્‌ગદ કંઠથી તે બોલીઃ "વ્હાલા, મ્હારા વ્હાલા ! ત્હમે એવું ના બોલો. મ્હને ગમે ત્હેની સખ્ત સજા કરો. તે ભોગવવાને હું લાયક છું. પણ એવા બોલ ના બોલશો. ત્હમે ક્હેશો તેમ હું કરીશ; ફરમાવશો તેમ વર્તીશ, પણ ત્હમારી જાત ઉપર અકળામણ ના કરશો. મ્હેં બધી વાત સાંભળી છે. મ્હારા કાન ઉઘડયા છે, અને ત્હમે જેમ ક્હો તેમ ચાલવાને હું તૈયાર છું. ક્હો તો હું મરી જઇને પણ ત્હમને છૂટા કરૂં. પણ ત્હમે એમ નિસાસો નાંખો કે બોલો, એ મ્હારાથી નથી ખમાતું." પુષ્કળ રોતી અને ડુસકાં ખાતી પતિના પગ આગળ તે પડી. આશ્ચર્ય પામેલા પ્રબોધે સરલાને ઉંચકી લઇ કૉચ ઉપર બેસાડી અને ત્હેના મુખ ઉપર પ્રેમભર્યું, મધુરું ચુંબન લીધું. પત્નીના સાન્ત્વનમાં અને કેવી રીતે દેવાના પૈસા વાળી નાંખવા તથા ઘરખર્ચ ઘટાડવું, ત્હેના વિચારની ઘટનામાં રાત્રિનો મ્હોટો ભાગ પસાર થયો.

## ૩. મંજુલનું નવું જીવન.

રતનરામ અને મંજુલ ગૌરી મુંબાઇના ગરીબ પણ ચોખ્ખા ભાગમાં આવેલા એક માળામાં રહેતાં હતાં. શેઠ લક્ષ્મીનારાયણની પેઢીના મુનીમોની લાગવગનો લાભ લેવાની ના પાડી, ફક્ત નવીન બાબુ તથા નિર્મળ બાલા, જગતદાસ અને આનન્દલાલનેજ પોતાનું ઠેકા-

ણું જણાવી, રતનરામ પત્ની સાથે મુંબાઇ ચાલ્યો ગયો, હતો. અહિં કેટલાક પ્રયાસે, અને તે જાણતો નહિં હતો—પણ જગતદાસની ભલામણ ઉપરથી, ત્હેને એક મિલમાં કામ કરતાં માણસોની સારવાર કરનાર ડૉકટરની જગો મળી. પ્હેલો રૂ. ૫૦નો માસિકપગાર થયો અને દર વર્ષે પાંચ રૂપિયાનો વધારો થઇ અન્તે સો રૂપિયા સુધી આ જગોએ મળી શકે તેમ હતું. લાખ્ખો રૂપિયાની ઉપજની માલીકી ભોગવનાર અને હજારો રૂપિયાનું વાર્ષિક ખર્ચ કરનારને આ પગારમાં શું કરવું તે સમજણ ન પડે એ સ્વાભાવિક હતું. મંજુલ પણ કરકસર એ શું તે જાણતી ન્હોતી. છતાં પણ આ દંપતીએ પોતાની ઉપજની અંદરજ ખર્ચ કર્યાં કરવું એવો જે નિશ્ચય કીધો હતો, ત્હેને તેઓ સાવચેતીથી વળગી રહ્યાં. મકાન ભાડું, ખોરાક, નોકર ખર્ચ વગેરેમાં પગારનો એટલો મ્હોટો ભાગ ચાલ્યો જતો કે, ઘણી કસર કર્યા છતાં પણ ત્હેમને મહિનાની આખરે તગીની તંગી રહેતી. મંજુલ આથી પણ ડરી નહિં. ત્હેણે નોકરને રજા આપી અને પોતાના માળામાં એક ગરીબ મરેઠણ રહેતી હતી ત્હેને બે ત્રણ રૂપિયા આપવા કરી પોતાનાં ઘરનું વાસણ—પાણી—અબોટ વગેરે ઘરકામ કરાવી લેવા તજવીજ કરી; અને બાકીનું પોતે જાતે અથવા રતનરામ કરતો. રતનરામને નોકરી એવી સખ્ત હતી, કે ત્હેને સ્હવારમાં ૭ થી અગિયાર વાગ્યા સુધી, અને બપોરે એકથી ૭ સુધી, એમ મીલમાં હાજર રહેવું પડતું. વખતે મીલ રાતે ચાલતી ત્યારે રાતે પણ ત્યાં સુવું પડતું; જો કે આ વખતનું વધારાનું ભથ્થું ત્હેને મળતું ખરૂં. આવે પ્રસંગે પેલી મરેઠણને મંજુલ પોતાની ઓરડીમાં સુવાડતી.

આ દંપતીને પડોશના માળામાં રહેતાં એક પતિપત્નીની સાથે ઓળખાણ થયું. ખરૂં કહીએ તો, તારાગૌરીએ મંજુલની સાથે

વખતો વખત વાતચીત કરવા માંડી અને એક બે વાર હ્હેની ઓરડીમાં તે આવીને આમ ઓળખાણુ શરૂ કર્યું. પછી મંજુલને હ્હેને ત્યાં પણુ જવું પડયું. તારાના પતિ ભગવાનદાસે એક દિવસ પોતાની વર્ષગાંઠ નિમિત્ત આ દંપતીને મીઠાઇ મોકલી, જેનો–રતનરામની ઇચ્છા નહિં હોવા છતાં, અસ્વીકાર થઇ શકયો નહિં. પરિણામ એમ આવ્યું કે તે મોકલનારનો રતનરામને ઉપકાર માનવો પડયો, ધીમે ધીમે મિત્રતાનો સંબન્ધ શરૂ થયો. તેઓ ઘણી વાર જે જે મોકલતાં .તે બને ત્યાં સુધી મંજુલ રાખતી નહિં; પણુ બધી વખત ના પાડયાં કરવી, એ હ્હેને તોછડાઇ અથવા અભિમાન જેવું જણુાયાથી, તે કોઇ પ્રસંગે રાખતી તો ખરીઃ પરન્તુ અનુકૂળતા હોય, ત્યારે બદલામાં બીજું કાંઇ એ દંપતીને તે મોકલી પણુ આપતી. આમ ચાલતાં એકાદ બે માસમાં તો એ બે કુટુમ્બો વચ્ચે બહુ સારો સંબન્ધ થયો. તે એટલે સુધી કે, જ્યારે તારા અથવા મંજુલને માસિક અગવડ હોય, ત્યારે તેઓ અને હ્હેમના પતિ એક બીજાને ઘેર સાથેજ જમતા.

મંજુલને હવે પ્રથમના કરતાં આ નવું જીવન ઓછું કઠિન, ઓછું દુઃખકર લાગવા માંડયું. અને હ્હેના હૃદય ઉપર નિરાશા તથા વેદનાનો ભાર હતો તે પણુ ઓછો થવા લાગ્યો હવે પતિની ગેરહાજરીમાં જે અણુગમતું હ્હેને આવતું હતું તે પણુ ઘટતું જણુાયું. હ્હેને સાધારણુ રીતે વાંચવા લખવાનો બહુ શોખ ન્હોતો; અને હ્હેનું વાંચન બહુ તરલ અને ક્ષણિક આનન્દ અથવા રસ આપે એવા વિષયોમાં વિસ્તરેલું હતું. તેથી હૃદય બુદ્ધિની રસવૃત્તિ તથા ભાવનાઓને ઉન્નત કરે, વિપત્તિમાં ધૈર્ય આપે, એવી સહાય કેળવણીથી હ્હેને મળી શકી નહિં. છતાં નિર્મળબાળા અને જગતદાસ જેવાં સચ્ચારિત્ર્યવાન મનુષ્યોના સત્સંગમાં હ્હેને ઘણું શીખવાનું, સમજવાનું મળ્યું

હતું. ત્હેના પતિનું દૃષ્ટાન્ત પણ શાન્ત; ઉદાત્ત, મહાનુભાવ સદ્‌ગુણો-થી ઝળકતું, ત્હેના નિત્ય જીવનમાં ત્હેની સમક્ષ હતું. હજી પણ કદિ કદિ અશ્રદ્ધા, નિરાશા અને મનોવ્યથા ભર્યાં વચનો અને વર્તન ત્હે-નામાં જોવામાં આવતાં. પણ દૃઢ સંકલ્પના બળથી સાત્વિકતા જાળ-વીને જે પ્રકારે રતનરામ ત્હેની સાથે વર્તતો, જે પ્રીતિ–મમતા–સહૃદયતાથી તે ત્હેના ક્ષણિક મોહનો નાશ કરતો, ત્હેને લીધે મંજુલ થોડાજ સમયમાં પોતાનું ખોવાયેલું પ્રેમાળ આત્મત્વ પાછું પ્રાપ્ત કરતી.

આવી રીતે ગરીબાઇની શાન્તિમાં પ્રેમનાં સુખસ્વપ્નાંની ખરી મીઠાશ ચાખતાં, આ પતિપત્ની નવીન જિંદગીમાં યથારુચિ વિહરતાં હતાં; જેટલો વખત રતનરામને મળી શકે એટલો બધો તે પત્નીના સાન્ત્વનમાં, ત્હેના સુખ સન્તોષની ચિન્તામાં ગાળતો; વિહાર સ્થાનોમાં અવકાશને સમયે તેઓ સાથેજ ફરતાં; ઉપભોગનાં સસ્તાં સાધનોનો સાથેજ લાભ લેતાં; અને જેમ બને તેમ પૂર્ણ કટુતા ભરેલી પોતા-ની પૂર્વ સ્થિતિનું વિસ્મરણ કરવાને તેઓ પ્રયત્ન કરતાં હતાં. તેઓ માળાના એક છેક ઉપરના ભાગમાં રહેતાં હતાં. આગળ છજા વાળી એક મ્હેડી હતી. ત્હેની ઉપર કાતરિયું અને ન્હાનકડી અગાશી હતી. કામ કાજથી પરવારી આ દંપતી અહિં ઘણી વાર સુધી બેસતાં. ઉન્હાળો હતો, એટલે રાત્રિના ઘણા વખત સુધી સૂઈ પણ રહેતાં.

આજ ચાંદની રાત ખીલી હતી. શહેર શાન્ત તો ન્હોતું પણ ઘોં-ઘાટ ઘણો ઓછો થઇ ગયો હતો. દૂર ઘુઘવાટા કરતા રત્નાકર મહા-સાગરનાં પાણી ચન્દ્રપ્રભામાં ચળકતાં હતાં. પવન મન્દ મન્દ વાયાં કરતો હતો અને તાપથી ક્લાન્ત થયેલાં શરીરોને શાન્તિ અર્પતો હતો, રતનરામ એક આરામ ખુરશી ઉપર પડ્યો હતો. અને ત્હેના

ઘુંટણ્ આગળ માથું મૂકીને મંજુલ પથારીમાં બેઠી હતી. ગરીબાઇમાં પણ મંજુલે પોતાની કુદરતી રસવૃત્તિનો ત્યાગ કીધો ન્હોતો. એક ન્હાનકડા પુષ્પપાત્રમાં ફુલનો ગુચ્છો અને દૂર બળતી અગરબત્તીની સુવાસ ફેલાતી હતી. મંજુલે એક સફેત ગવન અને સાદો પરન્તુ સુંવાળો રેશમ જેવો કબજો પ્હેર્યાં હતાં. ત્હેના ગજવામાંથી બ્હાર લટકતો રૂમાલ પણ સેન્ટ ( સુગંધી ) ની ખુશબો આપ્યાં કરતો હતો.

" હું તો પ્રભુની કુદરતજ જોઇ રહું છું, વ્હાલા ! " મંજુલ બોલી; આપણને આમ હલકી સ્થિતિમાં ઉતારી પાડવામાં ત્હેને કાંઇ કારણ તો હશે જ. નહિં તો કાદમ્બરી-ચન્દ્રાપીડ જેવો, રોમિયો ને જુલિએટ જેવો આપણો પ્રીતિ સંબન્ધ, ત્હેને નળ-દમયન્તી અથવા હરિશ્ચન્દ્ર-તારામતી જેવું નિરર્થક કષ્ટ સહન કરવું પડે, એ પણ અન્યાયજ ગણાય ને ? હું ત્હમને જોઉં છું, ત્યારે તો કાંઇ નથી લાગતું. લાખો રૂપિયાની મિલ્કત આવી અને ગઇ. છતાં ત્હમે નિરાશ કે ખિન્ન થયા નથી. પણ મ્હારાથી તો-હું એકલી હોઉં છું ત્યારે નથી રહેવાતું ને ઘડી ઘડીમાં ઘેલછા ભરાઇ જાય છે ! "

પત્નીના માથાપર ઉભરાતા વાળના ગુચ્છા સમા કરતો રતનરામ ક્ષણેક પર્યન્ત સાંભળીજ રહ્યો. પછી હસતું મ્હોં કરી, મંજુલની સામે પ્રેમભર્યાં નયનથી જોતાં, ત્હેણે કહ્યુંઃ " તું તો મ્હારા કરતાં પણ ઘણી વધારે ધૈર્યશીલ, બુદ્ધિશાળી, હિમ્મતવાન છે, મંજુલ ! ત્હને ખબર નથી, પણ હું તો કોઇ કોઇ વખત એવો થઇ જતો હતો કે આપઘાત સુધીના વિચાર મ્હારા મનમાં આવ્યાં કરતા. પરન્તુ, વ્હાલી ! હું ન હોઉં, તો મ્હેં ત્હને અતિ આગ્રહથી મ્હારા જીવનમાર્ગમાં આણી, ત્હેનું શું થાય ?-એટલાજ વિચારે મ્હને કર્તવ્યભક્ત અને ધર્મનિષ્ઠ બનાવ્યો. અને તું જેમ કહે છે કે આપણો પ્રેમ અને આપણી સંપત્તિ

વિપત્તિ અલૌકિક છે; પણ તું જે દૃષ્ટાન્ત આપે છે, ત્હેમાંના બધાં-ચને સુખદુઃખનાં ચક્ર ઉપર અથડાવું પડયું હતું, તે તું કયેમ ભૂલી જાય છે ? થોડાં વર્ષ જોત જોતાંમાં વહી જશે અને પછી આપણે નિઃશંકપણે પાછાં હતાં ત્હેવીને ત્હેવી સ્થિતિ પ્રાપ્ત કરીશું. પ્રભુ કરે છે તે જરૂર આપણા હિત માટેજ કરે છે. ત્હને યાદ છે કે જગત્-દાસ મહારાજે ભગવતી મહાદેવીને આપણી વિપત્તિની હકીકત લખી હતી, ત્યારે ત્હેમણે આપેલો ઉત્તર શું હતો ?—ત્હેમણે લખ્યું હતું કે, " ભાઇ ! એ પ્રારબ્ધશાળી દંપતીને કહેજો કે, સુખ દુઃખ કિંવા સંપત્તિ વિપત્તિમાં નિરાશ અથવા ખિન્ન થવાનું કાંઇજ કારણ નથી. પ્રભુ જેને તાવે છે, એ પરમ દયાળુ પિતા જેને નિર્મળ કરે છે, ત્હેનું સર્વથા કલ્યાણુજ છે. "

" એ તો બધુંયે ખરૂં, પણ એવું જ્ઞાન રહેતું નથી તો ! " મંજુલા મીઠડું સ્મિતહાસ્ય કરતી બોલી: " મ્હને તો ત્હમારા આગ્રહ અને ઉત્સાહની મદદ નહોત ને, તો હું ક્યારનીયે મ્હારી નબળાઇ અને મૂર્ખતા લોકોમાં બતાવી ચુકી હોત. આતો ત્હમનેજ પજવ્યા; અને એટલેથી પત્યું ! પણ ખરૂં જુવો તો એક રીતે આપણી આ મુશીબતના વખતમાં મ્હને એક ઘણો મ્હોટો ફાયદો થયો છે. ત્હમને ખોટું ન લાગે તો કહું. "

" તું કાંઇ પણ કહે, તેથી મ્હને કદિ ખોટું લાગ્યું છે ? " રતનરામે ત્હેને સપ્રેમ સવાલ પુછયો.

" ના. ખોટું લાગ્યું નથી, એજ મ્હને નવાઈ લાગે છે તો ! પણ જુવોને હું કહું. આપણું લગ્ન થયું ત્યારે મ્હાતી હતી ખરી, પરન્તુ તે એક અજ્ઞાન, તરલ હૃદયની બાળકીની ઉર્મિ

માત્ર હતી. પ્રેમ ન્હોતો એમ નહિં, પણ ત્હેની સાથે સંસાર સુખ અને સંપત્તિ મેળવવાની લાલસા, મ્હોટાં ગણાવાની તૃષ્ણા, એવી વૃત્તિઓ પણ હતી. ત્હમે જો કોઇ ગરીબ માણસ તરીકે મ્હારી માગણી કીધી હોત અને બાપાજીએ પણ હા કહી હોત, ત્હોયે અસાધારણ રીતે મ્હારા ચિત્તનું વલણ ત્હમારા તરફ હતું, છતાં હું ત્હમારી સાથે લગ્ન કરવાને ભાગ્યેજ તૈયાર થાત ! આપણાં લગ્ન પછી પણ શેઠકાકાની સંપત્તિના સમયમાં મ્હને ત્હમારા હૃદયની આવી અદ્ભુત મ્હોટાઇ કદિયે સમજાઇ ન્હોતી. શી રીતે સમજાય!મ્હારો પડયો બોલ સઘળાં માણસો અને શેઠ કાકા પોતે પણ ઉપાડી લેતા, એટલે ત્હમે તેમ કરો ત્હેમાં મ્હને નવાઇ લાગતી નહિં. અને મ્હને તો કડવુ વેણ કોઇથી ક્હેવાયજ કેમ ?—એવું મ્હારા દિલમાં અભિમાન હતું ! પ્રભુની ઈચ્છાથી જ્યારે આપણું સર્વસ્વ ગયું અને મ્હારાં કર્મ ત્હમને નડયાં,—મ્હારી બેકાળજી અને ઉડાઉપણાને લીધે આપણને મળતા સાલિયાણાનો પણ ત્હમારે ભોગ આપવો પડયો; છતાં—અને મ્હારાં કલેશ કંકાસનાં કઠણ વચનો પણ ત્હમે એકદિલ અને મમતાથી સહન કર્યાં, ત્યારેજ પાછળથી મ્હને જે પરતાવો થયો, ત્હેમાં ત્હમારી ખરી મ્હોટાઇ સમજાઇ અને પ્રેમનું સાચું શિક્ષણ ત્યારેજ હૃદયમાં પ્રકટ થયું. ત્હમને નવાઈ લાગી હશે કે, ત્હમે વારંવાર કહ્યા છતાં, મ્હારા ભાઈનો અત્યંત આગ્રહ છતાં, હું ત્હમારી સાથેજ આવી અને પિયર ન ગઇ; પણ આજ ખુલ્લા દિલથી કહું છું કે, ત્હમે એકલા રહીને હેરાન થાઓ અને હું સુખ ભોગવું, એ મ્હને ન ગમ્યું. આજ ઘણે દહાડે આ ખુલાસો કરૂંછું. પણ તેથી ત્હમે ખોટું લગાડો તો, વ્હાલા !—"

રતનરામે પત્નીને પોતાના પડખામાં ખેંચી લઇ વ્હાલથી ત્હેના નયનમાં પોતાનાં નયન પરોવ્યાં. " આજ કારણ કે ?—હું ઘણીવાર

પૂછતો ને તું ન્હોતી કહેતી તે આજ કારણ કે ?–વ્હાલી ! હેં મ્હને ખરેખરો આજ સુખી કર્યો છે. વિપત્તિને લીધે ત્હારે કષ્ટ સહન કરવું પડે છે, તેથી ત્હેનો હું અત્યંત દોષ કહાડતો હતો. પરન્તુ આજે એ વિપત્તિનો હું અન્તઃકરણ પૂર્વક ઉપકાર માનું છું. અને પ્રભુનો પણ–" પતિ પત્નીનાં મુખ મળ્યાં; સ્વર્ગમાં પણ દુષ્પ્રાપ્ય, એવું મધુભર્યું ચુંબન તે બંનેને પ્રાપ્ત થયું.

દૂર રમતો સિન્ધુરાજ આ પ્રેમાળ હૃદયોની એકતાને પોતાના ગહન-ગાનથી વધાવતો હતો. માથા ઉપર રમતી ચન્દ્રા શીતળ સુધા વર્ષી પોતાનો પ્રફુલ્લ ઉલ્લાસ દર્શાવતી હતી. તથા અનેક શાન્તિ સન્તોષનાં સદનોમાં રમી આવેલો પવન અત્યારે અહિં સ્વર્ગસૌખ્યનો અનુભવ અર્પતો હતો ચન્દનીમાં વિલસતાં દરિયાનાં મોજાંનો મનોહર ચળકાટ, તથા નિવૃત્તિમાં મુગ્ધ બનતા શહેરનો પ્રતિપળે વધતો જતો સૂનકાર,–નિર્મળ, દિવ્ય પ્રેમની ઉચ્ચ લાગણીઓનું સંમીલન જે આ દંપતીજીવનમાં સરતું હતું, ત્હેમાં અલૌકિક મધુરતા,સુરમ્યતા, અને પવિત્રતા રેલાવતાં હતાં.

**૪. અનુભવનું સત્શિક્ષણ:**

પરન્તુ હજી પ્રભુને આ દંપતીની વધુ પરીક્ષા લેવાની હતી. કારણ,ત્હેમનાં હૃદયનું શોધન પૂરું થયું ન્હોતું. માનવીના આત્માનો ઉત્કર્ષ નિર્માણ કરવામાં જગન્નિયંતાની ઇચ્છા શી છે, તે કોણ જાણી શકે છે ?

મંજુલને અને તારાને ધીમે ધીમે બહુ પ્રીતિ પરિચય વધી ગયો હતો. અને તારાનો વર ભગવાનદાસ પણ રતનરામ સાથે બને તેટલું ઓળખાણ વધાર્યે જતો હતો, તેથી આ બંને દંપતી વચ્ચે બહુ સારો સંબંધ થવા પામ્યો હતો. રતનરામ જેવો સીધી સડકનો માણસ ભગવાનદાસની બ્હાર સભ્યતા અને પ્રીતિથી ભોળવાય એ સંભવિત હતું; પરન્તુ મંજુલની પ્રીતિ મેળવતાં તારાને જરા વધારે

મુશ્કેલી નડી હતી. છતાં નિખાલસપણું, વાચાળપણું અને મમતા, તથા કંઈક ખુશામત અને અનેક રીતે ઉપયોગી થઇ પડવાનો ત્હેનો પ્રયત્ન,–એ સહુ છેવટે સફળ થયાં. ભગવાનદાસ ઘરમાં હોય ત્યારે તારાને ત્યાં મંજુલ ભાગ્યેજ ફરકતી, અને કદાપિ તે અચાનક આવી રહડે, તથા વિવેક ભરી રીતે ત્હેની સાથે વાતચીત કરવા માંડે, તો પણ ત્હેની સાથે નીચેથી ઉંચું ન જોઇ, નજર પણ મેળવ્યા વિના, ટુંકો જવાબ દઇ મંજુલ ત્યાંથી ઘેર ચાલી આવતી. પરન્તુ ધીમે ધીમે જેમ જેમ એ પતિ પત્નીનો અરસ્પરસનો સંબન્ધ ગાઢો થતો ગયો, તેમ તેમ સ્વાભાવિક રીતે લજ્જાનું બન્ધન, અતિ વિનયની મર્યાદા, ઓછાં થયાં; અને તેઓ વખતે જરૂર જેટલી અરસ્પરસ વાત કરવી પડે તો કરતાં. મંજુલ ન જાણે ત્હેવી રીતે ત્હેના હૃદય ઉપર અસર કરવાને, ત્હેનો પ્રેમ મેળવવાને વિવિધ ગુપ્ત રીતિઓની અજમાયશ ભગવાનદાસ કર્યા કરતો હતો. પરન્તુ તારાએ તો બેધડક જાણે, ત્હેને કોઈની–જગતની, મંજુલની કે પોતાના પતિની દરકારજ ન હોય તેમ, રતનરામની આસપાસ પોતાની જાળ પાથરવા માંડી હતી ! આથી જ્યારે એ બધાં એકઠાં હોય, પાનાંની રમતમાં અથવા કાંઇ એવાજ પ્રકારના વિનોદમાં રોકાયલાં હોય, ત્યારે ભગવાનદાસ બહુ છુપી રીતે મંજુલ તરફ પોતાની દૃષ્ટિ નાંખ્યાં કરતો; પરન્તુ તારા તો રતનરામ તરફથી બીજે નજરજ ભાગ્યે ફેરવતી. ત્હેની દૃષ્ટિ, ત્હેનું હાસ્ય, ત્હેના હાવભાવ, ત્હેની વાતચીત,–સહુ રતનરામને માટેજ હતું. રતનરામની પ્રકૃતિ ઘણી શરમાળ અને ઉદાર હતી, તેથી આમ પોતાના તરફ તારાનું ધ્યાન ખેંચાવાને માટે પોતે અન્તઃકરણમાં દિલગીર થતો અને પોતાનોજ દોષ માનતો. પણ સ્ત્રીજાતિ તરફનું સન્માન ત્હેના હૃદયમાં એટલું બધું હતું કે, તારાની આમ વર્તવામાં કાંઇ દુર્બુદ્ધિ છે, એમ ત્હેને કદિ લાગતું નહિં.

તારા જેમ શિથિલ મનોબળવાળી અને સ્વચ્છંદ વૃત્તિઓવાળી યુવતી હતી, તેમ ભગવાનદાસ ખરેખરો મુંબાઇગરો ઉઠાઉગીર હતો ! તે સટ્ટાનો ધંધો કરતો અને પોતાની હજાર–બે હજારની મૂડીમાં દશવીશ હજારનું જોર કરતો. તે આઠ દશ વર્ષથી મુંબાઇમાં આવા વ્યાપારમાં પડ્યો હતો; પરન્તુ નફા ટોટાનાં મોજાં ઉપર અથડાવતા એ ધંધામાં કદિ ફાયદો–તો ઘણીવાર નુકશાન મળતું હોવાથી, લક્ષાધિપતિ થવાનું હજી સ્વપ્નમાંજ હતું. રતનરામ અને મંજુલને ત્હેણે જોયાં ત્યારથી ત્હેને એ બંનેને પોતાના પંઝામાં લેવા દાનત થઇ હતી. જાતે સટોરિયો હતો, એટલે બીજા લોકોની માલમતાનો શિકાર કરવો, એ તો પોતાના ધંધામાં કાબેલિયતની નિશાની તે સમજતો. આ લોકો કોણ હતાં એ બાબત ત્હેણે છુપી તપાસ ચલાવી હતી; અને તેઓ આમ ગરીબાઇ ભોગવતાં હતાં, પણ ધારે તો સારી આવકનો ઉપભોગ કરી શકે એમ હતું, એ વાત સમજાઇ ત્યારથી, ત્હેમની સાથે દોસ્તી બાંધવાની ત્હેની ઇચ્છા પ્રબળ થઇ. મંજુલની સુન્દરતાની મોહિનીની અસર પણ ત્હેના દિલ ઉપર કાંઇ ઓછી થઇ ન્હોતી ! તેથી આ દંપતીને ફસાવવા તે પ્રવૃત્ત થયો. અને તારાને વાત કરતાં તે તો વળી ત્હેના પોતાના કરતાં પણ વધારે ઉત્સુક જણાઇ ! આનું કારણ ત્હેના ધ્યાન બ્હાર ન હતું; પરન્તુ વ્યવહાર કુશળ વાણીઓ કશું બોલ્યો નહિં.

તારામાં રૂપ, ગુણ, જ્ઞાન કે પ્રતિભાનું સૌન્દર્ય કાંઇ ન્હોતું. પણ ત્હેનામાં યૌવન હતું. ખીલતી યુવાવસ્થા દરેક બાલિકાને પોતાની અલૌકિક ખૂબસુરતી આપે છે. અને આ ઉપરાંત બીજું પણ હતું; તે હસમુખી, વાચાળ, ચબરાક અને ચતુર હતી. ત્હેનો ચ્હેરો રમણીય અને આંખો આકર્ષક હતી. આથી આવી સુન્દરી યૌવનમાં સ્વાભાવિક રીતે મોહક લાગે એમાં કાંઇ નવાઇ જેવું નથી. બાલ્યકાળથી સ્વચ્છન્દ

વર્તનના કુમાર્ગોમાં પડેલી તારાના તરલ મનમાં રતનરામ તરફ પ્રીતિની વૃત્તિ થઇ આવી. અને એવામાં પતિએ તે કુટુમ્બની સાથે અમુક કારણસર ઘરોબો કરવાની જરૂર છે, એમ જણાવ્યાથી, તત્કાળ તે કામમાં પ્રવૃત્ત થઇ. ભગવાનદાસે રતનરામને સટ્ટાના ધંધામાં ખેંચવા ઘણા પ્રયત્નો કીધા પણ તે નિષ્ફળ ગયા, ત્યારે તારાને યથેચ્છ વર્તનની પરવાનગી આપી અને હેની મદદ માગી. આમ આ પતિપત્ની વચ્ચે મંજુલ અને રતનરામના સંસારસુખનો ભંગ કરવાનો ઘણોજ અપવિત્ર, પાપી, દુષ્ટતા ભર્યો કરાર થયો!

એક દિવસ તારા ઘણી માંદી થઇ ગઇ; હેને તાણ આવ્યું અને લાંબો વખત બેભાન અવસ્થામાં ગયો. આજે રજાનો દિવસ હતો, તેથી ભગવાનદાસના ઘાટીએ મંજુલને આવીને ખબર કરી કે તરતજ તે અને રતનરામ, બંને જણ તારાને મકાને ગયાં. ભગવાનદાસ પણ સહુથી ઉપરને મજલે રહેતો હતો. તે આજ ઘેર ન્હોતો. તારાને કેટલેક વખતે ભાન આવ્યું અને જરા ઠીક થયું. પછી "મંજુલ બ્હેન! ચ્હા કરી આપો," 'મંજુલ બ્હેન! દવા આપો,' ને 'મંજુલ બ્હેન! ઘાટીને જરા નીચેથી બોલાવોને' કરી કરીને હેણે મંજુલને થકવી. તારાને તાણ વળ્યા પછી, હેના ના કહ્યા છતાં રતનરામ ભગવાનદાસને શોધવા ગયો હતો;પણ પત્તા લાગ્યો નહિં, તેથી પાછો આવ્યો. આ પ્રમાણે આવ્યા પછી મંજુલ કાંઇ બીજા ઓરડામાં તારાને માટે તૈયાર કરવા ગઇ હતી, એવામાં તારાને ફરીથી તાણ આવતું જણાયું. આથી રતનરામને હેના હાથ પકડી રાખવા જવું પડ્યું. આવી સ્થિતિમાં એકાદ મિનિટ રહ્યા પછી તારાને ભાન આવ્યું ને હેણે આંખો ઉઘાડી રતનરામ તરફ જોયું. આ સમયે હેની દૃષ્ટિ એટલી બધી વિષયલાલસાથી ભરપૂર હતી કે, રતનરામ ચમક્યો અને હેના ચતાપાટ પડેલા શરીરની બંને બાજુ

એથી પકડવામાં પોતાના હાથ રોકાયલા હતા અને જેને લીધે તારાના શરીરનો ફરજિયાત સ્પર્શ પણ ત્હેને કરવો પડ્યો હતો, તે તરતજ ખેંચી લેવા ત્હેણે પ્રયત્ન કર્યો. પરન્તુ આમ કરવામાં તે ફાવ્યો નહિં. ત્હેને જણાયું કે, તારાએ પોતાના હાથ પકડી રાખ્યા હતા. હવે કોઇ ઉપાય ન્હોતો. તારાને તાણ હતું કે એ ઢોંગ કરતી હતી?—એતો ઈશ્વર જાણે! પણ પોતાની સ્થિતિ તદ્દન કફોડી થઇ પડી હતી, એમ તો એને જણાયા વિના રહ્યું નહિં. અને આ ઉપરાંત જાણ્યે—કે અજાણ્યે પણ તારા પોતાના હાથને એવી સ્થિતિમાં ખેંચી લઇ ગઇ હતી કે કોઇ પણ માણસને વ્હેમ લેવાનું કારણ મળે. અને મંજુલ કે ભગવાનદાસ આવી પ્હોંચે તો?—એ વાત પણ વિચારવા જેવી હતી.

અન્તે ત્હેણે હાથ છુટા કરવાને ઘણું જોર વાપરવા માંડ્યું, ત્યારે તારાએ આંખો ઉઘાડી. ત્હેણે મુખ ઉપર સુરમ્ય સ્મિત કર્યું: "એમ છૂટવાનું ક્યાં છે?" તે બોલી. "ત્હમેજ મ્હારી આ દશા કરી છે ને હવે ન્હાશી ક્યાં જવાના હો? પ્રિય પ્રાણ!—ત્હમે તો ઘણાયે છટકો, પણ હું ક્યાં છુટા થવા દઉં એમ છું?" ત્હેણે પોતાનો એક હાથ રતનરામના શરીર સાથે લપેટી લીધો અને ત્હેને ટેકવીને તે બેઠી થઇ.

"તારા બ્હેન! આ શું અને કોને ક્હો છો?" રતનરામ ત્હેનાથી થાય એટલું જોર કરીને છુટી આઘો ખસ્યો. તે બોલ્યો "આજ ત્હમે માંદાં છો, તેથી હું ત્હમને માફ કરૂં છું; પણ આવું કદિય ધારશો અથવા બોલશો નહિં. હું તો ત્હમને મ્હારાં બ્હેન સમાનજ ગણું છું."

રતનરામનો ચ્હેરો જે ઘણું ખરૂં શાન્ત આનન્દ ભર્યો ર્‌હેતો તે અત્યારે ઘણાજ ક્રોધાવેશથી ભરપૂર હતો. તારા જે પોતાની પથારી-માંથી ઉઠીને ત્હેની તરફ જવા લાગી હતી, તે આ શબ્દો સાંભળીને

ત્હેની મુખાકૃતિમાં અચાનક ફેરફાર નિહાળીને એકદમ અટકી, એક ખુરશી ઉપર બેશી ગઇ, અને ડુસકે ડુસકાં ખાતી રોવા લાગી. રતનરામ–શું કરવું, તે વિશે વિચાર કરતો, તારાનું શાન્ત્વન કરવું કે ત્હેના ઉપર ગુસ્સો રાખવો, એવી અરસ્પરસની વિરોધી વૃત્તિઓમાં ગુંચાયલો,–મંજુલને બોલાવી લાવવાના વિચારથી પાછો ફર્યો. એટલામાં તે તૈયાર થયેલા ઉકાળાનો પ્યાલો લઇ અંદર દાખલ થઇ. ત્હેના ચ્હેરા ઉપર શોકાદ્રતાની છાયા હતી, પણ રતનરામ ત્હેનું કારણ સમજી શક્યો નહિં. ત્હેને આવતી જોઇ તારાએ આંસુ લોહી નાંખ્યાં ને હશી પડી.

"મંજુલ બ્હેન ! મ્હને કોણ જાણે શું થઇ ગયું, તે તાણ આવ્યું ને પછી રોવાઇ જવાયું. કાળજે એવો તો ડુચો ભરાયો'તો કે ખાલી થયો ત્યારે બોલાયું. ને મ્હારા મનમાં જે રતનરામભાઇ તમને બોલાવે; પણ મ્હારાથી બોલાય નહિં ને એ બીચારા ક્યાંથી સમજે ? ત્હોયે એકલા હાથે મ્હને પકડી રાખવી પડી, તે જરા મહેનત તો પડી હશે. કેમ રતનરામભાઇ ?" તે ત્હેના તરફ પોતાની હમ્મેશની વિષયભરી દૃષ્ટિથી જોઇ રહી. હજી ત્હેને શાબ્બાસણ મળી ન્હોતી. રતનરામનો હૃદયકિલ્લો વશ કરવામાં મળેલા પરાજયે ત્હેની દુષ્ટ વૃત્તિઓને વિશેષ ઉશ્કેરી હતી.

રતનરામને આ અધમ પંક્તિની યુવતી તરફ અતિશય તિરસ્કાર આવ્યો. પરન્તુ સ્ત્રીનું સન્માન સાચવવા તરફ અભિરુચિવાળી ત્હેની વિવેક બુદ્ધિને ત્હેનું દેખીતું અપમાન કરવું યોગ્ય લાગ્યું નહિં. ત્હેણે ગંભીર ચ્હેરે ટૂંકાણમાં જવાબ દીધો: "જરૂર પડે ત્યારે શું કરવું ?" અને થોડીવાર પછી તે કામ હોવાનું બ્હાનું કહાડી ત્યાંથી ચાલ્યો ગયો. મંજુલે ત્હેને રોક્યો નહિ; અને તારાની ઘણી વૃત્તિ તેમ કરવાની હતી પરન્તુ અત્યારે તે પણ કાંઇ બોલી શકી નહિં. ધીમે ધીમે દિવસ ગયો અને તારાને સંપૂર્ણ આરામ થયો, તેથી સ્હાજે મંજુલ

ઘેર આવી. પણ તે પ્હેલાં ઘેર આવેલ ભગવાનદાસને મ્હોંયેથી પોતાનો આભાર દર્શાવતાં ઘણાં વચનો ત્હેને સાંભળવાં પડયાં. તેજ રાત્રિએ આ બંને દંપતિને સાથે ફરવા જવાનો કાર્યક્રમ પ્રથમથી નક્કિ થયો હતો. તેથી તારાની નાદુરસ્ત શરીર સ્થિતિને લીધે, ભગવાનદાસે પોતાની અગાશીમાં કલાકેક બેસી પાનાં રમવાં તથા ગમ્મતમાં વખત પસાર કરવાની કરેલી સૂચનાની રતનરામથી ચોખ્ખી ના તો ન કહેવાઇ; પણ ત્હેણે સખ્ત માથું દુખવાનું બ્હાનું કહાડયું. મંજુલ જે તારાની તબિયત પૂછવાને ગઇ હતી, ત્હેને ત્હેણે અત્યંત આગ્રહથી રોકી હતી; પણ રતનરામ ન આવ્યાને લીધે તારાએ ફક્ત ઉપલકિયા દિલગીરી જણાવી. હવે કોઇ કોઇ વાર જ્યારે રતનરામને મીલમાં રાતે રહેવાનું થતું ત્યારે મંજુલને બહુ આગ્રહથી તારા પોતાને ઘેર લઇ જતી ને બંને સાથે ઓરડામાં સૂતાં. ભગવાનદાસ ત્હેવે દિવસે ' હું ઑફીસમાં સુવાનો છું ' કહી, રાત્રિ બ્હાર પસાર કરતો. તેથી આજ મંજુલથી છટકી જવાય તેમ ન્હોતું. ભગવાનદાસ જે ફરીથી કાંઇ કારણસર બ્હાર જવાનો હતો, ' તે આવે ત્યાં સુધી અહિં રહો. ત્હેના આવ્યા પછી હું ઘેર ત્હમને મુકી જઇશ, ' એવી તારાની માગણીને તે તરછોડી શકી નહિં. કારણ તેમ કરવા રતનરામે પણ ઇચ્છા જણાવી હતી.

કલાકેક આડી અવળી વાતોમાં, ગપસપની ગમ્મતમાં ગયો. તે બે જણે મળીને પુરીઓ અને ભજીયાં બનાવ્યાં અને પછી ભગવાનદાસના આવવાની રાહ જોઇને બેઠાં. મંજુલ પોતાને અને રતનરામને માટે રકાબીમાં ભરી પોતાને ઘેર લઇ જવાની હતી. અત્યારે ત્હેના ચ્હેરા પર હમ્મેશનો રમતિયાળ આનન્દ, મનોહર ખુશમિજાજ ખીલી રહેલો હતો. એટલામાં ફૂલોના ગુચ્છા મંગાવેલા તે આવ્યા છે કે નહિ, એની તપાસ કરવા ' આવું છું ' કહી તારા નીચે ઉતરી. બે

મિનિટ-ત્રણ-ચાર-પાંચ મિનિટ ગયાં, પણ ત્હેને કાંઇ કારણસર રોકાઇ ગયેલી ધારી, મંજુલ ઓરડામાંથી દાદર તરફ જોવા ગઇ, તો ત્યાં તારાને બદલે ભગવાનદાસ સામો મળ્યો!

કોઇ દિવસ નહિં ને આજ મંજુલને આ માણસને જોઇને બ્હીક લાગી. નિત્યનો અતિ વિનયી-વિવેકશીલ ભગવાનદાસ અત્યારે કાંઇ જૂદોજ જણાયો. ત્હેણે દારૂ પીધો હતો અને ત્હેની આંખો નિશા અને વિષયવાસનાથી ચકચુર હતી. મંજુલને બ્હાર આવતી જોઇ, હાથ પ્હોળા કરીને ત્હેમાં ત્હેને લઇ લેવા ત્હેણે પ્રયત્ન કર્યો. પણ મંજુલ ચપળતા અને હુંશીઆરીથી પાછી ખશી ગઇ અને મ્હોટે અવાજે બોલી ઉઠીઃ " ભગવાનદાસ ભાઇ ! આઘા ખસો. તારા બ્હેન ક્યાં છે ?-મ્હને જવા દો. " ભગવાનદાસે એકદમ ત્હેના માથા ઉપર હાથ નાંખીને તે વડે ત્હેનું મ્હોં બંધ કરી દીધું અને ત્હેને ઓરડામાં ખેંચી લઇ ગયો. ગભરાયલી અને અર્ધા બેભાન જેવી થઇ ગયેલી મંજુલ પોતાની પવિત્રતા આ પ્રમાણે ધાસ્તીમાં આવી પડેલી જોઇ, અસાધારણ બુદ્ધિ પ્રભાથી જાગ્રત થઇ ગઇ, અને બળથી આ પાપીના ફન્દમાંથી મુક્ત થવું મુશ્કેલ ધારી, કોઇ પણ પ્રકારની કળ વાપરવાના નિશ્ચય ઉપર આવી. ભગવાનદાસે બારણું અંદરથી બંધ કર્યું. 'અને બુમ પાડી તો આ છરીથી ત્હારો જાન લઇશ,' એવી ધમકી આપી ત્હેના મ્હોં ઉપરથી હાથ ઉપાડી લઇ છરી બતાવી ! પાનખર ઋતુના પાંદડાની પેઠે અંદરથી ધ્રુજતી અને કંઠ તથા પ્રાણ સૂકાઇ ગયા હોયની એમ થઇ ગયેલી મંજુલ, સમય સમજી જઇ, સ્મિત કરતી હોય એમ દેખાઇ. ભગવાનદાસ તરફ નજર કરીને ત્હેને બોલવાનો વખત પણ આપ્યા પ્હેલાં તે પોતેજ બોલી ઉઠીઃ " ભગવાનદાસભાઇ ! તમારા મુંબાઇવાસીઓમાં આવી રસિકતા અને આટલીજ પ્રેમની

લાગણી હશે, એતો મ્હેં આજ જ જાણ્યું." ત્હેણે વક્રોક્તિમાં બોલી મ્હોં મલકાવ્યું.

"મંજુલ! મ્હારા પ્રાણ સમી વ્હાલી મંજુલ! આ સઘળું મ્હેં ત્હારા પ્યાર ખાતરજ કીધું છે. મ્હને જો ત્હારા પ્રેમની ખાત્રી હોત તો ત્હને આમ હેરાન ન કરત. પણ જ્યારે જ્યારે બી મ્હેં ત્હારી તરફ પ્રીતિ દરસાવવા પગલાં લીધેલાં, ત્યારે ત્હેં મ્હને જરા પણ સ્હામો પ્યાર નહિ બતલાવેલો તેથી હું બ્હીતો હતો, કે તું મ્હારો સ્નેહ તરછોડી કહાડીશ. તું કહે તે ત્હારે ખાતર કરવા હું તૈયાર છું. ત્હારા બાયલા જેવા વરને શું વળગી રહી છે? હું ત્હને ખરાં સ્વર્ગનાં સુખ આપવા અને મ્હારી સઘળી મિલ્કત તથા આવક ત્હારી ખાતર ખલાસ કરવા તૈયાર છું.—પણ હવે વ્હાલી! કેમ આઘી રહે છે?" ભગવાનદાસે ત્હેની પાસે જતાં કહ્યું

મંજુલ અતિશય ગભરાટમાં હતી; ત્હેનું મન એક પળ બળહીન, નિસત્વ, અને બીજી પળે સતીત્વ,—સ્ત્રીત્વની પ્રતિભા પ્રભાથી બળવાન, ઝળકતું બનતું હતું? શું કરવું? અને કેવો ઇલાજ લેવો?—ત્હેની ત્હેને સમજણ પડતી નહિ હતી. છતાં વિદ્યુલ્લતાના વેગથી એક વિચાર,—તે દુષ્ટ પાસે આવી પ્હોંચ્યો અને ત્હેનો હાથ પકડવા જતો હતો,—ત્હેવામાં સ્ફુર્યો. તે હસતે મ્હોંયે બોલી:

"ત્હમે ધુળથી ખરડાયલા ત્હમારા હાથ મ્હારા મ્હોં ઉપર નાંખી બધો કચરો કચરો ભરી દીધો છે ને હજી પણ ત્હમને હાથ ધોવાનું કાંઇ સુઝે છે?—મ્હને એમ તો નહિ ફાવે. ત્હમે ત્હમારે એમ ગંદા રહેવું હોય તો રહો. પણ મ્હને તો મ્હોં સાફ કરવા દો." ત્હેનું હૃદય અને શરીર થરથરતાં હતાં. પણ વદન અને નયન કૃત્રિમ સ્મિતહાસ્યથી ઉજ્વળતાં હતાં. પોતાની સ્વસ્થતા બતાવવાને તે એક ખુરશી ઉપર બેઠી. ત્હેની કૃત્રિમતા ભગવાનદાસ જોઇ શકે અથવા શરીરની દેખીતી ધ્રુજારી

તરફ હ્હેનું અત્યારે ધ્યાન જાય, એમ ન્હોતું. હ્હેના ઉપર નિશાનું પૂર્ણ સામ્રાજ્ય વ્યાપ્યું હતું.

મંજુલનું કહેવું ભગવાનદાસને ખરું લાગ્યું. હ્હેને મંજુલની ચોખ્ખાઇ અને સાફસુફી વિશે ઉંચો ખ્યાલ હતો. પણ તે સાવચેતી રાખવામાં આજ ભુલે એમ નહિં હતું. તરતજ ' ઓહો ? એમાં શું ? હું જોડેના ઓરડામાંથી હમણાં પાણી લઇ આવું છું'' કહી તે પાછો વળ્યો; અને બારણાને બ્હારથી સાંકળ ચ્હડાવી તે લેવા ગયો. મંજુલ પોતાની ધારેલી યુક્તિમાં નિષ્ફળ ગઇ; હ્હેણે ધાર્યું હતું કે જો ભગવાનદાસને વિશ્વાસમાં ને વિશ્વાસમાં બારણું ઉઘાડું રાખીને પાણી લેવા જશે, તો હું ઝપાટા બંધ અહિંથી છટકી જઇશ. પણ તે તો બ્હારથી બારણું દઇને ગયો! હવે બીજો એકજ ઉપાય હતો, જે હ્હેને તેજ ઘડીએ સમજાયો અને તે હતો કે કમાડ અંદરથી દઇ દેવાં. હ્હેણે તરતજ માંહેની સાંકળ ચ્હડાવી દીધી. અને તે ઉઘડી ન જાય માટે અંદરથી એક સળિયો જે હાથમાં આવ્યો તે ભરાવી પણ દીધો. ભગવાનદાસ પાછો આવ્યો અને જુવે છે તો બારણું બંધ! હ્હેણે ઉઘાડવા પ્રયત્ન કરવા તો માંડયા, પણ મંજુલે ધમકી આપી કે, ' જો જરા પણ તેમ કરવા હીલચાલ કરીશ, તો હું બુમો પાડીને આખો માળો જગાડીશ. ' આ ધમકીની તરત અસર થઇ અને હ્હેણે તેમ કરવાનું તો મૂકી દીધું; પરન્તુ લાલચ, ભય અને ભેદની બીજી યુકિત પ્રયુકિત અજમાવવાના ઠરાવ પર તે આવ્યો. કારણ હ્હેને ખાત્રી હતી રતનરામ પત્નીના છુટકારા માટે હાલ આવે એમ નહતું!

## ૫. સુલોચનાનું રીસામણું:

સુલોચનાને શરીરે ઠીક રહેતું ન્હોતું. હ્હેની માના મંદવાડમાં કમર કશીને, પોતાની અને પોતાનાં છોકરાંની તબિયત સંભાળવાની પણ

દરકાર નહિં રાખીને, ત્હેના હમ્મેશના રિવાજ મુજબ ત્હેણે ઘણી મહેનત ઉઠાવી હતી. પોતાનાં બીજાં ભાઇ બ્હેન કામ કરે અગર ન કરે, પણ સુલોચના તો પોતાના કર્તવ્યમાં કદિ ચુકતી નહિં. અને વડીલ પુત્રી હોવાથી ત્હેના તરફ ત્હેનાં માતા પિતાની પ્રીતિ પણ ઘણી હતી. આ-થીજ જ્યારે લલિતાગૌરીની માંદગી વધી પડી, તથા ગૃહવ્યવસ્થાની ચિન્તા અને સંભાળ ત્હેના તરફથી રખાઇ શકી નહિં, ત્યારે મનોહર-રામે સુલોચનાને તાર કરી બોલાવી. તે જાણતો હતો કે તેમ કરવાથી આનન્દલાલને મુશ્કેલી પડશે, કારણ માત્ર એક ગાંડી ધુનને ખાતર (!) ત્હેણે સારી સગવડો વાળી ઉંચી જગાઓનો અસ્વીકાર કર્યો હતો, એટલુંજ નહિં પણ ખાનગી વીઝીટોની (દર્દીઓને ઘેર જોવા જવાની) ફી પણ તે લેતો નહિં !–એટલે નાણાં સંબંધીની ત્હેને હમ્મેશાં ભીડ રહે અને પોતાની પત્નીને ઘરકામના વેતરામાંથી મુકત કરવાની વ્યવસ્થા કરવાને શકિતમાન તે થઇ શકેજ નહિં એ સ્વાભાવિક હતું. આનન્દલાલના લગ્ન પ્હેલાં ત્હેણે પોતાની આ ઘેલછા (!) મનોહર-રામને જણાવી હતી; અને બીજો સુપાત્ર યુવાન નહિં મળવાથીજ પોતાની પુત્રીનું ત્હેની સાથે લગન થવા દેવામાં આવ્યું હતું. પણ આમ પ્રથમથી બનેલું હોવાથી, આનન્દલાલનો દોષ તેઓ કહાડી શકતા નહિં; તથાપિ મનોહરરામ અને લલિતાગૌરીને જમાઇ ઉપર તથા ત્હેને લીધે પુત્રી ઉપર પણ થોડી વધારે અપ્રીતિ થઇ હતી અને કોઇ પણ વખત એ છોકરીને મ્હારેજ મદદ કરવી પડવાની છે,' એ ધાસ્તીથી મનોહરરામ ત્હેની સાથેનો સંબન્ધ પણ ધીમે ધીમે ઓછો કરતો રહ્યો હતો. પોતાની બીજી પુત્રી અને ભાણેજ, જેમને ધનાઢ્ય વ્યાપારી તથા સારા અમલદારને ત્યાં ખટપટ કરી પરણાવવા મનોહર-રામ તથા લલિતાગૌરી ભાગ્યશાળી થયાં હતાં, તેઓને પોતાનાં સાસરામાં

શું સુખ, કેવી શાન્તિ, કેટલો સંતોષ હતો. ?–હેનો તપાસ કરવાની કોઇ દરકાર કરતું નહિં હતું. પણ મનોરમા અને ચન્દ્રપ્રભા પોતાની બગીઓમાં બેશી પિયર આવી શકતી, તે જોઇ આ દંપતી પ્રસન્ન પ્રસન્ન થઇ જતાં. કદિ કદિ એમ પણ દિલગીર થતાં કે, 'મ્હોટી (સુલોચના) એ આવી સાહેબી અને સુખ પોતાની જિદમાં ને જિદમાં ખોયાં ! પણ એ છોકરી જનમની આડી હતી તો !–મોહની જુવોને ચમન કરે છે. એને શુ દુઃખ છે ?' મનોહરરામ છેક અણુસમજુ ન્હોતા, લલિતાગૌરીનું હૃદય છેક સ્વાર્થી નહિં હતુઃ પણ ત્હેમનાં જીવનની–ત્હેમની ભાવનાઓની દૃષ્ટિમર્યાદાજ ટૂકી હતી !

મનોહરરામે જ્યારે જોયું કે, પૈસાવાળાંને ઘેર પરણાવેલી પુત્રીઓ આવે પ્રસંગે બહુ કામમાં આવતી ન્હોતી, ત્યારે લલિતાગૌરીના આગ્રહ ઉપરથી સુલોચનાને તાર કરી બોલાવી. આ તાર પ્રબોધચન્દ્ર વાળા 'સ્નેહ સમીલન' ને બીજે સ્હવારે મળવાથી, સુલોચના પિયર ગઇ હતી. અહિં ત્હેણે અન્તઃકરણપૂર્વક પોતાની માની સારવાર કીધી અને જ્યારે લગભગ આરામ ઉપર ત્હેની સ્થિતિ આવી ત્યારેજ તે પતિને ઘેર પાછી આવી.આનન્દલાલ ઉપર ત્હેને સમીલનમાં ગુસ્સો આવ્યો હતો તથા મંજુલ–સરલા–મોહિની વગેરેની ઇર્ષ્યા ત્હેના અંતર્ને દહન કરતી હતી;તથાપિ પિયરમાં પણ એને સંતોષ કે શાન્તિ મળી શકયાં નહિં. મનોહરરામને ઘેર ત્હેના લગ્ન પછી તે એક બે વાર આવેલી ખરી પણ ઘણીજ ટૂંકી મુદતને માટે. અને તે વખતે ત્હેને લલિતાગૌરી તરફની હુંફ હતી. વળી ત્હેની ન્હાની બ્હેનો મનોરમા ને ચન્દ્રપ્રભા પણ તે સમયે ન્હાની હતી. પરંતુ હવે વાત બદલાઇ હતી. 'મ્હોટી બ્હેન, મ્હોટી બ્હેન !' ઉપર ઉપરથી કરતી, એ બંને યુવતીઓને પોતાના સાસરાની ધનાઢ્યતાનું અભિમાન આવેલું, સુલોચનાને તર-

તજ સમજાયું; અને પિયરમાં પણ પૈસાવાળા જમાઇઓની બ્હીકને લીધે ત્હેમને વધારે રોકાવાનું, કાંઇ ખાસ કામ સોંપવાનું કહેવામાં આવતું નહિં. આથી સઘળો ભાર સુલોચનાને માથે પડ્યો! પોતાના પતિથી બેદિલ થઇને, પોતાના ગૃહજીવનથી અસંતોષ પામીને તો તે આવીજ હતી; અને ' ઘરની ઉઠી વનમાં ગઇ, તો ત્યાંયે લાગી લ્હાય !–' એની પેઠે ત્હેને અહિં પણ પોતાની અજ્ઞાનતાની અંધારીમાં અકળામણ થાય એવું અહિં બહુ મળ્યું.

સુલોચનાનો આવો સ્વભાવ ન્હોતો. જો પતિપ્રેમની ત્હેને પૂર્ણ ખાત્રી હોત, તો કોઇ બીજી વસ્તુની પરવા કરે ત્હેવી તે ન હતી. પણ જે પતિના સુખ ખાતર પોતે સ્વયં નિર્ધનતા સ્વીકારી હતી અને ધનાઢ્યતા અથવા ગરીબાઇની સ્પર્ધામાં ગરીબાઇ કબૂલ કીધી હતી, તે પતિનો પ્રેમ પોતાનાથી દૂર થતો જોઇ, ત્હેને બહુ લાગી આવ્યું હતું. સાસરામાં તેમજ પિયરમાં, દુનિયાથી અને પોતાની જિંદગીથી, કંટાળેલી તથા અસંતુષ્ટ અને નિરાશ થયેલી સુલોચના, લલિતાગૌરીને જરા આરામ થવા લાગ્યો, એટલે પોતાને ઘેર પાછી આવી. મંદવાડના ઘરમાં છોકરાંની અને પોતાની બરોબર સંભાળ નહિં રખાયલી ત્હેને લીધે હવે ત્હેના ઉપર બમણો બોજો આવી પડ્યો. આનન્દલાલ તો લગભગ આખો દિવસ પોતાના ધર્મકાર્યમાંજ રહેતો; તેથી થોડા દિવસ તો ત્હેને કાંઇ સમજાયું નહિં. પણ એક દહાડો ફુરસદને વખતે તે પોતાની આરામ ખુરશી ઉપર બેઠો બેઠો કાંઇ વાંચતો હતો, અને પોતે એક બે કલાકથી ઘરમાં હતો; છતાં સુલોચનાને પોતાની પાસે ન આવી જોઈ ને કાંઇક વ્હેમ તો ત્હેને પડ્યો. પરન્તુ પત્નીને ખોટું લાગ્યું છે અથવા તે ગુસ્સે છે એવું કાંઇજ ત્હેને ભાસ્યું નહિં;–અને કારણ પોતે જાણતો હોય તો ત્હેને વ્હેમ પડે ને ?

આમને આમ બે ત્રણ વખત બન્યું; અને પ્હેલાંની સરળ, હસમુખી, વિનોદી સુલોચનામાં ફેર પડેલો હોય, એમ પણ ત્હેને જણાવા લાગ્યું. પરન્તુ કાંઇ તેમ થવાનું કારણ ત્હેને માલમ પડતું ન્હોતું, અને પોતે ત્હેને નાખુશ કરી ન્હોતી એ ખાત્રી હતી; તેથી ત્હેને એમ લાગ્યું કે સુલોચનાની તબિયત ઠીક ન હોવી જોઈએ. આ ઉપરથી તેજ રાત્રિએ ત્હેણે પત્નીને પોતાની હમ્મેશની પ્રેમાળ ઢબથી પૂછ્યું. પણ સુલોચના દીવા પાસે, કાંઇ પણ બોલ્યા ચાલ્યા શિવાય, બેઠીબેઠી છોકરાનું કુડતું શીવતી હતી, ત્હેણે જવાબ ન દીધો; અને આ સવાલ ફરીથી પૂછાતાં ત્હેનાથી છણકો કરી દેવાયો! આનન્દલાલને આ જોઇ ઘણીજ નવાઇ લાગી. તે ઉઠીને પત્નીની પાસે ગયો અને ફરીથી કારણ પૂછ્યું. પણ સુલોચના આજ ન બોલવાની હઠજ લઇને બેઠી હતી અને ઘણો આગ્રહ થયો, ત્યારે રોઇ પડી. આનન્દલાલ અત્યારેજ ગેરસમજનો છેડો લાવત; પણ કમનસીબે તે બીજા રોગીઓનાં દર્દ ઓછાં કરનાર હતો! તેથી પોતાના દિલમાં ગમે તેટલી ચિન્તા અને વેદના થતી હતી, પત્નીના શરીર અથવા મનમાં કાંઇ ખાસ વ્યથા અથવા ફિકર ત્હેને જણાતી હતી, પરન્તુ તે તપાસતા પ્હેલાં કોઇ ગંભીર વ્યાધિથી પીડાતા દર્દીને ત્યાંથી તાકીદે બોલાવવા આવ્યું અને ત્હેને જવું પડ્યું; અને આખી રાત એ દુઃખ પામતા રોગીને શાન્તિ આપવા ખાતર ત્હેને તે માણસને ઘેરજ ગાળવી પડી.

સુલોચનાને પણ આનન્દલાલના પોતાનું સાન્ત્વન કરવા પ્રયત્નોમાં ત્હેનો પ્રત્યક્ષ થતો સ્નેહ પોતાની તરફ હજી કાંઇક તો રહ્યો છે, એમ જણાયું હતું. અને તેથી પોતાને રડતી મૂકી પતિ કોઇ અજાણ્યા દર્દીની સારવાર માટે ચાલ્યો ગયો તે માટે ગુસ્સો આવ્યો. "એમને તો કોઇ સગું કે કોઇ વ્હાલું નથી! એ ભલા—ને એમનો ધંધો ભલો!

પછી ઘરનાં ભલે મરો કે બધાંનું ગમે તેમ થાઓ ! " આમ બબડતી ઘડીમાં પતિ ઉપર ક્રોધ, અને ઘડીમાં આવી રીતે પેટને ખાતર આથડવું પડે છે ત્હેને માટે દયા લાવતી, વિવિધ લાગણીઓમાં આમથી તેમ ઘુંચાવા લાગી. " પાછા વીઝીટની ફી ( દર્દીને ઘેર જવાનું લવાજમ ) પણ લેવાના નહિં–એટલે પેટને ખાતર તો કેમ કહેવાય ?–ને ઘણા આગ્રહથી આપે છે તો તે દવાખાનાના ફંન્ડમાં હોમી દેવાના–ઘરનાં કોઇને તો કાંઇ જોઇએ જ નહિં !" આવા પણ વિચાર વખતો વખત ત્હેને આવતા હતા. આમને આમ રાત્રિનો ઘણો સમય પતિની વાટ જોવામાં ત્હેણે ગાળ્યો. કોઇ વાર અકળાતી, તો કોઇ વાર ચ્હીડાતી, અને કોઇ વાર દયા તથા પ્રીતિની લાગણીઓથી શાન્ત થતી, સુલોચનાએ જ્યારે પતિને ઘણી રાહ જોયા છતાં પણ ઘેર આવ્યો દીઠો નહિં, ત્યારે ત્હેનો પૂર્વનો વ્હેમ પાછો જાગ્રત થયો. " દર્દીનું નામ દઇને કહિં ગયા હશે તો ?–અથવા પાછાં ફરતાં ઘેર ન આવતાં કાંઇ રોકાઇ પણ ગયા હોય ! " એ દુર્વિચારે પ્રેરેલા વ્હેમને હૃદયમાં હવે પાછું સ્થાન મળવા લાગ્યું. અને મંજુલ તથા આનન્દલાલનો નયન મિલાપ સ્નેહસંમીલનમાં જોયાથી, ત્હેણે જે પ્રીતિ પક્ષપાત ત્હેમની વચ્ચે કલ્પ્યો હતો, તે પણ ખરોજ હોવો જોઇએ, એમ ત્હેને ખાત્રી થવા લાગી. આ વ્હેમ કાંઈ નવો ન્હોતો. પણ ઇર્ષ્યા અને અસંતોષ વિવિધ સ્વરૂપે મનુષ્યને દુઃખ દઈ શકે છે. સુલોચનાને પણ આજ ત્હેનો બહુ અનુભવ થયો. આખી રાત ત્હેણે રોઇ રોઇને કહાડી. અન્તઃકરણની વ્યથા અને ચિન્તામાં ત્હેને જે સ્હેજ નિદ્રા આવી હતી, ત્હેમાં પણ એવું સ્વપ્ન આવ્યું કે,–જાણે મંજુલગૌરી દિવ્ય વસ્ત્રાલંકારથી સજેલી અને અલૌકિક સુન્દરતાથી શોભતી, આનન્દલાલને પોતાના સ્નેહપાશમાં લેવાને ત્હેની આસપાસ નૃત્ય કરી

રહી છે તથા સુલોચનાની સામે હરીફાઇની, વિજયભરેલી દૃષ્ટિ નાંખ્યાં કરે છેઃ બીજી બાજુએ સ્વરૂપચન્દ્રની મોટારગાડીમાં પૂર ભભકાથી બેઠેલી મોહિની, સુલોચનાનાં હલકાં વસ્ત્રો તરફ તિરસ્કારની નજર નાંખતી, તુચ્છકાર દર્શાવતી આમ તેમ ફર્યાં કરે છે !

સુલોચના જાગી ઉઠી ત્યારે અરુણોદય થયો ન્હોતો. ત્હેનો તકિયો આંસુથી ભીંજાયલો હતો, ત્હેનું મન વેદનાથી વ્યાકુળ હતું, ત્હેનું શરીર આ ત્રાસજનક સ્વપ્નદર્શનથી ધ્રૂજતું હતું. આનન્દલાલ આવ્યો હતો પણ લૂગડાં વગેરે ટ્રંક ( મુસાફરીની પેટી ) માં મૂકવામાં રોકાયલો હતો. તે કાંઇ જવાનો હોય એમ જણાતું હતું. સુલોચનાના મનમાં એમ થયું તો ખરૂં, કે ' ક્યાં જવાના છો ? ' એમ પૂછું. પણ તે બોલ્યા ચાલ્યા વિના આંખો મીંચીને પડી રહી. વારંવાર ઘડિયાળ જોતાં આનન્દલાલે કેટલોક વખત ત્હેના જાગવાની રાહ જોઇ તથા પત્નીને એક બે બૂમ પણ પાડી; પણ તે ઉંઘતી હોય તો જાગે ને ! સુલોચના ન બોલી તેથી અન્તે તે ઉઠયો. લૂગડાં પ્હેર્યાં, અને ટેબલ ઉપર એક ચીઠી લખીને ત્હેણે મૂકી. પછી ધીમે પગલે—સુલોચનાની ઉંઘ નબગડે માટે ખાસ સાવચેતી રાખીને બારણાં ઉઘાડીને પાછાં બંધ કરી, હાથમાં ટ્રંક (મુસાફરીની પેટી) લઇ તે નીકળ્યો.

આ વખતે સુલોચનાને લાગ્યું કે, આનન્દલાલ તો જશેજ. તેથી બેઠી થઇ અને ઉઠીને બારણું ઉઘાડી ત્હેને બોલાવવાને બ્હાર આવી. તેજ વખતે એક બગી ત્હેના ઘર આગળથી પૂરપાટ ચાલી ગઇ અને ત્હેમાં આનન્દલાલ જેવું કોઇ ત્હેને જણાયું. અંદર આવીને ટેબલ ઉપર ફાનસ બળતું હતું, ત્યાં પતિએ મૂકેલી ચીઠી ત્હેણે વાંચી અને મ્હોટો ધ્રાસકો ત્હેના અન્તરમાં પડયો.

"મ્હારે જરૂરનું કામ હોવાથી હું રતનભાઇને મળવા મુંબાઇ

જાઉં છું. દવાખાનામાં ખબર કરાવી દેજે. ત્હારે શરીરે કાલે રાતે ઠીક ન હોવાથી, અત્યારે ત્હારી ઉંઘ બગડે તેથી ત્હને જાગ્રત કીધી નથી. તબિયત નાદુરસ્ત હોય તો દવાખાનામાંથી દવા મંગાવજે. હું ત્રણ ચાર દિવસમાં આવીશ.–**આનન્દ.**"

" શું મંજુલને મળવાને દોડયા ?–ગઇ રાતે મ્હારી તબિયત ઠીક ન લાગી છતાં, રતનભાઇનું કામ એમને મ્હારા કરતાંયે વધ્યું ?–હે પ્રભુ ! મ્હને ત્હેં આ સુવર્ણ ધારતી હતી, ત્હેને બદલે પીતળ શા માટે આપ્યું ? એમને ખાતર મ્હેં શું શું નથી ત્યજ્યું –છતાં ત્હેનો એમને મન કાંઇ હીસાબ છે ?–આમ જીવવા ના કરતાં તો, પ્રભુ ! તું મોત આપે તે સારૂં ! "

સુલોચનાના નિરાશા, વેદના, ચિન્તા, અને ઇર્ષ્યાના દર્દથી ભેદાઇ ગયેલા હૃદયમાં આવા આવા વિચારો એક પછી એક પ્રકટ થવા લાગ્યા. ત્હેમણે ત્હેને ઘેરી લીધી, ધુંચવા દીધી, ગભરાવી નાંખી. ત્હેને કાંઇ પણ કરવું, ઘરકામ કે બાલકોની સુશ્રૂષા, કશુંય સુઝયું નહિં. અને ત્હેનું ચિત્ત દુઃખ–વ્યથાના ચગડોળ પર ઘૂમવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે, સુલોચનાના નબળા મગજ અને નાજુક તબિયત ઉપર ત્હેની ભારે અસર થઇ ગઇ અને તેજ રાતે તે સખ્ત તાવનો ભોગ થઇ પડી !

### ૬. અનુભવનું સત્શિક્ષણ

પોતાની ઓરડીમાં રતનરામ તે દિવસના બનાવ વિશે વિચાર કરતો હતો. આવી હલકી મનોવૃત્તિ વાળી, શિથિલ નીતિવાળી સ્ત્રી પોતાની પત્નીની સોબત કરવાને તદ્દન નાલાયક હતી, એમ ત્હેને નિશ્ચય થઇ ગયો હતો. પરન્તુ તારાગૌરીની આબરૂને કોઇ રીતે કલંક પોતાના કૃત્યથી ન લાગે એવી રીતે વ્યવસ્થા કરી, આ બે જણની

મિત્રતા તૂટે, એ માટે કેવાં પગલાં ભરવાં, એના વિચારમાં ધુંચાયલો આમથી તેમ ફરતો હતો. મુંબાઈમાં નોકરી કરવાથી આવાં હલકાં મનુષ્યોની સંગતિની ધાસ્તી રહે, ત્હેના કરતાં ઓછે પગારે પણ દૂરના કોઈ ગામમાં ચાલ્યાં જવું, એવા વિચાર પર પણ તે આવતો જતો હતો. અન્તે ગમે તેમ થાય તો પણ મંજુલને તો આ વસ્તુસ્થિતિ જણાવીજ દેવી એમ ત્હેના મનમાં સંકલ્પ થયો.

એવામાં બારણું કોઈએ ઠોક્યું. પત્ની આવી હશે એમ ધારીને ઉતાવળ કરી તે ઉઘાડ્યું. તો મંજુલને બદલે તારાને અંદર પ્રવેશ કરતી ત્હેણે જોઈ. અત્યંત આશ્ચર્ય અને કાંઇક ભયની લાગણીથી તે બોલી ઉઠયો: " તારા બ્હેન ! ત્હમે અત્યારે અહિં ક્યાંથી ?–ને ત્હમારી બ્હેનપણી ક્યાં છે ?"

તારાએ મ્હોં મલકાવ્યું. હાથમાંની રકાબી જેમાં ભજીયાં અને પૂરીઓ ભરેલાં હતાં, તે એક બાજુ પર મૂકી. " મંજુલબ્હેન હજી ભજીયાંનો બીજો ઘાણ તૈયાર કરે છે, ને તેટલામાં આ ત્હમને આપવા મ્હને મોકલી છે. " તે હસી પડી અને વિષયવાસનાથી ભરપૂર દૃષ્ટિ ત્હેના તરફ નાંખી બોલી: " શું કરવું ? ત્હમે રીસાઓ, પણ મ્હારાથી કાંઇ રીસાવાનું છે ?–ત્હમે કોણ જાણે કેવીય ભુરકી મ્હારા ઉપર નાંખી છે, તે ત્હમારૂં મીઠડું મ્હોં જોયા વિના મ્હને ચાલતુંજ નથી." તે રતનરામની પાસે જવા લાગી.

રતનરામ ભડક્યો અને ગભરાયો: "તારા બ્હેન ! આમ વર્તવું ત્હમને યોગ્ય નથી. હું ત્હમારી પાસે નમનતાઈથી માગી લઉં છું કે આવા વિચારને ત્હમારા મનમાંથી ત્હમે દૂર કરી દો. હું અને ત્હમે–આપણે ભાઈબ્હેન છીએ. અને ત્હમે આવી વૃત્તિ રાખો છો, એથી આપણો આવો સારો સંબન્ધ તૂટશે. દુરાગ્રહથી બીજું કાંઇ ફળ આવ-

વાનું નથી. માટે બ્હેન ! ત્હમે ઘેર જાઓ. આ વાત હું મંજુલને પણ નહિં જણાવું. ઈશ્વરસાક્ષી હું કહું છું કે, જો ત્હમે ત્હમારી દુર્વાસના ત્યજી દઇ, અત્યારે ઘેર ચાલ્યાં જશો, તો હું કોઇને તે જાણવા દઇશ નહિં."

તારાનો મિજાજ હવે હાથથી ગયો ! "શું ત્હમે એમ ધારો છો કે હું કોઇથી ડરૂં છું ?–તે બીજાંને કહી દેવાની મ્હને ધમકી આપો છો ?–એતો હું જાણુંજ છું કે નાહિંમત પુરૂષોનો એક એજ આધાર છે ! જાઓ, દિલ ચ્હાય ત્હેને કહી દેજો. પણ હું આજ અહિંથી ત્હમારી પ્રીતિ મેળવ્યા વિના કદિ પાછી જવાની નથી." વળી ત્હેણે મુખાકૃતિ અને બોલવાની ઢબ બદલી–આંખોમાં આંસુ લાવી, ગદ્‌ગદ્ કંઠ કરી દઇ, દીન વાણીથી તે બોલવા લાગી;" ઓ મ્હારા વ્હાલા ! મ્હને ત્હમે તરછોડો ના. જો ત્હમે મ્હારૂં અપમાન કે તિરસ્કાર કરતો એક શબ્દ પણ બોલશો તો જરૂર હું જીભ કરડીને મ્હારો પ્રાણ ત્હમને આપીશ. હું ત્હમારો પ્યાર ચ્હાઉં છું. ત્હમે ક્હેશો તેમ હું કરીશ, ત્હમારી દાસી–ગુલામડી થઇને રહીશ, પણ ત્હમે મ્હને તરછોડશો નહિં. ત્હમારા આવા ઉદાર દિલમાં આટલી બધી ક્રૂરતા ક્યાંથી આવી ?

ડુસકાં ભરતી તારાને આવી હાલતમાં જોઇ શું કરવું તે રતનરામને સમજાયું નહિં. તે સ્તબ્ધ બની ઉભો રહ્યો. પણ એટલામાં તારાને તાણ આવતું હોય એમ તે ખેંચાઇ અને જમીન ઉપર પડી. ક્રોધની, તિરસ્કારની બધી વૃત્તિઓ શમાવી દઇ, રતનરામે ત્હેને ખેંચાતી જોઇ, પાસે જઇ પકડી રાખી. આમ કર્યાં પછી તરતજ તારાને ભાન આવ્યું અને રતનરામના હાથને તે વળગી પડી, ત્યારે ત્હેને ખાત્રી થઇ કે તાણનો ઢોંગજ હતો. રોતી, દીન વચનો બોલતી, રતનરામના હાથને બહુ જોરથી પકડી રાખી, તારા ત્હેને પોતાના પાશમાં ફસાવ-

વાનો પ્રયત્ન કરતી હતી; અને રતનરામ ત્હેની પાસેથી છુટવા ખશી જવા ફાંફાં મારતો હતો. તારા ગમે તેટલી પણ એક અબલા હતી અને ત્હેનાથી છટકવામાં બધું જોર અજમાવવાથી ત્હેને ઇજા થાય એ ધારતીથી રતનરામ બહુ બળ કરતો ન્હોતો, અને તે યુવતી આ હકીકત સમજી જવાથી ઘણાજ આગ્રહથી ત્હેના હાથ પકડી રહી હતી. હવે ત્હેણે છેવટનો ઉપાય અજમાવ્યો.

"સાંભળો, મ્હારા પ્રાણથી અધિક પ્યારા! હવે જો ત્હમે મ્હારી પ્રીતિ સ્વીકારતા નથી, તો હું બુમ મારીને માળાના લોકોને એકઠા કરીશ. તેઓને જણાવીશ કે ત્હમે મ્હારી લાજ લેવાનો યત્ન કરતા હતા અને આ પ્રમાણે આપણને જોશે તો જરૂર મ્હારી વાત તેઓ માનશે. ગમે તેટલો વિચાર કરવો હોય તે કરી જુવો. પછી મ્હારો દોષ ન ક્હાડશો; મ્હને તો લાજ નથી, ને શરમે મ્હેં છાપરે મૂકી છે! પણ ત્હમારી વ્હાલી અને શાણી મંજુલ જેને ખાતર મ્હને ત્હમે તરછોડો છો, ત્હેનો વિચાર કરજો! લોકો માનશે અને મંજુલે માનશે; ને ત્હમારી બેઆબરૂ થશે, તે નફામાં! માટે મ્હારૂં ગરીબનું કહ્યુ માની જાઓ. હવે બીજો ઇલાજ નથી."

રતનરામને પણ આ વાતનીજ ભીતિ હતી. ક્યારનોએ મનમાં ધુંધવાયા કરતો હતો કે મંજુલ અથવા ભગવાનદાસ, અથવા પડોશીઓમાંથી કોઇ આવી પ્હોંચ્યું, તો પોતાની આબરૂના કાંકરા થશે! તારાની ધમકીની, તેથીજ કરીને, ત્હેને ઘણી અસર થઇ. પણ-પણ...ગમેતેમ થાય, આબરૂ જાય, પત્નીની નજરે હલકો પડે, પડોશીઓ ત્હેને મકાન છોડાવે, ભગવાનદાસ ત્હેને કોર્ટમાં ઘસડે, પણ અનીતિને માર્ગે જવાય કેમ?–'પ્રભુની એવીજ ઇચ્છા હશે!' તે પોતાના મનમાં બબડ્યો.

"બોલો, ત્હમારો શો ઠરાવ છે?–લાજ, આબરૂ, માન, પ્રતિષ્ઠા, બચાવવાં છે, કે હું બૂમ પાડું?" તારાએ ફરીથી પૂછ્યું.

"તારા બ્હેન? હું ત્હમને બ્હેનજ ગણું છું. પછી ત્હમને અનીતિના અધમ માર્ગે કેવી રીતે ચ્હડાવું?–મ્હને માફ કરો. પ્રભુની ઇચ્છા હશે તેમ થશે. ત્હમારી ધમકીથી હું ડરતો નથી. ત્હમને ફાવે તેમ કરો." રતનરામની આંખો હવે લાલ લાલ થઇ ગઇ; ક્રોધ શમાવવા પ્રયત્ન કરતાં, ત્હેણે પોતાના હાથ ઘણાજ જોરથી ખેંચ્યા. તારાના હાથમાંથી તે છટકી ગયા.

"ઓ!" એટલું તારા બોલી બૂમ પાડવા જાય છે, એટલામાં કોઇ પુરૂષ ઓરડીમાં દાખલ થયો. "રતનભાઇ! ત્હમે જરા પણ ફિકર ન રાખો. આ દુષ્ટ સ્ત્રીને પૂરેપૂરી નશિયત આપવાની જરૂર છે. મ્હેં બધું જોયું છે, સાંભળ્યું છે. એને ફાવે એટલી બૂમો પાડવા દો. હું ત્હમારી પ્રમાણિકતાનો સાક્ષી છું." આનન્દલાલ જે તે ઘડીએજ ત્યાં આવી પ્હોંચ્યો હતો તે બોલી ઉઠ્યો.

"આનન્દભાઇ! ત્હમે અહિં ક્યાંથી?" આશ્ચર્ય પામતો રતનરામ બોલ્યો. "તારાબ્હેન! હોય, દરેક માણસની ભૂલ થઇ જાય છે. માટે બ્હેન! હવે ત્હમે ત્હમારે ત્યાં ચાલ્યાં જાઓ. આનન્દભાઇના શબ્દો સખ્ત છે, પણ એમનું દિલ ઉદાર છે. ત્હમારા વિરુદ્ધ એ–કે હું એક અક્ષર પણ ક્હાડીશું નહિં. જાઓ બ્હેન! ઘેર જઇને મંજુલને મોકલજો."

તારા ઉભી થઇ. નિરાશાનો ક્રોધ અને તાપ ત્હેના હૃદયને, શરીરને બાળતો હતો. તે ક્ષણભર માનભંગ થઇ હોય એમ બોલ્યા વિના ઉભીજ રહી. પણ રતનરામના છેવટના શબ્દોએ ત્હેનામાં નવું ચેતન ઉમેર્યું.

"આહાહા!" ખડખડાટ હસવાનો કૃત્રિમ પ્રયાસ કરીને તે બોલી: "મંજુલ! મંજુલ!–હા. મંજુલને હમણાં મોકલું છું હો!

અને અહિંજ મોકલું છું–ને ત્હમે પણ એને જોઇને–મળીને ખુશીજ થજો !" વક્રોક્તિમાં બોલતી તે દાદર ઉપરથી ઉતરી ચાલી ગઇ.

રતનરામ તારાના શબ્દોની કટુતા સમજી શક્યો; ત્હેને તે નિરાશાનું પરિણામ લાગ્યું. પરન્તુ આનન્દલાલને વ્હેમ પડયો. ત્હેણે પૂછ્યું, " મંજુલ ભાભી! ક્યાં છે?" રતનરામે ત્હેને બધી હકીકત જણાવી.

" રતનભાઇ ! એક મિનિટ પણ હવે થોભવું ધાસ્તીકારક છે," તે બોલી ઉઠયો. અને તરતજ ઓરડી ઉઘાડી, જેમની તેમ મૂકીને પણ, રતનરામનો હાથ ખેંચતો તે ઉતરવા લાગ્યો. " ત્હમે પણ કેવા ભલા આદમી છો ? આટલી વાર સુધી એ કયેમ ન આવ્યાં, ત્હેની ત્હમને ફિકર પણ ન થઇ ? ચાલો, જલદી ચાલો. મ્હને ધાસ્તી છે કે એ પણ કાંઇ અસાધારણ મુશ્કેલીમાં છે !" તેઓ બંને દોડતા ભગવાનદાસને મકાને ગયા.

અહિં આવીને તારાએ ભગવાનદાસને નિષ્ફળ થયેલો જોઇ, પોતાનું નામ આપી, મંજુલને આશ્વાસન દઇ, બારણું ઉઘડાવ્યું; અને જેવું ત્હેણે વિશ્વાસમાં છેતરાઇ તે ઉઘાડયું કે તરતજ આ પતિ પત્ની અંદર દાખલ થયાં. ભગવાનદાસે તારાને કમાડ બંધ કરવાનું જણાવી, તે મંજુલને પકડવા ગયો. પણ એટલીજ વારમાં રતનરામે આવી પ્હોંચી, કમાડ બંધ કરતા–કરતામાં ત્હેને લાત મારી ઉઘાડી નાંખ્યું. અને આનન્દલાલે ભગવાનદાસને ધક્કો મારી પાડી નાંખી, ત્હેના હાથમાં જવાની પળમાં નિરુપાય, નિરાશ, બોલવાને પણ અશક્ત થઇ ગયેલી, મિત્રપત્નીને મુક્ત કરી. આ પછી એક પણ શબ્દ આ અધમ, દુરાચારી દંપતીને કહ્યા શિવાય તે ત્રણે જણ અહિંથી ચાલતાં થયા અને મંજુલ તો એટલી બિનતાકાત થઇ ગઇ હતી, કે જેમમાં ને જેમમાં એ માળામાંથી તો ઉતરી પણ પોતાની સીડીનાં પગથિયાં ચ્હડવામાં ત્હેને

પતિની અને આનન્દલાલની મદદ લેવી પડી. ઓરડીમાં આવી, અંદરથી બારણું વાશી, બધાં જરા સ્વસ્થ થઇને બેઠાં, એટલે જાણે પોતાનુંજ મકાન હોયની, એમ આનન્દલાલે એક સ્ટવ ( દીવો ) ખોળી કહાડી, ત્હેના પર ચ્હાદાની મૂકી, ચાર પાંચ મિનિટમાં ચ્હા તૈયાર કરી દીધી. અને મંજુલ જેનાથી હવે હાલી ચાલી પણ શકાતું ન્હોતું ત્હેણે જણાવેલે ઠેકાણેથી દૂધ લાવી, ચ્હાના પ્યાલા બધાની વચમાં લાવીને મૂકયા. એક બે ઘુંટડા ચ્હાના પીધા ત્યારે આ પતિપત્નીને જાગ્રતિ–શાન્તિ આવી. હવે રતનરામે ફરીથી પ્રશ્ન પૂછયો, " ભાઇ આનન્દલાલ ! ત્હમે તો ખરેખરા વખતસર આવી પ્હોચ્યા." મંજુલ તરફ જોઇને ત્હેણે કહ્યું, " અહિં પણ એક જાણવાજોગ ઇતિહાસ બન્યો છે. પરન્તુ તે વાત હું પછીથી કહીશ.–પણ આનન્દલાલ ત્હમે મુંબાઇમાં કયાંથી ?"

આનન્દલાલ હસ્યો. તે બોલ્યો: "હું વખતસરજ આવી પ્હોંચ્યો અને બહુ ઉપયોગનો થઇ પડયો, એ એક ચમત્કાર જેવુંછે. પણ ત્હેનાથીય મ્હોટો ચમત્કાર બન્યો છે. ખરેખરા શુભ સમાચાર હું લાવ્યો છું. આત્મારામજી જીવે છે ! તેઓ અને યોગિનીમૈયા અમદાવાદ આવી પ્હોંચ્યાં છે; અને એ ભગવતીની આજ્ઞાથીજ હું ત્હમને બોલાવવા આવ્યો. કદાચ એમને ત્હમારા બંને ઉપર પડવાની આ મુસ્કેલીની ખબર પડી હશે ! એમનો આગ્રહ ન હોત, તો હું ત્હમને તાર કરીનેજ ખબર આપત. પણ સારૂં થયું હું આવ્યો તે.–શેઠ સાહેબ આત્મારામજી કાંઇ ખોવાઇ ગયા ન્હોતા. પરન્તુ ત્હમારી બંનેની પરીક્ષા લેવાનેજ તેઓ કોઇ ગુપ્ત સ્થાનમાં ગયા હતા. મંજુલ ભાભી ! ત્હમને અને રતનભાઇને હવે કાંઇજ ચિન્તા રહી નથી. ત્હમે કઠિન કસોટીમાં થઇને પણ ઉત્તમ રીતે પસાર થયાં છો. પ્રભુ કૃપાથી ત્હમારા મહાન ગુણોએ ત્હમારાં સંકટ દૂર કર્યાં છે.–આપણે આવતી કાલ અમદાવાદ જવાની શેઠ સાહેબની આજ્ઞા છે."

## પ્રકરણ ૮ મું: પ્રકાશની પગલિઓ.

અને જ્યારે પ્રકાશ આવે છે, ત્યારે પૂર્વનાં બારી બારણાંમાંજ પ્હેલાં કિરણ પડે છે, એ ખરૂં છે; સૂર્ય આકાશ માર્ગ પર ઘણોજ ધીમો ધીમો ર્‌હડતો જણાય છેઃ પણ પશ્ચિમ તરફ તો જુવો,-બધી પૃથ્વી તેજથી ઝળહળી રહી છે !"*

–સુન્દરી સુબોધ (જૂન ૧૯૧૧: ઉપરથી )

૧. બાલા અને નવીન:

મધુર, મધુર તેજ ! આજ, લલિત પગલિ લાવો,
આવો, આવો પ્રણયરાજ ! હૃદય આ સુહાવો
ભેદી તિમિર ઘેરી રાત, ગગન ઘન નિવારો;
મંગલમય સુરપ્રભાત ! રમ્ય, પ્રિય પધારો.

... ... ... ... ..

દેખું ના: વસો સમીપ, ભ્રાન્તિ વિષમ કાપો;
ઝાંખી કરે પ્રણયદીપ, દિવ્ય નયન આપો.

... ... ... ... ...

મધુર, મધુર તેજ ! આજ, લલિત, લલિત આવો;
લાવો, લાવો પ્રણય, રાજ ! જીવનમાં ઝુલાવો.

–સુન્દરી સુબોધ (જુલાઇ ૧૯૧૧)

નિર્મળબાલાના હૃદયમાં જો કોઈ એક મનુષ્યને અન્ય કરતાં અધિક સ્થાન હોય તો તે નવીનચન્દ્રને માટેજ હતું. બાલ્યકાળથી એ બંને સાથે રહ્યાં હતાં, રમ્યાં હતાં, ઉછર્યાં હતાં. પ્રતાપચન્દ્રરાય ક્રોધમાં કાંઇ નવીનને કદિ કહી જતા, તો તે સાંભળી ર્‌હેતો; અને પોતાના હૃદયમાં થયેલો આઘાત ફક્ત નિર્મળબાલા આગળજ તે પ્રત્યક્ષ

*એક ઇંગ્લિશ કાવ્યના ભાષાન્તરમાંથી.

કરતો. બને ત્યાં સુધી બાલા પિતાની ભૂલ અથવા પિતાના ગુસ્સાની અવાસ્તવિકતા ત્હેમને કહેતી અને બાલપુત્રીનાં મીઠાં વચન સાંભળવા તલ્પી રહેલા દાક્તર સાહેબ તરત શાન્ત થઇ જતા બાલાને પોતાની રમતમાં, અભ્યાસમાં, કામકાજમાં, વાંચન લેખનમાં, અથવા વ્યવહારમાં કાંઇ પણ મુશ્કેલી નડતી, તો તે દૂર કરવાને બહુ પ્રયાસ પણ કીધા વિના, તરતજ તે નવીનબાબુ પાસે દોડી જતી. અને તે ત્હેની અપૂર્ણતા અથવા ન્યૂનતા હમ્મેશાં દૂર કરતો. આમ ધીમે ધીમે એ બંને મ્હોટાં થયાં. તરુણાવસ્થામાં આવ્યાં, ત્યારે આવો અન્યોન્ય આશ્રય, નજીવી બાબતોમાં તો, ઓછો થયો; પરન્તુ ત્હેમના વિનોદ અને વિશ્રાન્તિ, સમાજ અને લોકવ્યવહારમાં ભાગ લેવામાં એ બંને સાથેજ રહેતાં; અને પ્રભુકૃપાથી બુદ્ધિ, હૃદય, જ્ઞાન અને રસવૃત્તિમાં લગભગ એકજ પ્રકારનું ત્હેમના મનનું વલણ હોવાથી, તેઓ સર્વદા સાથેજ રહેતાં અને ફરતાં. આથી ત્હેમનામાં અભિપ્રાયનો તફાવત બહુ ન રહેતો. અને ત્હેમનાં મન એક બીજાની સાથેજ જાણે ગુંથાઇ ગયાં હોયની, એમ એકજ વૃત્તિવિચારથી તેઓ વર્તન કરતાં, તથા એકજ બુદ્ધિપ્રસાદથી ત્હેમનું કર્તવ્ય પૂર્ણ થતું. પરિણામ એ આવ્યું, અને તે બહુ સુન્દર હતું, કે અભ્યાસક્રમ જૂદો જૂદો સ્વીકારવા છતાં, જિંદગીના ધર્મપન્થની ત્હેમની ભાવનાઓ, વૃત્તિઓ, લાગણીઓ એકજ પ્રકારની બની રહી. તફાવત માત્ર એકજ દિશામાં હતો. નવીનચન્દ્ર વિચારોના ઉંચા આસમાનમાં ઉડવા કદિ પ્રયત્ન કરતો નહિં. ત્હેને માટે, પોતે જ્યાં હોય ત્યાં, એક બે પગલાં આગળ વધવાનું કામ કરવું, એ બસ હતું. ત્હેનામાં જ્ઞાન, પ્રસાદ, ઉત્સાહની ન્યૂનતા ન્હોતી; પરન્તુ લાંબા સમયથી ત્હેના જીવનક્રમમાં એકજ પદ્ધતિ સ્વીકારાઇ ગઈ હતી, જેમા ફેરફાર કરવાની બહુ આવશ્યકતા

ત્હેને જણાતી નહિં હતી. એટલે ખરૂં જોતાં, **બાલા** અને **નવીનનાં** જીવનનો પ્રવાહ ઘણા કાળથી એકત્ર વ્હેતોજ હતો, જેમાં **બાલા** વિચાર કરવાનું, પ્રોત્સાહન કરવાનું, અને કર્તવ્યનાં નવાં નવાં ઉપયોગી ક્ષેત્રો શોધવાનું કામ કરતી; અને **નવીન** તે વિચારો અમલમાં લાવવાનું, **બાલાના** પ્રધાન સહાયક તરીકે કામ કરવાનું, અને **બાલાએ** બીજી પ્રણાલિકામાં ઉતરતાં ત્હેનાં અપૂર્ણ રહેલાં ધર્મકાર્યો પૂર્ણ કરવાનું કામ કરતો. આમ "અન્યોન્યની ન્યૂનતા પૂરી કરતા" આ યૌવનમાં ખીલતા યુગલમાંના દરેકને એકલાં રહેવાનું, એક હાથે કામ કરવાનું, અથવા એક શિર ઉપર જવાબદારી વહન કરવાનું કદિય આવ્યું ન્હોતું. **નિર્મળબાલા** કહે તેમજ-ત્હેની આજ્ઞા સર્વ રીતે બજાવવાને **નવીન** પ્રયત્ન કરતો; અને **નવીનની** ઇચ્છા મુજબ જ **બાલાના** વિચાર કર્તવ્યક્ષેત્રના માર્ગોમાં સરતા. **નવીને** **બાલાની** સહજ સૂચના ઉપરથી પ્રોફેસરની જગોનું રાજીનામું આપી દીધું; અને **બાલાએ** **નવીનની** ઇચ્છાને અનુસરીને **જગતદાસને** પોતાના નવા કામમાં સહાયક તરીકે આવવા પરવાનગી આપી. આવા પ્રકારની અસાધારણ એ બંને વચ્ચે જીવનની-હૃદયની મૈત્રિ હતી. પરન્તુ 'તે મિત્રતા એ **પ્રેમ** હતો?'- એટલોજ સવાલ રહ્યો હતો. અને **બાલા** તથા **નવીનનો** પિતાની આજ્ઞાથી ત્હેમની મૃત્યુશૈયા આગળ થયેલો પવિત્ર વિવાહ, તે લગ્નની સફળતામાં પરિણામ પામશે કે કેમ, એ બીજો એટલોજ મહત્વનો પ્રશ્ન હતો.

સાધારણ યુવાન અને બાલિકાના સંબન્ધમાં દીર્ઘકાળના પ્રીતિ પરિચય પછી આવા સવાલ ઉઠેજ નહિં; પરન્તુ આ યુગલ તેવું ન્હોતું. **નિર્મળબાલા** આગ્રહી અને દૃઢ મનની યુવતી હતી; અને **નવીનચંદ્ર** એકમાર્ગી, પ્રમાણિક, તથા આત્મત્યાગી ગૃહસ્થ હતો. એટલે **બાલા** પોતાના લાંબા સમયના વિચાર ઝટ બદલે નહિં; અને **નવીન** ત્હેને બદલવાનું કહે નહિં, એટ-

મુંજ નહિં પણ પોતાની લાગણીઓ કોઇને સમજવા દે, એ પણ સંભવિત ન્હોતું !...પરન્તુ હાલ એક નવી વસ્તુસ્થિતિ ઉભી થઈ હતી; જેને પરિણામે તે બંનેમાં કેટલોક નવા અનુભવને લઇને ફેર થવા પામ્યો હતો. બાલા અને નવીન આ વખતજ ખરેખરાં જૂદાં પડયાં હતાં. નવીન બાલાને પૂર્ણ હૃદયથી ચ્હાતો હતો, ત્હેને પોતાની પ્રિયતમાથી આમ પડેલું અંતર બહુ કઠિન જણાયુ હતું.ત્હેને બાલાની અતિ.ઉત્સાહ વૃત્તિ તથા જગતના અનુભવની ખામિ સમજાયા વિના રહી ન્હોતી; અને તેથીજ ત્હેના મનમાં–બાલાને હેરાનગતિ ભોગવવી પડશે, વખતે મુશ્કેલી સહન કરવી પડશે, કદાપિ સ્ત્રીઓને માથે આવી પડતું કોઇ કષ્ટ ત્હેને વ્યથિત કરશે,–આવી આવી અનેક તરેહની જે અસહ્ય ચિન્તાઓ થઇ આવી હતી, ત્હેને લઇને બાલાને આગ્રહપૂર્વક લખીને ત્હેણે જગતદાસને ત્હેના સહાયક તરીકે મોકલ્યો હતો. આટલેથીજ તે અટકયો નહિં. પણ પોતે બીજું કામ ત્યજી દઇને ખ્રિસ્તીઓના શિક્ષક તરીકે ત્યાં જા આવ કરીને બાલાની સહીસલામતી તથા સુખશાન્તિ માટે જાતે દેખરેખ રાખતો હતો. નિર્મળબાલાને પોતાને પણ નવીનથી જૂદાં પડયા પછી જાણે જિંદગી શૂન્ય જેવી ન હોય એમ લાગી, કેટલોક વખત તો બહુજ અણુગમતું આવી, બેચેની અને અસહાય સ્થિતિ જણાઇ હતી. ત્હેના હૃદયના સત્યાગ્રહને લીધે તે કર્તવ્યમાર્ગ પરથી પાછી નો હઠી નહિં, પરન્તુ ત્હેને પોતાનું જીવન જાણે નીરસ, શુષ્ક ન થઈ ગયું હોય એમ ભાસવા લાગ્યું હતું. તથા જ્યારે વિપત્તિઓ ઉપરાઉપરી ત્હેના પર આવવા લાગી, ત્યારે તો પ્રતિપળે મનમાં નવીનનું સ્મરણજ થયાં કરતું હતું; અને એનું શું થતું હશે, એ પોતાના કર્તવ્યમાં બરાબર પ્રવૃત્ત હશે કે નહિં, ત્હેને પોતે સાંભરતી હશે કે નહિં, એ અમુક વખતે શું કરતો હશે, અને ત્હેની સારૂંખોટું નભાવી લેવા

ની રીતને લીધે ત્હેના ખાવા પીવાની સગવડ સચવાતી હશે કે નહિં?–એવા એવા અનેક વિચાર ત્હેને આવ્યાં કરતા હતા. પોતાને જેટલી ત્હેના તરફ નિષ્કામ પ્રીતિ છે, તેટલી–અથવા ત્હેનાથી ઓછી, ત્હેના દિલમાં પણ હશે કે નહિં, અને જો તેમ હોતતો–પોતાની સ્પષ્ટ આજ્ઞાનો ભંગ કરીને પણ કોઇ દિવસ કલાક–અર્ધો કલાક પણ મ્હને મળવાને કેમ આવ્યો ન હોત ?-એવા એવા વિચાર પણ ત્હેની મનઃશાન્તિનો ભંગ કરતા હતા. છેવટે જગતદાસ આવ્યો; પણ જગતદાસ કાંઇ નવીન બાબુ ન્હોતો. તેથી બાલાને સહાયક તો પ્રાપ્ત થયો; પણ તે હૃદયનો સાથી થઇ શકે એમ હતુંજ નહિં, તેથી ત્હેના આવવાથી ત્હેના અન્તઃકરણને વિશ્રાન્તિ મળી, પણ તે શાન્તિ ન્હોતી !

આથી શ્રમ, થાક અને વેદના વગેરેને પરિણામે નિર્મળબાલાને આવી ગયેલી મૂર્ચ્છા વળી, તે વખતે પોતાની સારવારમાં નવીનચન્દ્રને જોતાં, તે ત્હેને પ્હેલું તો સ્વપ્ન દર્શન જેવુંજ લાગ્યું. પરન્તુ એ ભ્રાન્તિ ઉડી ગયા પછી, હૃદયનાં ઉંડાણોમાં પ્રસરી રહેતો, આખા જીવનને ભીંજવી નાંખતો, ખુદ આત્મતત્વને પણ વિવશ કરી નાંખતો, ઘણો જ આનન્દ,–નિર્મળ, પવિત્ર, અવર્ણનીય આનન્દબાલાને થયો, એમ ક્હેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. પ્રિય બન્ધુ ક્હો કે પ્રેમાળ મિત્ર ક્હો, વિવાહિત પતિ ક્હો કે હૃદયનો પ્રિયતમ ક્હો,–જે સબન્ધમાં આપણે નવીનને નિર્મળબાલા સાથે જોડીએ, ત્હેમાંના કેટલાક બાલા પોતે કદાપિ નાકબૂલ કરે, એ સ્વાભાવિક હતુ; પરન્તુ વાસ્તવિક રીતે એ સર્વ બન્ધનોની સુવર્ણગ્રન્થીએ ત્હેમને બંનેને થોડાં વધુ બાંધ્યાં હતાં, એમાં કાંઈ સંશય ન્હોતો. આથી બાલાને પૂર્ણ હૃદયનો ઉલ્લાસ પ્રાપ્ત થયો અને ત્હેની સાથે નવીનને પણ ત્હેના આકર્ષક સહવાસમાં પુનઃ આવવાનો, ત્હેના સહાયક તરીકે કામ કરવાનો, ત્હેના સંરક્ષક તરીકે

ત્હેની સારવાર કરવાનો પ્રસંગ મળ્યો, એટલે ત્હેના હૃદયની પ્રસન્નતા પણ કાંઇ ઓછી ન્હોતી. અને પ્રિયતમાનું આવી અબળ સ્થિતિમાં દર્શન, એ પણ ત્હેને કેટલી ચિન્તા ઉત્પન્ન કરાવનાર વસ્તુ હતી, ત્હેનું ખરૂં ભાન ત્હેને આજ થયું. સત્યશઃ આજજ તે બંનેનાં હૃદયોમાં પ્રભુઇચ્છાથી અથવા અસાધારણ સંયોગોના પરિણામ રૂપે—કોઇ અનન્ય આત્મભાવ, કોઇ અણકલ્પેલ આત્મપ્રકાશ જન્મ પામ્યો હતો, જે એક બીજાના અન્તર્ ને—એક બીજાનાં જીવનને અજવાળતો હતો, આહ્લાદતો હતો, અને પોતાની પૂર્ણતાનો વિશ્વાસ અર્પતો હતો. **નવીન** અને **બાલા**ને આજની આ અમોલી પળમાં એમજ થઇ આવ્યું કે—એક બીજાનો સહવાસ એજ ત્હેમના જીવનનો મુખ્ય આધાર હતો; એક બીજાનો આશ્રય, એજ ત્હેમની ઉર વિશ્રાન્તિનું પરમસ્થાન હતું, તથા એક બીજાનો પ્રેમ, એજ ત્હેમના પોતાના અને જગતના કલ્યાણ માર્ગોનું મહાન સાધન હતું. અરસ્પરસની ન્યૂનતાઓ, લાંબે વખતે અને અણધારેલા પ્રસંગમાં મળતાં, આજ ત્હેમને પૂરાઇ ગઇ લાગીઃ અને દરેકને પોતાનામાંથી કાંઇ ખુટતું હતું તે બીજામાંથી મળ્યાનું તત્ક્ષણ ભાન થયું.

પોતાની ઇચ્છાને માન આપીને **નવીન** દૂર રહ્યો હતો, છતાં પોતાની સંભાળ માટે કેટલો ઉત્સુક, કેટલો જાગ્રત રહેતો હતો, તે હવે **બાલા** જોઈ શકી. ત્હેના અનેક સદ્ગુણો જે નિત્યપ્રસંગને લઇને સાધારણ થઇ ગયા હતા, ત્હેનું હવે ખરૂં મૂલ્ય સમજાવા લાગ્યું. **બાલા**ની તરફના પોતાના હૃદયભાવમાં **નવીન**ને તો કાંઇ સંશય હતોજ નહિં.

"હતું વિશ્વે ત્હેને,—સુખદ સુખ, આ એકજ હતું,
"અને તે અત્યારે નિજ હૃદયને શાન્ત કરતું."

* **નાગર** ઉદય (આષાઢ-શ્રાવણ, ૧૯૫૨ )—સ્મરણમયૂખ.

તથાપિ તે અસાધારણ પ્રીતિવહનનો ઉછાળો, કલ્પી ન શકાય એવી રીતે હૃદયનું ખેંચાવું, અને આત્મપ્રદેશમાં ઉલ્લાસની સુરમ્ય ઉષ્મા-પ્રભાનો જે અવર્ણનીય અનુભવ ત્હેને આજ થયો, તે જૂદોજ હતો !

બાલાને ઇજા સખ્ત થઈ હતી, પરન્તુ તે ગંભીર ન્હોતી. તેથી તે કેટલુંક કામ પણ કરી શકતી. જો કે તેમ કરવાની ખાસ જરૂર ન્હોતી. શહેરમાંથી આનન્દલાલને ઇજા થયેલાં મનુષ્યોની સારવાર માટે પ્હેલાં દરરોજ અને પછી એકાંતરે બોલાવવામાં આવતો; અને જગતદાસ તથા નવીનચન્દ્ર બાલાની સૂચના મુજબ સંતોષકારક કામ કરતા હોવાથી, બાલાને લેવાની જાત મહેનત ઘણી ઓછી થઇ ગઇ હતી. ઉમંગરામને સાથે રાખીને જગતદાસે પાછું પોતાનું વ્યાખ્યાન કરવાનું કામ શરૂ કરી દીધું હતું. અને હરગોવિન્દ વૈદ પણ, પાઇયે લીધા શિવાય નિર્મળબાલાએ જે ખરા દિલથી, તનતોડીને, જાતે હેરાન હોવા છતાં, પોતાની સારવાર કરી સખ્ત અને ગંભીર માંદગીમાંથી ત્હેને સાજો કર્યો હતો, તે ઉપકારથી વશ થયેલો, હવે ત્હેનો દાસ બન્યો હતો. આ ઉપરાંત ત્હેને ઉમંગરામ વગેરેથી કહેવામાં આવ્યું હતું, કે ત્હેનાં બાલા વિરુદ્ધનાં સઘળાં દુષ્ટ કર્મો તે જાણતી હતી છતાં, અને પ્રત્યક્ષ જોનાર-સાંભળનારનો પુરાવો હોવા છતાં, તે ઉદાર દિલની બાઇએ ત્હેની સામે કાયદેસર પગલાં ભરવાની ચોખ્ખી ના પાડી હતી. બાલાના મનની આ મ્હોટાઇને પણ તે વશ થયો હતો. અને ગામના લોકોને થયેલું સઘળું નુકશાન તેઓને વાળી આપવામાં આવ્યું હતું. આથી આખા ગામમાં હવે બાલા માતાજીના અવતાર રૂપેજ મનાવા લાગી હતી. આટલું થયા છતાં પણ આ પછી ત્હેની લોકોદ્ધારની યોજનાઓ મૂર્ત્તિમાન થવામાં મુશ્કેલીઓ-ન્યૂનતાઓ-નિરાશાઓ ન નડી એમ કહેવાનો અમારો હેતુ નથી. પણ હવેથી તે માર્ગ ખુલ્લો થયો, અને

ધીમે ધીમે લોકજિગર સાથે ત્હેના સહાયકોનું મન પણ ઐક્ય પામી ત્હેમનાં વૃત્તિ વિચાર સમજવાનો અધિકાર પામ્યું; તથા પ્રજાસમૂહમાં પોતાના હિત ખાતર પૈસા અને શરીરનો ભોગ આપનાર, બુદ્ધિ અને જાતમહેનત વડે નિરંતર શ્રમ લેનાર મનુષ્યોમાં વધતો વિશ્વાસ, વધતી શ્રદ્ધા આવતી ગઇ, એમાં કોઇ સંશય રહે તેમ ન્હોતું.

એક દિવસ સાંજે બાલા અને નવીન સાથે ફરવા નીકળ્યાં હતાં, તે રામજી મન્દિર આગળ આવી પ્હોંચ્યાં. બાવાજી માટે થોડાં ફુલ ઝાડ શહેરમાંથી બાલાએ મંગાવી આપી, ગામનાં માણસોને માથે ત્હેને પાણી પાવાનો વારો નાંખ્યો હતો. તેથી થોડા દિવસમાં ત્યાં બેસવા જેવું બની રહ્યું હતું. અને અહિં એક બે અઠીગણુવાળી બેન્ચો ( બાંકડા-પાટલીઓ ) પણ મૂકવામાં આવી હતી, ત્યાં તેઓ બેઠાં. બંને વિચારમાં હતાં; નવીનચન્દ્ર નિર્મળબાલાની દરેક પ્રવૃત્તિમાં ઘણી મદદ આપતો હતો; અને તે સમિપ હોવાથી બાલાને પોતાની કાર્યશક્તિમાં પણ વધારો થયો જણાતો હતો. પણ આજની ચિન્તા ત્હેમને નિર્ણય કરવાનો હતો ત્હેની એ હતી કે, નવીને શહેરમાં પોનાના ચાલુ કામપર પાછાં જવું અથવા અહિં રહી બાલાનો સહાયક બનવું ? ત્હેમનાં બંનેના મનની વૃત્તિ એવી વિચિત્ર હતી કે, આ વિષય ઉપર સ્પષ્ટતાથી તેઓ વાત કરી શકતાં ન્હોતાં; કારણ તેમ કરવાથી પોતાની ગુપ્ત લાગણીઓ પ્રદર્શિત થઇ જાય એમ હતું. નવીનને ખાત્રી થઇ હતી કે બાલા સાથેજ લગ્ન કરવામાં ત્હેનું અને પોતાનું કલ્યાણ હતું; અને બાલાને વિશ્વાસ બેઠો હતો કે, નવીન જેવા પતિની સાથે ધર્મપન્થમાં હાલ કરતાં સો ઘણું શુભ કામ કરી શકાશે અને પોતાને પણ જીંદગી-કદિ કદિ પરમ મિત્રની ખામીને લીધે, હૃદયની એકતા પૂર્ણ રીતે થાય એવા અન્ય હૃદયની ન્હોનતાને લીધે-રસહીન, શુષ્ક ભાસતી હતી,

તે ભીતિ દૂર થાય. પરન્તુ **નવીન**ને ધારતી હતી કે **બાલા**ની સાથે લગ્નની વાતચીત પોતે શરૂ કર્યાથી, ત્હેના અન્તઃકરણમાં મિત્રતાનો ગેરવાજબી લાભ લીધો મનાશે; અને **બાલા**ને એમ હતું કે, **નવીન**બાબુ માત્ર પિતાજીએ કરેલો ઉપકાર વાળવાની લાગણીથી કદાચ પોતાની સાથે લગ્ન કરવાની હા કહે ! આ ઉપરાંત ત્હેના મનમાં પોતે કુમારીકા રહેવાનો સંકલ્પ કીધો હતો એનું અભિમાન હતું: અને તે તૂટે પણ કેવી રીતે ?–તે ભૂલી ગઇ ન્હોતી કે, પિતાજીની મૃત્યુશૈયા ઉપર ત્હેમનો વિવાહ તો થઇ ચૂકયો હતો, એટલે પ્રથમનો સંકલ્પ રહ્યોજ ન્હોતો. પરન્તુ મનુષ્યનું મન પોતાની અનેક મુંઝવણીમાં સત્ય માર્ગ સ્વીકારતાં લાગણીઓની અને વૃત્તિઓની ખોટી ભીતિ રાખે છે અને તેથીજ તે વધારે વધારે ગોથાં ખાધા કરે છે ! **બાલા** અને **નવીન**ને માટે પણ આજ એમજ હતું. તે બંને એક બેન્ચ ઉપર બેઠાં હતાં; તાજું પાણી પાયેલાં ફુલનાં ઝાડ અને કેળોનાં પાંદડાંમાં થઇને આવતો લ્હેરો વાયુ ત્હેમનાં ગાત્રને શીતળ બનાવતો હતો. તથા ફુલની મીઠી સુગન્ધ પણ મન્દ મન્દ આવતી હતી. **મન્દિર**ના ઓટલાની બાજુએ ખૂણાપર બેઠેલો આ ગામનો એક અન્ધ બાવો જે કેટલાક વખત ઉપર ડાકોર ગયેલો હતો ને આજજ પાછો આવ્યો હતો, તે એકતારાનો ઝીણો મધુર ઝણઝણાટ કરી રહયો હતો. કુદરત શાન્ત હતી અને લોકોને વિશ્રાન્તિ આપવાની તૈયારી કરી રહી હતી. **મન્દિર**માં બાવાજીની આરતીનો આનન્દન રણકાર શરૂ થયો હતો.

આ બે જણ આમ વિચારમાંજ હતાં, એવામાં મ્હોટો **નાગ**, કાળો, લાંબો અને મ્હોટી ફણાવાળો, આ જગોની શીતળતાથી આકર્ષાઇને અથવા આમથી તેમ જતાં માર્ગમાં આ ઠંડક વાળું સ્થળ હતું તેથી ત્યાં આવીને, ત્હેમની બેન્ચની સ્હામે ફણા માંડી ઉભો રહ્યો ! **બેન્ચ**

ની પાછળ થોરિયાની વાડ હતી, આગળજ ફક્ત જવાનો માર્ગ હતો, પણ તે નાગે રોકયો હતો. બાલાની દૃષ્ટિ ત્હેના તરફ ન્હોતી, પણ નવીને ત્હેને જોયો. પાસે સોટી પણ ન્હોતી અને જમીન એવી સ્વચ્છ હતી, કે ત્હેના ઉપર એક કાંકરો પણ નહિં હતો ! આથી ધીમે રહીને ત્હેણે બાલાની પાસે જઇ, ત્હેને કાંઇ પણ કહ્યા સિવાય ઉંચકી છાતી સરસી લઇ લીધી; અને ત્વરાથી તે બેન્ચ ઉપર ઉભો થઇ ગયો. બાલા જે વિચારમાંજ હતી, તે આમ એકાએક બન્યું, તેથી ચમકી. નવીને ત્હેને મૌન રાખવાનું અને શાન્ત રહેવાનું કહી છાતી સરસી દાબી. બાલાની નજર હવે નાગ ઉપર પડી.

"વ્હાલા નવીન !" ત્હેનાથી બોલાઇ જવાયું. "વ્હાલા નવીન ! ત્હમે મ્હને મૂકી દો. ત્હમારૂં શરીર પ્હેલું સંભાળો." તે ધીમે પરન્તુ પ્રેમ ભર્યા સ્વરે બોલી. " વખતે આ તરફ આવશે તો ? " ત્હેણે ત્રાસમાં નવીનને કંઠે હાથ ભેરવી દેતાં કહ્યું.

"બાલા ! વ્હાલી બાલા !" નવીને પણ ત્હેવીજ ધીમી, પ્રેમાળ વાણીથી કહ્યું " તું ધાસ્તી રાખીશ નહિં. પ્રભુ સહાય થશે. પણ મ્હેં ત્હને ઉંચકી લીધી છે, ત્હેનું કારણ એજ કે ત્હને કાંઇ ઇજા ન થાય. " પણ વ્હાલા નવીન બાબુ ! ત્હમને કાંઈ થશે તો ?—ત્હમારા વિના મ્હારી પોતાની જિંદગી શું કામની છે ?" ત્રાસમાં ધ્રૂજતી અને ત્હેને ગાઢ આલિંગન આપતી બાલાએ જવાબ દીધો. પરન્તુ હવે નવી ધાસ્તી ત્હેને થઈ આવી. "ત્હમને ઇજા થશે તો હું શું કરીશ, વ્હાલા ?—ત્હમારા કરતાં તો હું પ્હેલી મરૂં એજ સારૂં છે ! " તે નવા જુસ્સામાં આવી ગઇ, ત્હેણે પોતાના હાથ ત્હેના ગળામાંથી ક્હાડી નાંખ્યા, અને ત્હેના હાથમાંથી છટકી જઇ અચાનક નીચે જમીનપર પડી. બાલાને આમ ખશી પડેલી જોઈ,નવીન પણ ત્હેને બચાવવાને ત્હેની સાથેજ કૂદી પડયો. અને આ પ્રમાણે એકાએક ધબકારા સાંભળી તથા બે જણને બેન્ચ

ઉપરથી નીચે પડતાં જોઇ, નાગ પણ ધાસ્તીનો માર્યો ત્યાંથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. ત્હેને ગયેલો જોઇ, વખત છે ને કાંઇ આજુ બાજુએ ભરાઇ તો રહ્યો નહિં હોય, એવી ભીતિથી નવીને પાછી બાલા જેનું કાળજું હવે ભય ઓછો થયો હતો ત્યારે ઘણુંજ ધડકતું હતું અને પગ તથા શરીર બહુ ધ્રૂજતાં હતાં, ત્હેને પ્રેમના અભિનવ ઉર્મિથી પાવન થયેલ હૃદય સાથે દાબી અને ઉચકી લીધી. અને મન્દિરના ચોતરા ઉપર તેઓ બંને આવ્યાં ત્યારેજ ત્હેમનાં ભયભીત મન કાંઇક શાન્ત થયાં. પણ આજ કરેલી દેવાલયમાંની ત્હેમની પ્રાર્થનામાં ખરેખર આત્માના ઉલ્લાસનું પ્રીતિ ભર્યું પ્રભુસ્તવન હતું, હૃદયના આભારનું આનન્દમય પ્રત્યક્ષ દર્શન હતું, અને જીવનના ઉદ્ધારનું ચિરઃસ્મરણીય અગતિગમનજ હતું. મનુષ્યજીવનમાં કદિ કદિજ અનેક પુણ્યસંચયના ફળરૂપે પ્રાપ્ત થતી સ્વર્ગસુખની ઝાંખી આજ ત્હેમને થઇ હતી. પોતાના અને જગતના હિતાર્થે અનેક કલ્યાણ વાસનાઓનું વિચારમન્થન આજ ત્હેમનાં હૃદયને પાવન કરી રહ્યું હતું; પવિત્ર પ્રેમની એકત્વ અર્પતી ભક્તિ ત્યાં વિરાજમાન હતી. જીવનની—આત્માની સઘળી ન્યૂનતાઓ અત્યારે પૂરાઇ ગઇ હોય, તેમ પ્રીતિ પૂર્ણિમાના પ્રકાશમાં તેઓ એક પણ શબ્દ ઉચ્ચારવાને અશક્ત હતાં.

એવામાં માર્ગમાં એક ઘોડાનું સિગ્રામ ચાલ્યું આવતું હતું, તે આ મન્દિર આગળ રોકાયું. " મહારાજ ! આ ગામમાં બાળાબાઇનું મકાન ક્યાં છે, તે કોઇ જાણો છો ? " બાવાજીને ગાડીવાળાએ સવાલ પૂછ્યો. અને અંદરથી એક સ્ત્રીએ ડોકું બ્હાર ફ્હાડ્યું.

" મૈયા ! ભગવતી ! ત્હમે અહિં ક્યાંથી ? " બોલતાં નિર્મળબાલા અને નવીનચન્દ્ર સિગ્રામની પાસે ત્વરાથી જઇ પ્હોંચ્યાં અને નમ્રતાપૂર્વક વન્દન કર્યું. ગાડીમાંથી યોગિની મહાદેવી નીચે ઉતર્યાં.

૨. સ્વદેશહિતનાં સ્વપ્નાં:

જન્મભૂમિ પૂજવાને જઇએ રે, ઓ બ્હેનીઓ!
જનનિભૂમિ પૂજવાને જઇએ રે.
સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિન્દમૈયા,
તન-મન-ધન અર્પી ધન્ય થઈએ રે;- ઓ બ્હેનીઓ!
ગાજી મંગલા અનેરી માતૃમન્દિરે આ,
આરતીની જ્યોત લલિત લઇએ રે,- ઓ બ્હેનીઓ!
સત્ય-પ્રેમ, ધર્મ-નીતિ, ને પવિત્રતાનાં,
પત્ર-પુષ્પ-ધૂપ ધરી જઇએ રે,- ઓ બ્હેનીઓ!
રમે ચાચરમાં સાધુબાલ, વીરબાલા,
માની એ પ્રસાદી વસો હૈયે રે;- ઓ બ્હેનીઓ!
ભક્તિનો સુવાસ, ત્યાગની મિઠાશ, શીળાં
આત્મદાન, માતૃપદે ગૃહીએ રે;— ઓ બ્હેનીઓ!
અરુણરંગ તેજ મધુર માજી મુગટ સ્હોયાં,
ગગન પાર હૃદયગાન વહીએ રે; ઓ બ્હેનીઓ!
ઘંટારવ, શંખનાદ,-ઉદયવાદ્ય વાગ્યાં,
જાગ્રતિનો સાદ બધે દઇએ રે;- ઓ બ્હેનીઓ!
આવો! માજી મંડપમાં બાલ વ્હાલઘેલાં!
જીવન સકળ સેવનમાં રહીએ રે;- ઓ બ્હેનીઓ!

સુન્દરી સુબોધ ( નવેમ્બર, ૧૯૧૧ ).

મહાદેવી ગાડીમાંથી નીચે ઉતર્યાં. નવીનચન્દ્ર અને નિર્મળબાલાનાં નમેલાં મસ્તકો ઉપર ત્હેમણે પ્રીતિપૂર્વક હાથ મૂક્યા. "સુખ શાન્તિ અને કલ્યાણ ત્હમને પ્રાપ્ત થાઓ, ભાઇ!" નવીન તરફ જોઇને આશીષ આપતાં તે બોલ્યાં: "હિન્દમૈયાના ઉદ્ધાર અને ધર્મ ભાવનાઓના સંચારમાં ત્હમને બંનેને નિમિત્ત બનાવવા દયાળુ પ્રભુ

કૃપાવન્ત થાઓ." અને પછી બાલાને છાતી સરસી દાબી, હૃદયની અનન્ય પ્રીતિથી હેને માથે અમિ ઝરતો કોમલ કર સ્પર્શ કરતાં કહ્યું, "બ્હેની! આપણે જૂદાં પડયાં હતાં અને આજ પુનઃ મળીએ છીએ. 'તે સમયે "હારૂં લગ્નનું વય પ્રાપ્ત થઇ ગયું છે, અને પતિ થવાને યોગ્ય યુવક હારી હૃદયદષ્ટિની સમિપ છે, તો હારી મનોવાંછનાઓ ગમે હેવી હશે તોપણ મ્હને અત્યારે એમજ થઇ આવે છે કે, શ્રી. મતી! હને–અખંડ સૌભાગ્યવતી પરાક્રમી પુત્રવતી ભવ! એ આશી. વીદ દઇ દઉં."* સકળ જીવનમાં આ પળે વ્યાપ્ત થઇ ગયેલા પ્રેમના પ્રકાશથી અપાર્થિવ બનેલા આ યુગલનાં વદન અને નયન તરફ જોતાં, તેઓ હશી પડ્યાં.

"મૈયા! મયા! એનાં એજ ચિરસ્મરણીય શબ્દો!" યોગિ. નીથી માંડમાંડ છુટી થતાં બાલા બોલી ઉઠી: "મૈયા! એનાં એજ વચનો આજ સંભારવાનું અને અત્યારેજ હમારાં પતિતપાવન દર્શન થવાનું, ત્યારે તો કોઈ ખાસ કારણ હોવું જ જોઇએ."

મહાદેવીએ જરા હશીને નવીનચન્દ્રને પ્રથમ બનેલી હકીકતથી સુજ્ઞાત કર્યો. સરસ્વતીના મરણ પછી છૂટાં પડતી વખતે બાલાને હેણે નવીનની સાથેજ લગ્ન કરવાની સલાહ આપી હતી; અને પ્રભુ ઇચ્છાથી તે પોતે આજ એવી પળે એ બંને જણને મળી શકી હતી; જ્યારે ઉદયમાન થયેલા પ્રણય ભગવાનના અભિનવ પ્રકાશથી હેમનાં અન્તર અને આત્મા ઝળકતાં હતાં. પોતાના બાલા સાથેના લગ્ન સંબન્ધને આવાં પવિત્ર સાધ્વી તરફથી આગ્રહ પૂર્વક અનુમતિ મળેલી જોઇ નવીન પ્રસન્ન થાય એ સ્વાભાવિક હતું. પરન્તુ બાલાને તો આ

* યોગિની અથવા સરસ્વતીના જીવન સુવાસ પ્રકરણ. ૧૩ મું (બીજી આવૃત્તિ) પૃષ્ઠ ૨૩૩.

બનાવમાં, કોઇ હિતકારક મહાન ચમત્કારજ સમજાતો હતો. યોગિની ને પોતે વારંવાર લખ્યા છતાં, જગતદાસે વિનતિ ઉપર વિનતિ કીધાં છતાં, તે આવી શક્યાં ન્હોતાં; અને આજની દિવ્ય પળમાં, જ્યારે ત્હેનાં અને નવીનનાં હૃદયમાં એકજ મહા જ્યોતિનો નિર્મળ પ્રકાશ ઝળક્યો, પ્રત્યક્ષ થયો,–તેજ સમયે અકસ્માત્ અને અણુધાર્યાં એ ભગવતી આવી પ્હોંચ્યાં હતાં; એટલુંજ નહિ, પરન્તુ થોડી વાર ઉપર બનેલો બનાવ કોઇએ નહિં જોયેલો, મહાદેવીને નહિં જણાવેલો, છતાં તેઓ સઘળી વસ્તુસ્થિતિ તત્કાળ સમજી ગયાં અને પૂર્વે પોતે આપેલી આશીષનું સાફલ્ય થતું જોવા શક્તિમાન થયાં. આથી પોતે ધારેલો લગ્ન સંબન્ધ અયોગ્ય અથવા અશ્રદ્ધાકારક નથી, એમ ત્હેને પ્રતીતિ થઇ અને તેથી ત્હેના હૃદયમાં પણ સર્વત્ર ઉલ્લાસ વ્યાપી રહ્યો.

મહાદેવીની પધરામણી એવે સમયે થઇ હતી કે, જ્યારે બાલાને ત્હેમની અનેક રીતે જરૂર હતી. પોતે લગ્ન સંબન્ધમાં જોડાવામાં ભૂલ નથી કરતી, એવી ખાત્રી એમની પુનઃ ઉચ્ચારાયલી શુભ આશીષ વડે થઇ હતી; અને નવીન બાબુની સાથે થવાના પોતાના લગ્નના મંગલ પ્રસંગે તે હાજર હોય તેમ કરવું: એ ત્હેની તીવ્રઇચ્છા પણ ફલીભૂત થઇ શકી. આ ઉપરાંત જગતદાસ અને બાલા પોતાનો કાર્યક્રમ નક્કિ કરી ચૂક્યાં હતાં, ત્હેની તેઓ હવે ચોક્કસ શરૂઆત કરવાનો સમય શોધતાં હતાં, તે યોગિની મૈયાના આગમનથી ત્હેમને મળ્યો. અને મૈયામન્દિર તથા સુન્દરી સુબોધ મંડળની પ્રવૃત્તિઓમાં આત્મબળ પ્રેરી, ત્હેમને પ્રતિભા પ્રભાવડે ઉજવલ કરનાર કોઇ અસાધારણ સામર્થ્યવાન વ્યક્તિની હાજરી આવશ્યક હતી, તે પણ થયું. આથી આ સત્પ્રસંગ નિમિત્ત એક સંમીલનની ગોઠવણ કરીને, પોતાના મિત્રમંડળ, સહાયકો અને શુભેચ્છકોને બાલા અને નવીન

બાબુએ આ સ્થળમાં પધારવાનું આમંત્રણ કીધું હતું, જેમાં યોગિની મહાદેવીને મળવાની પણ અનુકૂળતા છે એમ દર્શાવવામાં આવ્યું હતું. આથી ત્હેમના સ્વજન–મિત્રવર્ગમાંનો ઘણોખરો ભાગ અહિં આવ્યો હતો.

એકલા ગંભીર વિષયોને માટેજ આ પ્રસંગ રાખવામાં આવ્યો ન્હોતો. કુદરતનો આનન્દ અને નિર્દોષ વિહારની વિવિધ યોજનાઓ પણ સર્વરીતે વ્યવસ્થિત થઇ હતી. પરન્તુ ત્હેનો મુખ્ય કાર્યક્રમ એકજ હતો અને તે નિર્મળબાલાની પ્રવૃત્તિની શરૂઆતનો અહેવાલ સાંભળવાનું હતું. અહિં મન્દિરની એક શાખા ઉઘાડવાની હતી, અને ત્હેમાં હાલમાં અનાથાશ્રમ, બાલશાળા, અબલાશ્રમ, ગ્રન્થાલય, ઔષધાલય,–તથા અરસ્પરસ સહાયક બેન્ક એટલા વિભાગો રાખવામાં આવવાના હતા. મયામન્દિરને અંગે તે કામ થવાનું હતું અને સુન્દરી સુબોધ મંડળ તરફથી સહાયકોના ઉદાર આશ્રયની આશા મળી હતી; એટલે આ સઘળું કામ વિનામૂલ્યેજ કરવાનું હતું. લોકોને જેમ બને તેમ, તન–મન–અને ધનથી, સર્વ વિષયોમાં મદદ આપવામાં આવે, તેમ કરવા બાલા ઉત્સુક હતી. આ બાબતમાં ત્હેને યોગિની, જગત્દાસ અને નવીનબાબુની અન્તઃકરણપૂર્વક સહાય હતી, તથા મંડળ અને મન્દિરની સહાનુભૂતિ હતી. એટલે તે સત્કાર્યની સફળતા વિશે બહુ સંશય રહે એવું ન્હોતું. શહેરની ગીચ વસતિનાં મકાનોમાં આશ્રિતોને, વિદ્યાર્થીઓને, દર્દીઓને રાખવાં, એ ત્હેને ઠીક ન્હોતું લાગ્યું; આથી અહિંની ખુલ્લી હવામાં એક વિશાળ મકાન ઉભું કરવાથી મળતી અનુકૂલતાઓ તરફ સર્વની સંમતિ હતી. શહેરમાં ઉદ્ધારનું, કેળવણીનું કામ કરવાની જરૂરિયાત ઓછી ન્હોતી; પરન્તુ આશ્રમ તરીકેને માટેનું સ્થળ તો લોકોની ગર્દીથી દૂરજ જોઇએ, એ વિચારને સર્વાનુમતિ મળી હતી. વ્યવસ્થાનું સઘળું કામ જગત્દાસ

અને આનન્દલાલે માથે લીધું હતું. તેઓ એક વિશાળ લીંબડાના ઝાડ નીચે બે ખાટલા પથરાવી તે ઉપર બેઠા હતા. 'પોતાનું' કામ ક્યારનાએ તેઓ પરવાર્યાં હતા.

" કયેમ ભાઇ આનન્દલાલ !" જગતદાસે વિનોદમાં પૂછ્યુંઃ " ત્હમને આવી ધાંધલ ઓછી ગમે છે, ને ત્હોયે ત્હમારે ત્હેમાં ભાગ લેવો પડે છે, એ પણ એક કર્મની કઠણાઇજ છે ને ?–પણ કરવું શું ? શ્રીમતીના ઉત્સાહનો વેગ વાવાઝોડાં કરતાં વધારે સખ્ત છે !" ત્હેણે મ્હોં મલકાવ્યું.

"નહિં, નહિં, મહારાજ ! " આનન્દલાલે જવાબ દીધોઃ " આપ ધારો છો, ત્હેવો નિરાશાવાદી તો હું નથી; પણ જે વિચારનું પરિણામ સત્કર્મમાં ન આવે, એવાં નિષ્ફળ સ્વપ્નાંમાં વખત ગાળવો એ તો મ્હને ખરેખર સમયનો દુરુપયોગજ ભાસે છે !–પરન્તુ મિસ. ઠાકુરની બાબતમાં એમ નથી. મ્હેં અનુભવથી જોયું છે કે, એમના વિચારોની શ્રેણિ હમ્મેશાં ઉત્કર્ષક હોવાથી–વ્હેલુંમોડું પણ ત્હેમાંથી સત્ફળ મળે છે. એમના શાન્તિમય સત્યાગ્રહનું એક શુભ પરિણામ તો મ્હેં જોયું છે, અનુભવ્યું છે. આપને યાદ નહિં હશે; પણ અમારા સુન્દરી સુબોધ મંડળમાં નિયમસર વ્યવસ્થાની ખામિ વિશે ફરિયાદ કરનારા સભાસદો માટે મ્હને પ્રથમ સારો અભિપ્રાય ન્હોતો. પરન્તુ શ્રીમતી એ આ કામ ઉપાડયા પછી, દવાખાનાના કામનો બોજો મ્હારે માથે એટલો બધો આવી પડયો હતો કે, મ્હારાથીજ મંડળમાં હાજરી આપી શકાતી નથી. આમ થવાથી ત્હેનું સઘળું કામ એ બન્ધુઓને પોતાનેજ માથે આવી પડયું છે; અને તેઓ પણ સારી રીતે, સુવ્યવસ્થાથી તે ચલાવે છે. આ સત્ય સમજાયું, એ સારૂં થયું છે. બાબાજી ! જો શ્રીમતીની એમને માટે શ્રદ્ધા ન હોત, તો હું તો એ

બધું કામજ બંધ કરી દેત. પણ એ બાઇ કેટલી દીર્ઘદર્શી છે, એ મ્હને ધીમે ધીમે સમજાતું જાય છે. ”

“ ડૉકટર સાહેબ ! ” જગતદાસે કહ્યું; “ આવી વસ્તુઓમાં જ નકામી લ્હડાઇ અને કલેશ થાય છે ! અરસ્પરસ શ્રદ્ધા અથવા સન્માન વૃત્તિ વિના કામ કેવી રીતે થાય ?–અને એકનું બોલ્યું બીજાને સ્વાર્થપૂર્ણ લાગે, માન મેળવવાની લાલસા માટેનોજ પ્રયત્ન દેખાય, તો પછી બધા મળીને એકત્ર થઇને શું સારૂં કામ કરી શકાય ? ભાઇ ! ત્હમે સજ્જન છો તેથી ત્હમારા દોષ પણ સ્વીકારી લો છો; પરન્તુ એવાં મનુષ્યોનો મ્હને અનુભવ છે, કે જેઓ બુદ્ધિપૂર્વકજ બુદ્ધિનો દુરુપયોગ કરી,–સત્યની પ્રતીતિ થતી હોય છતાં, દુરાગ્રહથી પોતાના મતને વળગી રહે છે !–પરન્તુ પ્રભુ ત્હેમને સદ્‌બુદ્ધિ આપો. આપણે ત્હેમના અને બીજાના દોષ જોવા બેસીએ ત્હેના કરતાં, આપણી પોતાની ખામિઓ સુધારવા યથાશક્તિ પ્રયાસ કરીએ, ત્હેમાં કલ્યાણ છે. ” આનન્દલાલને–તે આગળ કાંઇ બોલવા જતો હતો એવામાં–કોઇએ દૂરથી બુમ પાડી બોલાવ્યો; અને તેઓ બંને ઉઠીને ત્યાં ગયા.

એક ખાસ ઉભા કરેલા મ્હોટા તંબુમાં એકઠું મળેલું બધું મંડળ, ગામનાં ઘણાખરાં માણસો તથા ખ્રિસ્તીઓ વગેરે અહિં એકઠાં થયાં હતાં. સ્ત્રીઓ અને પુરૂષો ઉપાંહારાદિ લઇ, પાન સોપારી ખાતાં ખાતાં, સંગીતના મધુરા સરોદ શ્રવણ કરતાં બેઠાં હતાં. એવામાં નિર્મળબાલા કાંઇ બોલવા માગે છે, એમ સમજાતાં ગાયન બંધ રહી, બધે શાન્તિ પથરાઇ રહી. પોતાના કાર્યક્રમની સહજ સમજૂતિ આપવા બાલા માગતી હતી.

“ બ્હેનો અને સજ્જનો ! ભગવતી યોગિની મૈયાએ કૃપા

ફરીને આ સ્થળ પાવન કર્યું છે, અને આપણને લાંબે વખતે પરન્તુ આવા યોગ્ય સમયે દર્શન આપ્યાં છે, ત્હેને માટે એમનો જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે. આપ સઘળાંને વિદિત છે કે, આપણા મંડળ અને મન્દિરની પ્રવૃત્તિ આગળ કેવી રીતે વધારવી, તે વિશે મ્હને ઘણો વિચાર થયાં કરતો હતો. અન્તે માતુઃશ્રી યોગિની મૈયાનો એક બહુ પ્રોત્સાહક પત્ર મ્હને મળ્યોઃ ત્હેમાં લખ્યું હતું કે, "બ્હેન! જગતનો ભાર ઉપાડવાનું કામ શેષભગવાનનું છે; આપણું નથી. માટે સત્કાર્ય યથાશક્તિ કરવું અને જેમ બને તેમ આપણાં ભાન્ડુઓનાં હૃદયમાં–જીવનમાં શાન્તિ, સન્તોષ, પ્રકાશ અને કલ્યાણનાં સુવર્ણ કિરણ પ્રકટાવવાં. તું જુવે છે, બ્હેન! વરસાદની ખામિને લીધે વારંવાર આવી પડતી અન્ન પાણીની તંગીને લઇને નિપજતા દુષ્કાળોમાં કેટલાં બધાં મનુષ્યો અનાથ, અસહાય, ભુખ તરશથી મરણ પામે છે? અને કેળવણીના પ્રકાશની ન્યુનતાથી નિરંતર ચાલુ રહેતા જ્ઞાન, બુદ્ધિ, અને મનુષ્યતાની તંગીના દુષ્કાળમાં કેટલાં બધાં મનુષ્યો અજ્ઞાન, ઢોરની જેમ જિંદગીનો ભાર ખેંચીને મૃત્યુ પામે છે?–તું શાહેરોમાંજ રહી છે, પણ ત્હેની આસપાસનાં સ્થળોમાં હિન્દમૈયાના વિસ્તીર્ણ ગ્રામ્ય પ્રદેશોમાં નજર તો નાંખી જોઃ માતૃભૂમિની સંતતિ–આપણાં ભાન્ડુઓ, જેમની સાથે આપણે એક લોહીથી જોડાયલાં છીએ, ત્હેમની હાલત તરફ તો દૃષ્ટિ નાંખી જો. પછી ત્હને શું કરવું, અને શું ત્યજવું, એ સમજાયા વિના નહિં રહે." આ પત્ર મળ્યા પ્હેલાં મ્હારો વિચાર શહેરના કોઇ વિભાગમાં રહીને કામ કરવું, એમ હતો; પરન્તુ હવે મ્હારો નિશ્ચય દૃઢ થયો અને મ્હેં અહિં આવી કાર્યક્રમ શરૂ કીધો. શરૂઆતમાં કેટલીક ન્હાની ન્હાની મુસીબતો મ્હને અનુભવની ખામિને લીધે નડી; પરન્તુ ગામના સજ્જનોની સહાયથી, તથા પાછળથી જગતદાસજીની

મદદથી તે દૂર થઇ શકી. દરેક સત્કાર્યના આરંભમાં પ્રભુ મનુષ્યોના સંકલ્પબળની પરીક્ષા લે છે; પરન્તુ મ્હારી તે મુજબની કસોટીમાં તે પરમદયાળુએ મ્હારા ઉપર કૃપા રાખી પરીક્ષામાં હું બળહીન થઇ જાઉં એવી સખ્તાઇ નથી વાપરી, ત્હેને માટે પ્રભુનો હું હમેશાં ઉપકાર માનું છું.

" આજ જે કાંઇ બે શબ્દો હું કહીશ, તે અત્યાર સુધીમાં શું કરી શકાયું છે તે વિશે નથી. બહુજ થોડું કામ થયું છે. પણ લોકોનાં હૃદય ઉઘડયાં છે, કેળવણીનો પ્રકાશ ત્હેમણે જોયો છે, અને જ્ઞાન પ્રાપ્તિ માટે થોડી વધુ પણ ત્હેમને ઇચ્છા થઇ છે.—પણ નિઃસંશય આટલુંજ બસ નથી. આપણાં લોકોનાં મકાનો જુવો; ત્હેમનાં ઢોર, રાચરચીલું અને ઓજાર તરફ નજર કરો; ત્હેમની જિંદગી નિહાળોઃ એ બધી વસ્તુઓમાં ત્હમને મનુષ્યત્વ અથવા ત્હેનો પ્રભાવ ક્યાં છે, તે ખોળવું પણ મુસ્કેલ પડશે ! વ્હેમ, અજ્ઞાન, અતિસ્વાર્થ, વ્યસન, અને દુરાચાર,—એટલુંજ લઇએ, તો પણ તે એવા પ્રકારનાં છે, કે કોઇ પણ પ્રજાનો ક્ષય કરી નાંખવાને તે પૂરતાં છે. અને હિન્દ મૈયાના ઉદ્ધાર માટે થોડાં કેળવણી પામેલાં મનુષ્યોનાં કુટુમ્બો, થોડી શાહેરોમાં વસતી કોમો,—એમની પ્રગતિ તથા ઉન્નતિ ખરેખર બસ નથી. જ્યાં ત્રીસકરોડ માણુસોની વસતિમાંનો ઘણો મ્હોટો ભાગ પશુજીવન ગાળે, એ દેશનો ઉત્કર્ષ કેવી રીતે હોઇ શકે ? અને જો આપણે આપણોજ સ્વાર્થ સાધ્યાં કરીએ, આપણાંજ ઉદર નિર્વાહ અર્થે અને આપણાં કુટુંબોનાં પાલનપોષણ માટે જીવન ગાળીએ, તો આ મહાનકાર્ય કોણ કરશે? દરેક કેળવાયલાં હિન્દપુત્રો અને હિન્દપુત્રીઓની ફરજ એજ છે કે, ત્હેમને પ્રભુએ જે કૃપા કરીને આપ્યું છે, તે ત્હેમણે સર્વભાન્ડુઓમાં વ્હેંચવું. હું એમ નથી કહેવા માગતી કે આપણે અહિં જે કામની

શરૂઆત કરી છે અને કરીએ છીએ, તે બીજે નથી થતું: ઈશ્વરની દયાથી એવાં પુણ્યસ્થળો ભારતભૂમિમાં વધવા લાગ્યાં છે, એ સુભાગ્ય છે. પણ કામ કરવાના માર્ગોમાં ઘણો તફાવત છે; તેથી કેટલાકનું ફળ વ્હેલું થાય અને બીજાનું પરિણામ મોડું આવે, એ સ્વાભાવિક છે. પરન્તુ જેમને કામજ કરવું છે, ત્હેમણે પ્રથમ એ જોવું આવશ્યકછે કે આપણે સીધા રસ્તા ઉપર છીએ, કે ગલી ગુંચીઓમાં?

આપણા દેશજીવનના મહાપ્રશ્નોમાં મુખ્ય એ છે કે,–સ્વદેશી બાન્ધુઓમાં પ્રજા અને દેશની પ્રીતિ ઉત્તમ જોઇએ. શહેરોમાં–મકાનોમાં વધારે અજવાળું, વધારે ખુલ્લી હવા, વધારે સારો ખોરાક, વધારે સારી રચના જોઇએ; કસરત, કેળવણી, સદ્વિચાર અને ચારિત્ર્ય,—એ બાલકો અને સ્ત્રી પુરૂષો સર્વને એક સરખાં જરૂરનાં છે. ગામડાંમાં–મકાનોમાં વધારે સગવડ; વધારે સારી બાંધણી, વધારે સારો ખોરાક, અને વધારે ચોખ્ખાઇ આવશ્યક છે; તથા અહિં કેળવણી, પરસ્પર સહાય, કરકસર, અને સદાચાર, એની પણ ખાસ જરૂર છે. વિલાયતમાં 'ગાર્ડન સિટિઝ' (બાગાયત વાળાં શહેરો)ની સ્થાપના શરૂ થઇ છે, તેમ આપણે શહેરોમાં બહુ સગવડ ન હોય, તેથી ગામડાંમાં તો તેમ અવશ્ય કરીજ શકીએ. દરેક ઘરની આસપાસ બેચાર ફૂલ ઝાડ અને બે ચાર ફળાઉ ઝાડ–અને બે ચાર નહિં, તો એક બે પણ ઉછેરી શકાય. વીમા કંપનીઓ અને અરસ્પરસ મદદગાર મંડળીઓના કાર્યક્રમને બને તેટલું ઉત્તેજન આપી, લોકોની અતિ નિર્ધન સ્થિતિ જે વારંવાર આવી પડતા દુષ્કાળો, વિપત્તિઓ અને નાશકારક ખર્ચોને લઇને થઇ જાય છે, તેમ થતી અટકાવી શકાય. પ્રાચીન સમયથી જળાશયો કરાવવાં, એ ધર્મકાર્ય મનાતું આવ્યું છે: તો તે સદ્વૃત્તિને ઉત્તેજન આપી, દરેક સ્થળે પાણીની બનતી સગવડ કરવા પ્રયાસ કરવો. સરકાર તરફથી ખેતીના

વધારા માટે જળસંચયની ગોઠવણુ કરવાનો આરંભ થયો છે; અને ત્હેની સાથે ગામના લોકો અસલના વખતમાં હતા એવા ધાન્ય ભંડાર ઉઘાડે તો દુષ્કાળના સમયમાં તેઓને તે બહુ સહાયકારી થઇ પડે. આપણે બીજા દેશોના લોકો વિજ્ઞાનની મદદથી ખેતી વગેરેમાં જે અભિવૃદ્ધિ કરી રહ્યા છે, તે તરફ અજ્ઞાનને લીધે આપણે દુર્લક્ષ આપીએ છીએ; પણુ ઉત્તમ બી, સારાં ઢોર, તનતોડ મહેનત અને પૈસાની છૂટ હોવા છતાં, તે દેશોના જેટલો પાક અને ફળ આપણુને પ્રાપ્ત થતાં નથી. આનું કારણુ આપણી વિજ્ઞાનના વિષયમાં સંપૂર્ણ સ્થિતિ સ્થાપકતા છે! સારૂં દૂધ, સારૂં માખણુ, સારૂં ઘી લોકોનાં માતા પિતા સમાન છે, ત્હેમાં ધીમે ધીમે બિગાડ થતો જાય છે, તે અટકાવવા આપણે પ્રયત્ન કરવા જોઇએ; અને આપણી જન્મભૂમિ આપણુને જે ધાન્ય આપે છે, તે લેવાની ઉત્તમ લાયકાત તરીકે આપણે સર્વ રીતે ત્હેની સેવા કરવીજ જોઇએ. બાલકોને જેમ બને તેમ કેળવાયલાં, દીર્ઘાયુષી અને પુરૂષાર્થી,–સ્ત્રીઓને પવિત્ર, આરોગ્યવાન અને દેશ પ્રેમી,–તથા પુરૂષોને જ્ઞાનવાન, નિરોગી અને કર્તવ્ય ભક્ત બનાવવા આપણે સતત પ્રયત્નો કરીશું, તોજ આપણે ભવિષ્યમાં વિજય પ્રાપ્ત કરી શકીશું. આપણો આ પ્રયાસ એક અલ્પ પ્રવૃત્તિ છે, છતાં એ તેજ દિશામાં છે, એટલો સન્તોષ છે. આવા વિચારો નિરાશાવાદીઓને સ્વપ્નાં સમાનજ લાગશે. મ્હને પણુ–જ્યાં સુધી કોઈ ચોક્સ ફળ આપતું કામ નહિ થઈ શકે ત્યાં સુધી,–ત્હેને સ્વપ્નાં માનવામાં આવે તે માટે કાંઇ ખાસ વાંધો નથી. પરન્તુ તેમ કરવાને બદલે તે બન્ધુઓ આપણી સાથે ભળી તે સ્વપ્નાંને સજીવ મૂર્ત્તિઓ બનાવવામાં મદદ આપે, તો એ કામ કેટલું બધું સ્હેલું થઇ પડે?–પરન્તુ તેઓ સહાય કરે કે નહિં, કોઇ પણુ મનુષ્ય હાલ તે કામ

ઉપાડી લે કે નહિં; તોપણ મ્હને દૃઢ શ્રદ્ધા છે કે એક જમાનાનાં સ્વપ્નાં બીજા જમાનાને સુહાવતી અને અજવાળતી મહાન શક્તિઓ થઇ પડે છે: જગતના ઇતિહાસને પાને પાને કોતરાયલું આ સત્ય છે; અને અહિં પણ અવશ્ય તેમ થશે."

બાલાનું ભાષણ ગામના લોકો અને શહેર વાસીઓ સર્વનાં હૃદયમાં થોડું વધારે પણ ઉતર્યું હતું. આ સન્નારી પોતાનાં દેશહિતનાં સ્વપ્નાંને મૂર્ત્તિમાન કરવાને જે ચાલુ પ્રયાસ કરી રહી હતી, તે ત્હેની પ્રમાણિકતાની પ્રતીતિ કરતા હતા. સઘળું મંડળ આવા ઉત્કર્ષક કામમાં યથાશક્તિ સહાય કરવા તૈયાર થઇ ગયું. યોગિનીને પણ આ પ્રસંગે કોઇક બોલવા વિનંતિ કરવામાં આવી, જે ત્હેમણે હસતે વદને સ્વીકારી.

"મૈયાઓ અને મહાજનો !" ત્હેમણે કહ્યું; "આજના આપણા કાર્યક્રમમાં વ્યાખ્યાનને સ્થાન નથી. પરન્તુ શ્રીમતી મૈયાએ મ્હારા ઉપર જે કર્તવ્યભાર મૂકયો છે, ત્હેનો અસ્વીકાર કરવાને હું સમર્થ નથી. વાસ્તવિક રીતે આપણે બધાંએ એ પરમ પુણ્યશાળી, સ્વદેશ પ્રેમિલી મૈયાનોજ ઉપકાર માનવો જોઇએ.

"મૈયાઓ અને મહાજનો ! આપણે વિસરવું ન જોઇએ, કે આપણે નવા યુગમાં જન્મ પામ્યાં છીએ; અર્થાત્ આપણી સાથે આપણું ભારત પણ નવા યુગમાં અવતર્યું છે. દરેક યુગમાં સનાતન ધર્મ અભિનવ રૂપ ધારણ કરે છે. કૃતયુગમાં સત્ય, ત્રેતાયુગમાં ન્યાય, દ્વાપર યુગમાં ધર્મ, અને કલિયુગમાં કર્મ,–એ આપણી ધાર્મિક ભાવનાનાં જૂદાં જૂદાં સ્વરૂપ છે. નૃસિંહ, રામ, કૃષ્ણ અને બુદ્ધ, એ પ્રભુના અવતારો આ સમયસ્વરૂપોને આપણી આગળ પ્રત્યક્ષ કરે છે. તથા સત્ય, ન્યાય, ધર્મ, અને કર્મ,–એ સકળ ગુણોને પોતાના જીવનમાં સ્થાન આપતો, ચતુર્ભુજ સ્વરૂપ, પરમ પ્રેમમૂર્ત્તિ

કલ્કિ ભગવાનનો અવતાર હજી બાકી છે. આપણે જાણીએ છીએ કે, જ્યારે પ્રભુ અવતાર લે છે, ત્યારે સ્વર્ગના દેવો પણ ત્હેમના સહાયક તરીકે પૃથ્વી પર આવે છે. આપણે જાણતા નથી, કે આપણી ભારતી મૈયાને એ દિવ્યમૂર્ત્તિઓ કયારે પાવન કરશે, પરન્તુ એટલું તો સર્વ કોઇના લક્ષ બ્હાર નહિંજ હોય કે, જ્યારે સારાં સારાં ફળ, ફુલ પ્રાપ્ત કરવાં હોય, ત્યારે બી નાંખ્યા પ્હેલાં પણ જમીનને સાફ કરવી જોઇએ, ત્હેમાંથી ખરાબ વસ્તુઓ દૂર કરવી જોઇએ, અને નિર્મળ પાણી તથા સારી માટી વગેરેથી ત્હેને તૈયાર કરવી જોઇએ. પ્રભુનો અવતાર આપણી દેશમૈયાને વેળાસર પાવન કરે, માટે આપણે પ્રથમથી ત્હેને ભગવાન અને દેવતાઓની જનનિ થવાની યોગ્યતા અર્પવી જોઇએ. જ્યારે ભારતમાં બધે અજ્ઞાનિ અંધારે છે, ત્યારે આપણે યથાશક્તિ, યથામતિ, આપણા ન્હાનકડા જીવનના દીવા પણ અજવાળી, ચેતનમય રાખવા. અને ત્હેમનું તેજ જેટલા પ્રદેશનો અંધકાર ઓછો કરે તેટલે પ્હોંચાડવા યત્ન કરવો જોઇએ.

" આપણી ભારતી મૈયા નવીન યુગમાં આવી છે; ત્યાં ત્હેનો ઉત્કર્ષ સુસાધ્ય થાય, તે માટે આપણે ધર્મભાવના પણ ત્હેને અનુસરતી સ્વીકારવી, એ આપણું પ્રથમ કર્તવ્ય છે. મૈયાઓ અને મહાજનો !– આપણો **સનાતન ધર્મ** એ **પ્રેમ** છે; ભાન્ડુનો પ્રેમ, સ્વદેશનો પ્રેમ, જગતનો પ્રેમ, પ્રાણિમાત્રનો પ્રેમ, અને પ્રભુનો પ્રેમ, જ્યારે આપણાં અંતરને સુહાવે, ત્યારેજ આપણાં હૃદય અને જીવન ઉન્નત થઇ શકે. પરન્તુ તેમ થવાને હજુ બહુ વાર છે. પ્હેલે પગલે મનુ બાલક આકાશમાં જઇ શકતું નથી; પણ કંઇક શતકોના અભ્યાસોને પરિણામે ત્હેની સંતતિનાં વિમાનો ગગનાંગણમાં ફરે છે ખરાં. આપણે અહિં પણ તેજ દૃષ્ટાન્ત લેવાનું છે. જેઓ વિશ્વપર અનન્ય પ્રેમ

રાખે છે, તેઓ આપણા પૂજ્ય છે; પણ આપણે દેશપર પ્રીતિ રાખીએ છીએ, અને યથાશક્તિ સ્વદેશી ભાન્ડુઓનું કલ્યાણ કરવા પ્રયાસ કરીએ છીએ, તે કાંઇ પણ રીતે દોષપાત્ર નથી. કારણ તે સર્વનો **પ્રભુપ્રેમમાં**, ભગવાનની ભક્તિમાં સમાવેશ થઇ જાય છે. મનુષ્ય થઇને જે પશુની પેઠે, પક્ષિઓની પેઠે, પોતાનુંજ હિત કરવામાં પ્રવૃત્ત રહી, ઇશ્વરે આપેલ હૃદય, બુદ્ધિનો ઉપયોગ સ્વાર્થ સાધનામાં કરે છે, તેઓજ દોષપાત્ર છે. થોડું પણ-**શક્તિ** પ્રમાણે-કલ્યાણ કરનારની દુર્ગતિ **નથીજ**, એમ **પ્રભુ** પોતે **શ્રી**મુખે કહે છે, ને તે પરમસત્ય છે.

"ત્યારે હવે આપણા ઉદયમાન હિન્દને માટે કયી નવી ધાર્મિક ભાવનાની જરૂર છે ? **અધર્મભાવના તે દેશ પ્રીતિ છે** અને આપણા એ નવા **ધર્મ**ને અંગે આપણે કાંઇ **વ્રત** પણ લેવું જોઇએ, જેથી આપણાં કર્મોને સિદ્ધિ પ્રાપ્ત થાય. આ વ્રતને આપણે **સ્વદેશવ્રત** કહીશું. '**ન્હાવું અને સેવા કરવી**' એ આપણા આ નવા ધર્મનો બીજમન્ત્ર છે; **મન, વચન, અને કર્મથી લોક હિત કરવું**' એ આપણા વ્રતનો મુખ્ય નિયમ છે. આપણી પ્રજાની જિંદગીનો મુખ્ય આધાર ત્હેની સંતતિનાં **આરોગ્ય, કેળવણી,** અને **ઉદ્યોગ** ઉપર છે. તન્દુરસ્ત શરીર દીર્ઘાયુષ આપે છે, કેળવણી-હૃદય અને બુદ્ધિ ઉન્નત કરે છે, અને ઉદ્યોગ-લોકોને સ્વાશ્રયી બનાવે છે. માટે તે ત્રણેની અભિવૃદ્ધિ કરવા દેશપ્રીતિના સનાતન ધર્મમાં આપણે સર્વદા પ્રવૃત્ત રહેવું જોઇએ. આપણા આ ધર્મની બીજી ત્રિપુટી-**નીતિ, પ્રગતિ,** અને **શ્રદ્ધા** છે. સદાચાર, મિતાચાર, અને સંયમ, એમને **નીતિ** પ્રકટ કરે છે. વિકાસ, ઉત્કર્ષ અને કલ્યાણ **પ્ર**ગતિનાં સત્ફળ છે. તથા શ્રદ્ધા વિના શોધન, સત્યાગ્રહ, અને જાગ્રતિનાં શુભ પરિણામ કોઈ પણ પ્રવૃત્તિને પ્રાપ્ત થાય જ નહિં. આ

નવા ધર્મની ત્રીજી ત્રિપુટી-ત્યાગ, ભક્તિ, અને દાન છે. પૂર્ણરીતે સ્વાર્થ ત્યજવો, નિરંતર નિષ્કામ મહેનત કરવી, અને પોતાના આત્મનું પણ સમર્પણ કરવું,—આમ બને ત્યારેજ ક્રિયા ફલવતી થાય છે. અર્થાત્ જ્યારે આપણા જીવન ધર્મનાં આ નવ ગુણ—લક્ષણ સાધ્ય થાય, ત્યારે દસમો પ્રભુના પ્રત્યક્ષ અવતાર રૂપ પ્રેમ પણ આપણે સ્વાધીન જ છે, એમ માનવાને કાંઈ હરકત નથી.

" વ્હાલી મૈયાઓ અને પૂજ્ય મહાજનો ! આપણો અને આપની ભારતી મૈયાનો ઉદ્ધાર આપણા પોતાનાજ હાથમાં છે, એમ સર્વદા નિઃશંક માનજો. અને તે દ્વારા પ્રભુનાં દર્શન કરવાનો સમય સમિપ લાવવાનું બળ પણ આપણી પાસે છે. તો વૃથા વિલંબ શા માટે ? ભગવાનની મૂર્તિને આપણે પૂર્ણ ભક્તિથી પૂજીએ છીએ; પણ પ્રભુના અવતારને જન્મ આપનાર,—ધારણ કરનાર આપણી દેશમૈયા તરફ આપણે એક મીઠી નજર પણ નાંખીએ છીએ ? ઇશ્વરની મૂર્તિનાં દર્શન કર્યા વિના, ત્હેને પ્રસાદ ધરાવ્યા વિના આપણે અન્ન પાણી લેતાં નથી; પરન્તુ પ્રભુનાં સન્તાન અને આપણાં ભાન્ડુઓ,—દીન, દર્દી, અને દુઃખી મનુષ્યોને પ્રીતિથી મળવાની, ત્હેમને સન્તોષ આપવાની વૃત્તિ આપણને ક્હિયે થાય છે ?—અને આપણે તેમ ન કરીએ, છતાં આપણા ઉપર પ્રભુ પ્રસન્ન રહે,—આપણને તે દયાળુ સુખ, સંપત્તિ, સંતતિ, તથા ઇચ્છિત વસ્તુઓ આપે, એ માનવું કેવું ભુલ ભરેલું છે ?—પ્રભુની દરેક આજ્ઞાનું આપણે ઉલ્લંઘન કરીએ, ત્હેને પ્રસન્ન કરવાના ખરા માર્ગ ન લઇએ, આપણા તુચ્છ સ્વાર્થો અને અધમ વૃત્તિઓમાં ત્હેની સહાય માગીએ, અને પછી ફરિયાદ કરીએ, કે પ્રભુ અન્યાયી છેઃ અમે આટલું બધું કરીએ

છીએ, તથાપિ અમને તે મદદ કરતો નથી !–ઓ મ્હારાં વ્હાલાં ભાન્ડુઓ ! પ્રભુનાં દર્શન થતાં પ્હેલાં, ત્હેની કૃપા પ્રાપ્ત થતાં પ્હેલાં આપણે સ્વાર્થ, પાપ અને દુષ્ટતાના ભારનો ત્યાગ કરી નિર્મળ થવું પડશે. અને દેશોદ્ધાર કરવાને માટે પણ કોઇ રાજમાર્ગ નથીજ ! એટલું સ્મરણમાં રાખજો કે, " દરેક ન્હાનકડો સ્વાર્થ ત્યાગ અને આત્મસંયમ આપણને પ્રભુધામને માર્ગે ચ્હડાવતું અકેકું પગથિયું બને છે; જેટલું આપણે પ્રભુ પ્રીત્યર્થ ત્યજીએ છીએ, તેટલું આપણને અંતરનો સંતોષ આપ્યા ઉપરાંત, આપણાં આત્મા તથા જીવન સુધારી અને ઉદ્ધારી, કલ્યાણ પન્થે પ્રેરે છે.* સ્વર્ગથીય અધિક આપણી જનનિરૂપ જન્મભૂમિની સેવા, તથા ત્હેનાં બાલકોની કેળવણી, ઉદ્ધાર અને કલ્યાણ, એ પ્રભુને સર્વથી પ્રિય વસ્તુ છે. જ્યારે આપણે થોડું વધારે–આપણી શક્તિ પ્રમાણે લોકહિત કરીએ છીએ, ત્યારે નિ:સંશય પ્રભુ પણ પ્રસન્ન થઇને આપણને સહાય કરે છે, એ જગતના અનુભવની કથા છે. માટે તે પરમ પુણ્યને માર્ગે, તે ઉન્નતિને કલ્યાણ પન્થે આપણે અને આપણાં ભાન્ડુઓ ગતિમાન થઇએ; આપણા દેશની અંધારી ગલીગુંચીઓ અને ખીણોમાં પણ જ્ઞાન, સદ્‌ભાવ તથા પ્રેમનો ઝળહળતો પ્રકાશ આપણે સુહાવીએ; તથા મહામૈયા જનનિભૂમિનાં દેવાલયમાં પ્રગતિ અને ઉત્કર્ષનાં પ્રીતિભક્તિભર્યાં સંગાનના ગગનભેદી નિર્મળ અને આનન્દન સરોદ રેલાવીએ: એ કરતાં અધિક શું યાચવું ?–પ્રેમદયારૂપ પરમેશ્વર આપણને તેમ કરવાની સદ્‌બુદ્ધિ આપવા કૃપાકરો. ओम् शान्तिः ।"

---

*સુન્દરી સુબોધ (નવેમ્બર, ૧૯૧૧)

## પ્રકરણ ૯ મું: જીવનનો આનન્દ.

### ૧ ભાગ્યદેવીનું સુરમ્ય દર્શન:—

શેઠ આત્મારામજી મરણ પામ્યા ન્હોતા. મંજુલગૌરી અને રતનરામને ત્હેમણે વારંવાર આપેલી સલાહ ધ્યાનમાં ન લીધી અને પોતાનું લખલૂટ ખર્ચ ચાલુજ રાખ્યાં કર્યું, ત્યારે આ દંપતિના ભવિષ્ય માટે શેઠને ઘણીજ ચિન્તા થવા લાગી. તેઓ આ બંનેને પોતાના સગા પુત્ર અને પુત્રવધૂ કરતાં પણ વધારે વ્હાલા હતા. ત્હેમને ધીમે ધીમે ખાત્રી થવા લાગી હતી. કે આવી ખર્ચની ઘેલછામાં રતનરામ કરતાં મંજુલનો વધારે દોષ હતો; અને આમને આમ સ્થિતિ ચાલુ રૂહે તો નિઃસંશય કોઇ દિવસ લક્ષ્મીનારાયણની પેઢી જેવી સદ્ધર સંસ્થાને પણ તેઓ હાનિ પ્હોચાડી દે. આથી તેઓએ તે બંનેને અનુભવનું શિક્ષણ આપવાનો નિશ્ચય કર્યો. શીખામણથી કાંઇ વળશે નહિ; અને જ્યાં સુધી પૈસો કયેમ કમાવાય છે, ત્હેનો ખરો ખ્યાલ માણસને આવતો નથી ત્યાં સુધી તે સાચવવાની મ્હોટી જરૂર ત્હેને સમજાતી નથી!—આમ માનીને આ પોતાનાં વ્હાલાં બાલકોથી જૂદા પડવાનું ત્હેમણે દુરસ્ત ધાર્યું. તેઓને આ યુગલનાં ખાનગી દેવાંની માહિતી ન્હોતી; તેથી તે એમ માનતા હતા કે, જરૂર જણાશે તો પોતાના લાખ રૂપિયા છે, ત્હેમાંથી સઘળાં દેવાં આપીને ત્હેમનાથી મુકત થઈ શકાશે. પરન્તુ જ્યારે વાત હદથી બ્હાર ગયેલી જણાઇ ત્યારે ત્હેમને પણ ગુસ્સો તો આવ્યો; તથાપિ જે સ્વાશ્રય અને શ્રદ્ધાથી રતનરામ ફકત પોતાના જાતબળ ઉપરજ આધાર રાખીને જીવન નિર્વાહ કરવા લાગ્યો, તે જોઇને ત્હેમની ત્હેના ઉપરની પ્રીતિ ઉલટી વધી. દરેક વસ્તુ અપકવ રાખવાથી નુકશાન થાય છે, એમ તેઓને ખાત્રી હોવાથી, મંદાસના

પોતાના એક વ્યાપારી મિત્ર પાસે રતનરામની સઘળી મિલ્કત હેમણે વેચાતી લેવડાવી લીધી અને મુંબાઇમાં પણ હેની અને હેની પત્નીની જીંદગી વિશે ચોકસ તપાસ રાખવાની ગોઠવણુ કરી દીધી. કહેવાની જરૂર નથી કે, આ તપાસનું પરિણામ સંતોષકારક આવ્યું.

લક્ષ્મીનારાયણની પેઢીની ગાદીએ આવનારને એકાદ બે સખ્ત કસોટીમાં થઇ પસાર થવું પડતું. આ નિયમ કોણે અને કેવી રીતે ઘડેલો, તે તો ભાગ્યેજ કોઇ જાણતું; પણ તે વાત વસ્તુતઃખરી હતી. લક્ષ્મીનારાયણનો પૈસો સન્માર્ગેજ પ્રાપ્ત થતો હોવાથી નિરતંર વધ્યે જતો હતો અને હેની વ્યવસ્થા એવી હતી કે હેનો દુરુપયોગ પણ ભાગ્યેજ થવા પામતો. હેના માલીકે અથવા વ્યવસ્થાપકની પાસે અનર્ગળ લક્ષ્મી હોવા છતાં, તેઓ સર્વદા સાધુ પુરૂષોની સાદી જિંદગી ગાળતા, ને ઘણું ખરૂં લગ્ન પણ ન કરતા; તથા જાણે પેઢીની મિલ્કત સાચવનાર નોકરો હોય નહિં, એમ તેઓ વર્તતા ! આ કારણથી પેઢીની મિલ્કતને જોખમનો ભય ન્હોતો. હેની શહેનશાહી આવકના મ્હોટા અંશનો સદાવ્રતો, વિદ્યાદાનો અને ધર્મ સંસ્થાઓના પાલનમાં જ સદ્‌વ્યય કરવામાં આવતો; એટલે પેઢીની મિલ્કતની અભિવૃદ્ધિ બોજારૂપ થઇ પડવા સંભવ નહિં હતો. આ સર્વ વ્યવસ્થામાં ગમેતે કારણથી પરન્તુ એક ચમત્કાર જેવું એ હતું, કે ઉપર જણાવ્યા પ્રમાણે પેઢીની ગાદીએ આવનાર સ્ત્રી પુરૂષ પોતાની પૂર્ણ કસોટી થઇ નિર્મળ બન્યા પછીજ હેનો અધિકાર પ્રાપ્ત કરવાની યોગ્યતા પામતાં. આત્મરામજીને અને હેમની આગળના માલિકોને પણ આવીરીતે સુનીતિની, આત્મસંયમની અને સ્વાર્થ ત્યાગની કસોટીમાં થઇને પસાર થવું પડયું હતું. અને પોતાનાં પરમ પ્રિય બાલકો આવી સખ્ત પરીક્ષામાંથી સન્માન સાથે બ્હાર આવી શકયાં, તે માટે હેમના હૃદયમાં આનન્દ માતો ન્હોતો.

પોતાના વારસ તરીકે જેની પસંદગી પોતે કરી હતી, ત્હેના તરફ સ્વાભાવિક મમત્વ તો હતુંજ, અને ત્હેમાં આ પતિ પત્નીના સારા ગુણોએ ઘણો વધારો કીધો હતો.

રતનરામ અને મંજુલની ખરી મુશ્કેલીની પળ વખતે આનન્દલાલ આવી ચ્હડયો અને ત્હેમને મદદગાર થઇ પડયોઃ એ વળી બીજી વાત હતી. યોગિની મહાદેવી એવા અસાધારણ આત્મબળવાળાં સાધ્વી હતાં કે, ત્હેમની પ્રેરણાથી મુંબાઇ જઇ પ્હોંચેલ આનન્દલાલ વિપત્તિને વિકટ પ્રસંગે આ દંપતીને ઘેર જઇ પ્હોંચે એમાં ચમત્કાર પણ ત્હેમના ભકતોને સમજાય, એ કાંઇ આશ્ચર્ય પામવા જેવું ન્હોતું. છતાં ત્હેમાં માત્ર અસાધારણ સમયસંયોગોનું દર્શન પણ હોઇ શકે!

મંજુલગૌરીને પોતાની પાસે બેસાડી, ત્હેના વાંસા પર હાથ ફેરવતા આત્મારામજી હિન્દોલા પર ઝુલતા હતા. સામે એક કૉચ ઉપર રતનરામ બેઠો હતો. ત્રણેનાં હૃદયો ઉલ્લાસપૂર્ણ હતાં. મુંબાઇમાં ગાળેલી જિંદગી વિશે મંજુલ મલકાતે મુખડે વાત કરતી હતી. વાત કરતાં ત્હેનાં નયન વદનમાં આનન્દની એવી લહરીઓ ઉભરાતી હતી કે જાણે એ અનુભવ સઘળો પરમ સુખમય જ ન હોય? મનુષ્ય જીવનનાં મહાન કષ્ટોનું ઉત્તમ ઔષધ–કાળની ગતિ સાથે પ્રાપ્ત થતી વિસ્મૃતિ છે. આત્મારામજી બોલ્યાઃ

"બ્હેન! તારા જેવી અધમ સ્ત્રીની સાથેનો ત્હમારો પરિચય વધતો જાય છે, એમ સાંભળીને મ્હને બહુ ખેદ થતો હતો;પરન્તુ ત્હમારા સ્વતંત્ર અનુભવની સિદ્ધિમાં વચ્ચે ન આવવું એવા અનિવાર્ય નિયમને લીધે, હું ત્હમને તે ભયથી સાવચેત રહેવાની સૂચના પણ કરાવી શકયો ન્હોતો.

"પણ શેઠ કાકા! 'બધું સારૂં, જેનું પરિણામ સારૂં!'–એ ઇંગ્રેજી કહેવત કયમ ભૂલી જાઓ છો?" મંજુલે હશીને જવાબ

દીધો: " એ બાઈનું મન કદિ હું પ્હેલાં તો સમજીજ શકી નહિં, હોં ! નીકર એવાં માણસોથી દૂર રહેવાનો અમે મુંબાઇ ગયાં ત્હારે દૃઢ સંકલ્પ કીધો હતો. અને, કાકા ! એ બધામાં ત્હમારે મ્હારાં કાંઇયે વખાણ કરવા જેવું નથી ! "–રતનરામ તરફ ત્હેણે પ્રીતિયુક્ત દષ્ટિ કરી. " જે પ્રશંસા આપવી હોય તે, ખરી રીતે મ્હારા કરતાં એમનેજ ઘટે છે. હું તો કાકા ! ઘણીએ વાર ધીરજ મૂકી દેતી હતી અને કહિ કદિ તો એમનો ને ત્હમારો બંનેનો વાંક પણ કહાડતી હતી: પણ ખરી ધીરજ અને સહનશીલતાનો અવતાર જોવો હોય તો, આ રહ્યા;–એમનો ઉપકાર તો મ્હારાથી કોઇ દિવસ વિસરાય એમ છેજ નહિં. એ સાથે ન હોત તો હું કદિય સુધરી ન હોત."

" ના. ના. કાકા !" રતનરામ બોલી ઉઠ્યો: " સ્ત્રીઓની વાતમાં અતિશયોક્તિ બહુ હોય છે. સત્ય કહું તો, મ્હને જિંદગીની આ મ્હોટી કસોટીમાં એના જેવો સાથી મળ્યો હતો, તેથીજ અમે ત્હેમાંથી સારી રીતે પસાર થઇ શક્યાં."

" મ્હારાં વ્હાલાં સંતાન !" આત્મારામજીએ કહ્યું, " ત્હમારાં બેમાંથી કોની વધારે પ્રશંસા કરવી અને કોની ઓછી, એ અત્યારે મ્હારે મન સવાલ નથી. હું ત્હમને બંનેને જ્યારે શ્રદ્ધા, ખંત, સ્વાશ્રય, અને એકદિલથી દુનિયાંના કડવામાં કડવા અનુભવો સહી લઇ, ત્હેનું આનન્દસ્મરણ કરતાં જોઉં છું, ત્યારે પરમ દયાળુ પ્રભુનો ઉપકારજ માનું છું. બ્હેન મંજુલ ! રતનરામે જે સદ્‌ગુણ દર્શાવ્યા છે, ત્હેની કોટીમાં કોઇ રીતે ન ઉતરે એવા હૃદયના મહાન ગુણ ત્હેં પણ સુહાવ્યા છે: અનુભવોમાં ઘડાયલા યુવાન પુરૂષ કરતાં ઉગતી ફુલકળિ સમાન મૃદુ બાલિકાને સંપત્તિ અને વિપત્તિ બંનેની એક સરખી ધાસ્તી રહે છે. પરન્તુ તે એકવાર ત્હેમનો વેગ સહન કરી લે છે, પછી પુરૂષના

કરતાં પણ અધિક સામર્થ્યવાન થાય છે. માટે બ્હેન ! ત્હને પણ કાંઇ ઓછો ધન્યવાદ આપી શકાય તેમ નથી.–ઈશ્વર પાસે હવે હું એટલુંજ માગું છું કે, ત્હમારૂં જીવન શાન્ત, ઉદાત્ત, સુખમય, અને કલ્યાણમય જાઓ; તથા ઉત્તમ, સદ્‌ગુણી સંતતિ ત્હમને પ્રાપ્ત થાઓ !" બોલતાં બોલતાં ત્હેમનો ચ્હેરો ગંભીર, શ્રદ્ધામય બની રહ્યો.

રતનરામ અને મંજુલગૌરીની મિલ્કત, તેઓ અમદાવાદ આવ્યાં ત્યારે જેવીને ત્હેવીજ સ્થિતિમાં ત્હેમને પ્રાપ્ત થઈ હતી. આત્મારામજીએ ત્હેમના આવ્યા પછી રતનરામને ઝાહેર રીતે પોતાના વારસ તરીકે સ્વીકાર્યો હતો, અને પેઢીની વ્યવસ્થા કરનાર મંડળના ઉપ–પ્રમુખ તરીકે ત્હેની નીમણુક કરી હતી. ત્હેને પૂછીનેંજ હવે સઘળાં મુખ્ય કામકાજ કરવામાં આવતાં અને પેઢીના વહીવટદારની સહી કરવાની સત્તા પણ ત્હેને આપવામાં આવી હતી. મંજુલે પોતાની જિંદગીનાં સુખસ્વપ્નોમાં પાછું વિહરવા માંડયું હતું, પરંતુ ત્હેના જીવનક્રમમાં ઘણો ફેરફાર હવે થવા પામ્યો હતો. અતિ ખર્ચાળ પણું, હૃદય વૃત્તિની તરલતા, સ્ત્રીત્વને વળગેલાં સંકટો, એ સર્વનું જાતિ અનુભવથી ત્હેણે દૂષણ જોયું હતું. તારાને તાણ આવતાં રતનરામે પોતાને ફરજ પડવાથી ફક્ત ત્હેના હાથ પકડી રાખ્યા હતા, જે સ્થિતિને જોઇ જવાથી, આવા પવિત્ર પતિ ઉપર પણ અવિશ્વાસ ત્હેને આવ્યો હતોઃ એ વાત વારંવાર યાદ લાવીને, પોતે જે સંકટ તે દિવસે પાછળથી સહન કર્યું હતું, તે એ વ્રતભંગ થવાનું પ્રાયશ્ચિત્ત માનતી મંજુલ હવે હૃદય, બુદ્ધિ અને આત્મા વડે રતનરામમાંજ પ્રીતિભક્તિમય બની રહી હતી; આ પણ કટુ અનુભવનું એક મધુરું અમૃત ફળ હતું. પોતાની વિપત્તિના સમયમાં પૂર્ણ અન્તઃકરણથી સહાય થનાર બાલા, જગતદાસ અને આનન્દલાલ તરફ તો તે પોતાનાં સગાં

બાન્ડુ કરતાં પણ વધારે સ્નેહ રાખતી અને હમ્મેશાં ઉપકારની દૃષ્ટિથી જોતી હતી; અને 'પ્રભુએ દ્રવ્ય, સંપત્તિ, તથા સમયનાં સાધન આપ્યાં છે, તે ફક્ત સદુપયોગ માટેજ છે,' એ નિર્મળબાલાનાં ઉત્કર્ષક વચનો વારંવાર સ્મરણમાં લાવતી, પતિની સાથે પોતે પણ **મૈત્રીમન્દિર** અને **સુન્દરી સુબોધ** મંડળમાં ઉમંગથી ભળી, દેશોદયનાં કામો કરવા લાગી હતી. જિંદગીને લોકસેવાનું સાધન માનતાં, અન્યોન્યની પ્રીતિમાં પ્રફુલ્લ રહેતાં, આત્મારામજીને અનન્ય આનન્દ આપતાં, મિત્ર સ્વજનમંડળમાં પ્રસન્નતા રેલાવતાં, રતનરામ અને મંજુલગૌરી હૃદયના ખરા ઉલ્લાસનો હવેજ અનુભવ પામતાં હતાં.

## ૨. લગ્નઃ સ્નેહનું અને ધર્મનું.

" શીળા દેવી પ્રકાશમાં સુલલિતા બાલા ઉષા મ્હાલતી,
સ્નેહાળા પતિ સૂર્યના હૃદયમાં ઉલ્લાસ સંચારતી;
એવાં રમ્ય અવર્ણ્ય પ્રેમલહરે હિન્દોલતાં મંજુલ,
એકાકાર જિવિત દંપતી તણાં, નિત્યે બનો મંગલ !
લાવે સ્મિત ભર્યાં સુખો પળ કંઇ, કો ગાઢ દુઃખાવલી,
સંકષ્ટો ઉર ઘોર છાય, ગગને ઘેરી ઘુમે વાદળી;
પ્રેરી અમૃત વાયુ શાન્તિ મધુરો, શ્રદ્ધા તણું દો બલ,
પ્રાર્થું આ, પ્રભુ ! યુગ્મનાં પ્રિયજનો, સર્વે કરો મંગલ !
સદ્ધર્મે, સુનીતિ પથે વિહરતાં, કાર્યો કરે ઉજળાં,
સંપત્તિ સબળાં રહી, સુયશ ને કલ્યાણ વાધે ઘણાં;
વાટિકા જગની મહિં યુગલ આ પ્રેમાલ ને નિર્મળ,
પામો સૌખ્યકુસુમની પરિમલો રેલન્તી સુમંગલ !"*

—સ્વ. વિન્દુભાઇ જસવંતરાય કૃત મંગલાષ્ટકમ્.

* સુન્દરી સુબોધ (જૂન, ૧૯૧૧)

નવીનચન્દ્ર અને નિર્મળ બાલાનું લગ્ન હવે નક્કિ થઇ ગયું હતું. તે દિવસે ભયના સામિપ્યમાં ત્હેમનાં હૃદયદ્વાર એક બીજાને માટે ખુલ્લાં થઇ ગયાં હતાં, તે હવે હમ્મેશને માટે ખુલ્લાંજ રહ્યાં. તેઓ હવે એક બીજાને માટેજ જીવતાં હોય નહિં, એમ ત્હેમનાં વર્તન વિચારનું વહન અન્યોન્ય–આશ્રયે થવા લાગ્યું. અરસપરસના સંબન્ધમાં જે કાંઇ વ્યાવહારિક ન્યૂનતાઓ, સાંસારિક ભેદદૃષ્ટિ રહેતી હતી, તે પણ હવે અદૃસ્ય થવા લાગી. આ પ્રમાણે શરૂ થતા ત્હેમના નવજીવનમાં પ્રેમનો જે અનુપમ પ્રકાશ સંચરવા લાગ્યો હતો, તે વડે સુધાનું ત્હેમનું હૃદયસૌખ્ય કેવળ અવર્ણનીયજ હતું. બાલ્યકાળથી ત્હેમનો પ્રીતિપરિચય, સ્નેહસંબન્ધ આનન્દન, પ્રોત્સાહક હતો, એ વાત ખરી છે. પણ હૃદયોનું નિર્મળ, પવિત્ર ઐક્ય, જે માત્ર સ્ત્રી પુરૂષનાં સ્નેહલગ્નમાં વિકાસ પામે છે,–તે દિવ્ય અભેદ અથવા પારલૌકિક અદ્વૈતનું રહસ્ય માત્ર અનુભવથીજ સમજાઇ શકે, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. આ મંગલ સમયે,—જ્યારે પતિ પત્નીનાં આત્મતત્વની સુરમ્ય ગૂંથણી થાય છે, ત્યારે–ત્હેમનું જગત્ આશાની સોનેરી પાંખ ઉપર ઉડે છે, સૌખ્ય સરોવરના કલ્લોલમાં જીવન સરે છે, અને શાન્તિની સુવાસિત કુંજોમાં હૃદય વિહરે છે. વિચાર, કર્મ, અને ધર્મની સુન્દર ત્રિપુટીનું અલૌકિક ઐક્ય અહિં સધાય છે; સ્વાર્થ પરમાર્થનો અદ્ભુત અભેદ નિહાળાય છે; અને દેહ, હૃદય, તથા આત્માનું અદ્વૈત જન્મ પામે છે. શીળી ચાંદનીની અમૃતવર્ષા સમી શાન્તિ મૃદુ સંગીતના લલિત સરોદ ભર્યો આનન્દ, અને મીઠી પરિમલોનાં મન્દ મન્દ ઝરણાંની વિશ્રાન્તિ,–પ્રેમના આ ટટ્પ સમયે મનુષ્યાત્માને સ્વર્ગ સુખનો અપૂર્વ આલ્હાદ અર્પે છે.

બાલા અને નવીનની જિંદગીમાં આ સુનવીન અનુભવ ણક્ક

કલ્યાણકર થઇ પડયો. ત્હેમના એકાન્ત જીવનમાં જે ન્યૂનતા ભાસતી હતી, જે શૂન્યકાર સમજાતો હતો, તે સર્વ હવે બદલાઇ ગયું. ત્હેમના હૃદય યુગલમાં એકજ પ્રીતિપ્રતિમાની સ્થાપના દીર્ઘકાળથી થઇ હતી; પરન્તુ હવે ત્હેની આગળથી પડદો ખશી ગયો. તેથી વિશ્વ અનુપમ રંગોમાં ખીલતું દેખાવા લાગ્યું, અને ત્હેનાં સત્ફળ પણ ચોતરફ પ્રસરવા લાગ્યાં. પ્રેમની સુધાનું પાન કરતાં બાલા અને નવીન કર્મક્ષેત્રો તથા ધર્મપન્થોમાં પોતાનું લગ્ન કેવીરીતે ઉપયોગી બની શકે, તે માટે વિચારના ગગનમાં, કર્તવ્યનાં ઉડાણમાં સાથેજ ઉડવા–ઉતરવા લાગ્યાં હતાં.

યોગિની મૈયા, જગતદાસ, આત્મારામજી, વગેરે સાધુંજન તથા મંજુલગૌરી અને રતનરામ, સરલા અને પ્રબોધચંદ્ર, ઈન્દિરાબાઇ અને જગન્નાથ આદિ પતિ પત્નીનાં યુગલ આ મંગલ અવસર શોભાવવાને એકઠાં થયાં હતાં. આનંદલાલ અને રસિકભાઈની પત્નીઓ માંદગીમાં હોવા છતાં ગમે તેમ વખત કહાડીને તેઓ પણ એકાદ કલાક માટે આવ્યા હતા. અને તેમ કરીને પોતાની પૂર્ણહૃદયની શુભેચ્છાઓ આનન્દન પ્રસંગ માટે ત્હેમણે દર્શાવી હતી. ઉમંગરામ એકલોજ હતો, કારણકે જયન્તીને સુવાવડનો સમય પ્રાપ્ત થયો હતો; પણ વસન્તી અને રૂખી તથા ગામની કેટલીક સ્ત્રીઓ જેમના તરફ બાલાને પ્રીતિપક્ષપાત હતો, તે તો ત્યાંજ હતી. લગ્ન સમયે ગામના લોકોને એકઠા કરવાનું ઠરાવ્યું હતું, અને મદ્યપાનનિષેધક તથા અનીતિરોધક સુબોધ મળે એવા સિનામેટોગ્રાફના ખેલની ગોઠવણ પણ થઇ ચૂકી હતી. હાજરી આપનાર મંડળને માટે મેવા મિઠાઇ આદિની અને ઉત્તમ ભોજન સામગ્રીનો સુન્દર વ્યવસ્થા કરવામાં આવી હતી. શહેરમાંથી સંમીલનમાં આવેલ પૈકી ઘણાં ખરાં કુટુમ્બોને આ લગનમાં હાજર થવા આમન્ત્રણ થયું હતું, અને સર્વનો ઉમંગ ભેર સત્કાર થતો

જોવામાં આવતો હતો. ગામના લોકોને પણ હવે થોડે થોડે અંશે-બાલા જેવી શ્રીમાન્, વિદ્વાન સન્નારી પોતાના હિતાર્થે જ ગામડાની અનેક અગવડો સહીને પ્રયાસ કરતી હતી ત્હેની સમજણ પડવા લાગી હતી; અને ત્હેને લઇને તેઓનાં હૃદયમાં બાલા માટેનો પૂજ્ય ભાવ નિરંતર અભિવૃદ્ધિ પામ્યો જતો હતો.

લગ્ન બહુજ સાદી રીતે, કાંઇ પણ ધામધૂમ શિવાય, કરવાનું હતું. શહેરમાંથી આવેલાં સઘળાં સ્ત્રી પુરૂષો આ પતિપત્નીનાં સ્નેહી હતાં, અને ગામનાં માણસો ત્હેમનાં અનુયાયી બન્યાં હતાં. એટલે સઘળે એકજ કુટુંબ જેવું લાગતું હતું. આ લગ્ન સંબન્ધ તદ્દન બ્રાહ્મધર્મની પદ્ધતિ પર થવાનો હતો, પરન્તુ યોગિનીના આગ્રહથી અગ્નિનું સાન્નિધ્ય અને સપ્તપદી વગેરે થોડાક વૈદિક સંસ્કારો પણ હિંદુધર્મ શાસ્ત્રના થવા દેવાનું ત્હેણે કબૂલ્યું હતું. પ્રથમ રાજ્યના કાયદા પ્રમાણેનો સંબન્ધ બંધાયો અને તે પછી સંસ્કારો થયા. અભિનન્દનોની વૃષ્ટિમાંથી માંડમાંડ ટકી જઇ, તેઓ બંને યોગિની મૈયા ધ્યાન ધરવા પોતાની પૂજા કરવાની કોટડીમાં હતાં, ત્યાં આવ્યાં. યોગિનીને તેઓએ પ્રીતે વન્દન કર્યું. મહાદેવીએ ત્હેમને બનેને હૃદય સાથે દાબી, માથે પ્રેમપૂર્વક હાથ મૂકી અન્તઃકરણ પૂર્વક આશીર્વાદ આપ્યો.

"મૈયા ! ત્હમારી પ્રથમની શુભ આશીષ આજ ફળે છે; પરન્તુ ભવિષ્યમાં શું હશે તે હજી મ્હને સમજાતું નથી અને આજતો સરસ્વતી પણ વારંવાર યાદ આવ્યાં કરે છે. પિતાજી પણ સ્મરણ પ્રદેશમાંથી ખસતા નથી. ત્હેમની અને ત્હમારી શુભ આશીષોનું આ લગ્ન પરિણામ છે. હું મ્હારા પ્રિય પતિને પૂર્ણ અન્તઃકરણથી ચ્હાઉં છું, અને એ પણ મ્હારા તરફ એવીજ પ્રીતિ રાખે છે; પરન્તુ– આ લગ્નથી મ્હારા કુમારિકા રહેવાના અનેક સંકલ્પો

આજ લય પામે છે; તો મ્હને સંશય રહે છે, કે કરેલા નિશ્ચય તોડીને સાધવામાં આવતો આ સંબન્ધ અમને હાનિકારક તો નહિં થાય ?" બાલા સજળ નયનથી બોલી.

યોગિનીએ ન્હાનકડું સ્મિત હાસ્ય કર્યું. "ભાઇ, નવીનબાબુ ! ત્હમને પણ એવીજ ચિન્તા થતી કયેમ નથી દેખાતી ?–જ્યારે શ્રીમતીને આજનું ગંભીર પગલું ભરતાં ભવિષ્યની ભીતિ રહે છે, તો ત્હમે આજ પ્રફુલ્લ વદન રાખી શકોછો, એ આશ્ચર્ય જેવું નથી ?"

"ના. માજી !" નવીને ઉત્તર આપ્યો, "બાલાનું હૃદય મ્હારા હૃદય સાથે ઐક્ય પામ્યું છે, ત્હેની પ્રતીતિ મ્હને થઇ, ત્યારથી મ્હારા જીવનમાંથી તો એક ઘણો મ્હોટો ભાર ઓછો થયો છે. મ્હને નવાઇ લાગે, તો એ લાગવી જોઇએ કે, એના જેવી બુદ્ધિ અને કેળવણી વાળી યુવતી આવે સત્પ્રસંગે શંકાશીલ બને છે !– જો ભાવિમાં કોઇ વસ્તુ બનવાની હશે, તો તે અવશ્ય થશેજ. ત્હેને કોઇ રોકી શકે તેમ નથી. અને જો–હું માનુછું તેમ– આ લગ્ન પ્રભુકૃપાનું એક સુન્દર ચિન્હ છે, તો પછી તે વડે અનેક શુભ કામ અમારાથી થયા વિના કયેમ રહેશે ?– ક્ષિતિજ પાર જોવાની તસ્દી હું લેતો નથી. એવી નકામી ચિન્તા રાખવાથી કાંઇ ફળ નથીઃ આપણે માટે તો એકાદ બે આગળ પગલાં બસ છે."

"ભાઇ ! ત્હમારા વિચાર મ્હારા અભિપ્રાયને મળતા આવે છે, તે જોઇને હું બહુ આનન્દ પામું છું; પરમ દયાળુ પરમાત્માની યોજનામાં જે આલેખાયલું છે, તે સર્વ હિતાવહ છે, એમાં કાંઇ શક નથી." યોગિનીએ કહ્યું. "અને બ્હેન શ્રીમતી ! ત્હારો પ્રશ્ન પણ મ્હને સુયોગ્ય લાગે છે. જીવનમાં સ્રી પુરૂષનું લગ્ન, એના સમાન બીજો કોઇ વધારે ગંભીર પ્રસંગ નથી; અને છતાં ત્હેના તરફ આપ-

ણા લોકો સહુથી વધુ બેદરકારી રાખે છે !–બ્હેન ! ત્હારી ચિન્તા સકારણ છે; તથાપિ મ્હારા વિચાર પ્રમાણે લગ્ન એ જગતની સ્વાભાવિક સ્થિતિ છે. એટલે કૌમાર વ્રત, સ્ત્રી અથવા પુરૂષનું, ગમે તેટલું ફળપ્રદ હોય, ગમે તેટલું જગતને ઉપકારક હોય, છતાં તે વિશ્વકર્મમાં કૃત્રિમ અવસ્થા છે. પુષ્પ, ફળની પેદાશ તથા સંતતિની ઉત્પત્તિ, એ જગત્પિતાની આજ્ઞાનું પાલન આપણી પાસેથી સંસાર માગી શકે છે; કારણકે ત્હેનો નિભાવ એ ઉત્પત્તિ ઉપરજ છે. આમાં અપવાદ ઘણા હોય છે, અને અપવાદ રૂપ બનવું, એ કાંઇ દોષ નથી. પણ લગ્નને આપણે ધર્મશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્રના નિયમોનું અનુસરણ માનીએ, તો પછી તેમ કરવામાં–કદાપિ કરેલા સંકલ્પ તૂટતા હોય છતાં–સદોષતા નથી. અને નિત્ય અભિવૃદ્ધિ પામતી દુનિયામાં વિવેકબુદ્ધિ ન સ્વીકારી શકે એવા પૂર્વના સંકલ્પોની સ્થિતિસ્થાપકતામાં દટાઇ રહેવું, એ પણ એક પ્રકારનો આત્મઘાતજ છે ! ”

“ માજી ! ” નવીનચન્દ્ર બોલી ઉઠયો: “ ભગવતી ! આપે બહુ સુન્દર રીતે આ સત્ય સમજાવ્યું. ” બાલા તરફ જોઇને ત્હેણે કહ્યું, “ બાલા ! મ્હને લાગે છે કે હવે ત્હને કાંઇ પણ વ્હેમ રહ્યો નહિં હશે.” ત્હેના મુખ ઉપર સુરમ્ય હાસ્ય ઝળક્યું.

“ નવીનબાબુ ! ” નિર્મળબાલાએ જવાબ દીધો: “ હૃદય અને જીવનમાં અનેક સંશયો તો આપણી જિંદગીના અનુભવોને લઇને રહેવાજ જોઇએ અને રહે છે. પરન્તુ તેથી ત્હમે માનો છો એવી રીતે હું અશ્રદ્ધાવાન થાઉં કે નાહિંમત બનું તેમ નથી.–મૈયા ! ત્હમે મ્હારા પ્રશ્નનો બીજી રીતે અર્થ કર્યો છે, અને ત્હેથીય મ્હને કેટલોક ખુલાસો મળી જાય છે. પરન્તુ હું તો આજ માત્ર અમારૂં ભવિષ્ય કેવું છે, તે ફળપ્રદ થશે કે ચિન્તાપૂર્ણ રહેશે, અને અમારાથી જે સત્કાર્યો યોજાયાં

છે. તે સંતોષકારક થઇ શકશે કે નહિં, તે પૂછવાનેજ હું આવી છું."

"બ્હેન શ્રીમતી ! ભાવિના પડદા પાછળની હકીકત જાણવાને યત્ન કરવામાં કાંઇજ ફળ નથી. કોઇપણ મનુજીવન સંપૂર્ણ રીતે સુખી નથી, તેમ બધી રીતે દુઃખી નથીઃ જ્યાં ત્યાં સુખદુઃખ, આશાનિરાશા, વિજય પરાજયનાં સમતોલનની ઘટના જોવામાં આવે છે; તો તું અને ત્હારો પતિ, એ વિશ્વવ્યાપી નિયમમાંથી બચી જાઓ, એવી તું શામાટે ઇચ્છા રાખે છે ?—માટે બ્હેન ! ભવિષ્યનાં સુખસ્વપ્નાં અથવા હાનિકારક તોફાનોની આશા—ચિન્તા ન રાખતાં, ભગવાનના શ્રીમુખથી મળેલો સુબોધ સર્વદા હૃદયમાં રાખવોઃ " ત્હને કામ કરવાનો અધિકાર છે; ત્હેનું ફળ ભોગવવાનો નહિં. બ્હેન ! " આ મ્હારાં વચનોથી કોઈ રીતે નિરાશ થવાનું કારણ નથી. ત્હમે બંને પતિપત્ની જગતનું પરમ કલ્યાણ કરવાના ઉચ્ચ માર્ગોમાં ધર્મધુરા ધારણ કરવાને પ્રવૃત્ત થયાં છો, તો ત્હમારા નિમિત્તથી શ્રી હરિએ અનેક શુભ કાર્યો થવા નિર્માણ નથી કર્યું, એમ શા માટે માનવું ? માટે ભાઇ નવીનબાબુ ! ત્હમે નિષ્કામ કર્મ કર્યે જાઓ. ફળ આપનાર અને લેનાર જ્યાં પ્રભુ પોતે છે, ત્યાં આપણે સ્વલ્પ બળ બુદ્ધિ—અને ટૂંકી દૃષ્ટિવાળાં મનુષ્યો તે વિશે ચિન્તા રાખનાર કોણ ?"

યોગિનીની દૃઢ શ્રદ્ધાએ આ નવદંપતી ઉપર સચોટ અસર કીધી. તે બંને ફરીથી મહાદેવીને પગે લાગ્યાં. એવામાં બ્હારથી કોઇએ બોલાવવાથી નવીન ગયો. બાલાને ફરીથી યોગિનીએ છાતી સરસી દાબીને સજળ નયને ત્હેના ઉજ્વલ કપાળ ઉપર એક મધુરું ચુંબન લીધું.

" શ્રીમતી ! " તે બોલ્યાંઃ " ઓ મ્હારી વ્હાલી બ્હેની ! ભવિષ્યમાં અન્યની પેઠે ત્હને પણ વિપત્તિઓ નડશે, જગતના વિષમ અનુભવ ત્હારે પણ લેવા પડશે. પરન્તુ જરા પણ ફિકર રાખવાનું ત્હારે

કારણ નથી. જગદંબાની અનન્ય પ્રીતિ ત્હારા નિર્મળ હૃદય અને પવિત્ર વર્તનને લીધે ત્હારા તરફ છે, એ તું સત્ય માનજે. આપણા આત્માની ઉન્નતિ, તથા જીવનની વિશુદ્ધિને અર્થે સંકટ અને ચિન્તા આવશ્યક છે. પણ પ્રભુનાં બાલકોને તેથી શું થઇ શકે તેમ છે?—અને મ્હારી બ્હેની! ત્હને તથા ત્હારા પ્રિય પતિને કાંઇ પણ કષ્ટ, ભીતિ, વિપત્તિ, અથવા ચિન્તા, અસાધારણ વેગથી ત્હમારા ઉપર આવી પડતાં ભાસે તો નિઃશંક તું તે સમયે પરમ પ્રેમ સ્વરૂપ પ્રભુનું પ્રાર્થન કરજે. એથી જરૂર ત્હને શ્રદ્ધા અને આશાની સહાય મળ્યા વિના રહેશે નહિં. કારણ એ દયાળુ પિતાજી ત્હેનાં બાલકોને અનન્ય વાત્સલ્યથી ચ્હાય છે. અને આ સર્વમાં એક વસ્તુ વિસરીશ નહિં; **આપણે જ્યાં સુધી સન્માર્ગે છીએ, સુધી કોઇનો ભય નથી.** અને પ્રભુમાં શ્રદ્ધા છે ત્યાં સુધી આપણી ન્હાનામાં ન્હાની શક્તિઓને પ્રભુનું પોતાનું બળ મળે છે. માટે નિર્ભય થઇને ત્હમે બંને ત્હમારા ધર્મપન્થ પરનું કર્તવ્ય પૂર્ણ કરો, અને મ્હને ખાત્રી છે કે, ત્હમારૂં દંપતી જીવન સુખશાન્તિ આનન્દ, ઉત્કર્ષ અને કલ્યાણ ત્હમને અવશ્ય પ્રાપ્ત કરાવશે. સ્નેહલગ્નો અને ધર્મલગ્નો આપણો આ લોક સુધારીને, પરલોકમાં પણ આપણું કલ્યાણજ કરે છે, બ્હેન!"

બાલા યોગિની સાથે ઓરડીમાંથી બ્હાર આવી. ત્હેના હૃદયનો વિષાદ શમી ગયો હતો; ભાવિની ચિન્તાનું વાદળ ત્હેના અંતરમાંથી ખશી ગયું હતું. ઉલ્લાસ અને પ્રેમનો પ્રકાશ ત્હેના વદન ઉપર હતો, તથા ઉત્સાહ અને કર્તવ્ય ભક્તિની લહરીઓ ત્હેના હૃદયમાં હતી.

બાલા અને નવીનના શુભ લગ્નની સમાપ્તિમાં તે બંનેએ સાથે પ્રભુ સ્મરણ કીધું અને ગુરૂજનો, સાધુજનોએ અનેક આશીર્વચન

ત્હેમને અર્પ્યાં. જગતદાસે પ્રસંગને અનુસરતું સુન્દર હરિ કીર્તન કર્યું અને પૂર્ણ હૃદયની અને ત્હેને અન્તે શુભાશીષો પણ આપીઃ

" જયમ સપ્તપદીમાં સંચર્યાં, સંલગ્ન સમયે સાથમાં,
અગણીત પગલાં સંચરો, આનન્દમાં, ઉત્સાહમાં !
આ લગ્ન દીધાં દેહનાં, ને સ્નેહનાં, ને ધર્મનાં,
આત્મા ઉભયના લગ્નને સાધો ત્હમે સહચારમાં.
આકાશને ભેદી ત્હમે વૃષ્ટિ અમીની લાવજો,
પાતાળને ખોદી ત્હમે ત્યાં વૈર-કલેશો દાબજો;
દશદિશ માંહે સંચરી, સર્વત્ર પ્રેમ પ્રસારજો,
રેલાવજો, ઝળકાવજો; ચેતન અમર પ્રકટાવજો. " *

## ૩. ભ્રાન્તિ સંહારઃ

સુલોચનાને સખ્ત તાવ લાગુ થઇ ગયો હતો, તે ઘણી મહેનતે પાછો તો હઠયો હતો, પણ હજી ત્હેનામાં અશક્તિ બહુ હતી. ખરું કહીએ તો શક્તિ આવતીજ જણાતી નહિં હતી. નિર્મળબાલાએ અને મંજુલ ગૌરીએ હવા ફેરને માટે પોતાના બંગલા આપવા આનન્દલાલને આગ્રહ કીધો હતો. પરન્તુ નિર્મળ બાલા લગ્ન પછી ત્યાં થોડો વખત પણ આવી રહેવાની; એટલે માંદા માણસને જોઇએ તેટલી શાન્તિ ત્યાં ન સચવાય, તેથી આનન્દલાલે એનો બંગલો લેવાની ઉપકાર સાથે ના પાડી હતી; અને મંજુલ ગૌરીને ત્યાં રહેવા જવાની તો સુલોચના ચોખ્ખી નાજ કહેતી હતી. તે ના પાડવાનું કારણ કહેતી નહિં અને આગ્રહથી પૂછવામાં આવે તો રોઇ પડતી ! આથી પ્રબોધ ચન્દ્રે ખાલી કરેલો બંગલો ખાનગી રીતે રતનરામે ભાડે રાખી લઇ, ત્યાં ત્હેને લાવી રાખવાની ગોઠવણ અન્તે કરવામાં આવી. આનન્દલાલની આ

* સુન્દરી સુબોધ ( નવેમ્બર, ૧૯૧૧ ). 'જમાઇને-'

મુશ્કેલીના સમયમાં મંજુલ અને બાલા, જગતદાસ અને રતનરામ ખરા દિલની મદદ કરતાં હતાં; પણ બાલા પોતાના હાલના અનેક વ્યવસાયોમાં ગુંચાયલી હોયાથી, હ્હેણે જગતદાસ, વસન્તી તથા રૂખીને સારવારના કામમાં સહાય કરવા માટે આનન્દલાલને બંગલેજ રહેવાને મોકલ્યાં હતાં. બીજાં બધાં તો વખત કહાડીને અહિં જતાં આવતાં.

રૂખી અને વસન્તીને કેળવણી આપવાના કામમાં જગતદાસ બહુ શ્રમ લેતો હતો; આ બેમાંથી રૂખીનો અભ્યાસ તો હજી સાધારણ પંક્તિનોજ રહ્યો હતો,પરન્તુ વસન્તીના બાલ્યકાળથી સારા સંસ્કાર હોવાથી તે હ્હેમાં ઘણી આગળ વધી શકી હતી. સુન્દરી સુબોધનાં પાછલાં પુસ્તકોમાંથી કદિ કદિ મીઠડાં ગીતો, લલિત કાવ્યો, મધુર કંઠથી તે લલકારતી. આવે સમયે સર્વ સાંભળનારનાં અંતઃકરણમાં અલૌકિક આનન્દ પ્રકટ થતો. વસન્તીનો સુન્દર સ્વર એ ખુદ ઈશ્વરી બક્ષીસ હતી, અને બાલાએ થોડું થોડું સંગીતનું હ્હેને શિક્ષણ પણ આપ્યું હતું. જગતદાસ જે મધુરાં પદ્યો સાંભળવાનો શોખીન હતો, તે ઘણી વાર હ્હેને ગાવાને સારી સારી કવિતા સૂચવતો. વસન્તી અને રૂખીને હ્હેની સાથે બન્ધુભાવ થયો હતો; અને તે પણ હ્હેમના વડીલ ભાઇની પેઠે હ્હેમની સાથે વર્તતો હતો. આનન્દલાલને આ ત્રણે જણના આવવાથી ઘણી સુગમતા થઇ હતી. છતાં હાલ તે દવાખાનામાં ઘણોજ થોડો વખત જતો હતો; બાકીનો બધો સમય સુલોચનાની સારવારમાં તે ગાળતો. છોકરાં બહુધા મંજુલને ત્યાં રહેતાં, જ્યાં હ્હેમની સર્વ રીતે સંભાળ લેવાતી.

આનન્દલાલ એવો ભલો માણસ હતો કે તે પત્નીના હૃદયને કોતરી ખાતો ચિન્તાકીટ જોઇ શકયો નહિં હતો. તે દાકતર તરીકે દરેક દરેક રીતે હ્હેની સારામાં સારી સંભાળ લેતો અને નર્સ ( માંદાની સારવાર કરનારી સ્ત્રીઓ ) ની જરૂર પણ હ્હેને જણાયા છતાં, તે જા-

તેજ પત્નીનું સઘળું કામ કરતો, અને સુલોચનાને કોઇ વાતની ન્યૂનતા પડવા દેતો નહિં. આટલું છતાં તે પ્રસન્ન રહી શકતી નહિં! પતિ સમિપ હોય ત્યારે પોતાના મન અને વાણીને દાબી દાબીને ઉપર ઉપરથી હેની તરફ બેદરકારી દેખાડતી; છતાં તે પાસે નહોય ત્યારે એના વિશેજ તે ફિકર કર્યા કરતી! પોતાની આવી તનતોડ સારવાર થઇ તો સાજી થવા પામી, એ તે સમજતી હોવા છતાં, પતિ પાસે આવે કે હેને પૂર્વપ્રસંગો યાદ આવી, મનમાં તાજા થઇ જતા. જગતદાસ આવું સુલોચનાના મન ઉપર કાંઇ ચિન્તાનું દબાણ હોવું જોઇએ, એમ તરતજ સમજી શકયો હતો. સુલોચનાની તબીયત જોવા કોઇ આવ્યું હોય ત્યારે આનન્દલાલ અને જગત દાસ પાસેના જુદા હોલ (ઓરડા)માં બેસતા. એક વખત આ પ્રમાણે તેઓ બેઠા હતા તે વખતે જગતદાસે આનન્દલાલને આ વિશે પૂછયું. આનન્દલાલે પ્હેલાં તો તે સવાલને નં જીવો ગણી ફ્હાડયો. પણ જગતદાસનો આગ્રહ જોઇ તે વિશે તપાસ કરવાનું જણાવ્યું. આમ વાતચીત થયા પછી જગતદાસને નિર્મળાબાલાને બંગલે જવાનું હતું તેથી તે ગયો અને આનન્દલાલ એકલો પડયો. જગતદાસને તો હેણે વ્યાવહારિક જવાબ દીધો હતો, પરન્તુ આજના હેના પ્રશ્નથી સ્મરણમાં આવતા અનેક પ્રસંગોએ હેના અન્તઃકરણને વ્યથા કરવા માંડી. નિર્મળાબાલાના વર્તનની વિચિત્રતા જેનું કારણ તે માંદગી સમજતો હતો, હેને બદલે બીજું કાંઇ પણ હોઇ શકે, એમ હેને ભાન હવે થયું. અને દાક્તર તરીકે તે જાણતો હતો કે દર્દીઓને આરામ કરવા માટે શરીર તેમ મન ઉપર પણ કોઇ પ્રકારનો ભાર ન રહે, એ આવશ્યક હતું. પત્નીની માનસિક વેદના તરફની પોતાની અત્યાર સુધીની બેદરકારીને માટે તે હવે દિલગીર થવા લાગ્યો અને

શું શું ઉપાય લેવા અને કેવી રીતે, તે વિશે તે વિચાર કરવા લાગ્યો.

એવામાં પાસેની ઓરડીમાં રૂખી અને વસન્તી કાંઇ વાંચતાં હતાં, તે તરફ ત્હેનું ધ્યાન ખેંચાયું. બહુ મનોરમ, લલિત સુરથી વસન્તી કાંઈ ગાતી હતી. સસરાએ જમાઇને લગ્ન થઇ રહ્યા પછી કહેલાં તે વચનો હતાં. ગાવાના આનન્દમાં મ્હડેલી એ બાલિકા તે ફરી ફરીને લલકારતી હતી.

" મ્હેં રત્ન અમુલું આપીયું, સંભાળજો યત્ને ત્હમે,
શુભ મ્હેલ પાડી પ્રેમના, દો દિવ્યતા ત્હેને હવે;
પ્રિય દ્વૈતથી અદ્વૈતને સાધી ત્હમે લેજો, સખે !
ધરી શૂક્ષ્મ રસવૃત્તિ સદા, તારો અને તરજો ત્હમે.
શુભ મ્હેલ પાડો પ્રેમના, સંસ્કારના, ને શુદ્ધિના,
મૃદુતા અને સૌજન્ય હૃદયે પ્રેરજો પત્ની તણા;
જ્યાં ભેદ છે, ત્યાં ખેદ છે; એ જાણીને ટાળો ત્હમે:
નહિં ભેદને કાજે દીધું, અમ રત્ન મોંઘું આપને." *

"હે પ્રભો !" આનન્દલાલ બબડયો, " મ્હને મળેલા મોંઘા રત્નની મ્હેં શી સંભાળ રાખી છે ?—પ્રેમ—સંસ્કાર—અને પવિત્રતા તો એનામાં છે જ; અને મૃદુતા તથા સૌજન્ય પણ મ્હારા કરતાં એનામાં ઘણું વધારે છે. ત્યારે મ્હેં શું કર્યું ?—શું એવું અનુપમ ગુલાબ જે મ્હારે ખાતર ગરીબી, સેવા, અને ત્યાગનાં કષ્ટ સહન કરે છે, ત્હેને મ્હારી બેદરકારીમાંજ હું કરમાતા દઉં છું ને ?—ને અનેક તરેહની ચિન્તાઓ પણ ત્હેને કયેમ ન હોય ? છતાં મ્હેં કદિ એને વ્હાલથી પૂછ્યું છે, કે ત્હને કોઇ બાબતમાં સલાહ, સહાય જોઇએ છે ? પત્ની છતાં મ્હેં એને ચાકરડી કરતાં વધારે ગણી નથી, અને હું મ્હારા કર્તવ્યભક્તિના અભિમાનમાં એનું અન્તર પણ કચરી નાંખતો

*સુન્દરી સુબોધ ( નવેમ્બર, ૧૯૧૧. )

હોઈશ તો ?—પ્રભો ! તું જ મ્હારો પરમ આશ્રય છે. ત્હેંજ આજ બાવાજીને પ્રેરણા કીધી; તેમ નહિ થયું હોત તો કેવું અનિષ્ટ પરિણામ આવત ?" તે ઉઠ્યો અને સુલોચનાને મળવા આવેલ યુવતીને જતી જોઇ, પત્ની સુતી હતી તે હોલમાં એ પેઠો.

સુલોચનાની તબિયત જોવા આજ મોહિની આવી હતી. સ્વાભાવિક પ્રશ્ન થાય કે, એ બે જૂદા જૂદા વૃત્તિ વિચારવાળી યુવતીઓને વચ્ચે મિત્રતા ક્યાંથી? પરન્તુ નિર્મળબાલાના સમાગમમાં આવ્યા પછી મોહિની ઠેકાણે આવવા લાગી હતી; અને ત્હેના પુત્રના મરણ પછી, બાલાની સલાહની ઉત્તમતા વિશે ત્હેને એટલી બધી શ્રદ્ધા બેશી ગઇ હતી કે ત્હેણે સારી સ્ત્રીઓની સોબત વધારવા માંડી હતી. અને સુલોચના તો પોતાના પિયર તરફથી સગી પણ હતી, તેથી ત્હેને તે એક બે વાર પ્હેલાં જોવા પણ આવી ગઇ હતી. મોહિની ત્હેનાં અનેક ચારિત્ર્ય દૂષણો છતાં નિખાલસ અને મીલનસાર હતી. તે ધીમે ધીમે સુલોચના તરફ આકર્ષાવા લાગી હતી. આજ તે પોતાનાં રોદણાં રોવા આવી હતી. તે ભૂલી ગઇ હતી કે એના પતિ સ્વરૂપચન્દ્ર સાથે પ્રથમ સુલોચનાનો વિવાહ થયો હતો.

" જુવો સુલોચના બ્હેન ! અમારા ઘરમાં કોઇ કોઇનું નહિં ! દીસતો રહ્યો એ પૈસો !—મૂવા પછી શું એમાં પૂળો મુકવાનો છે ?" તે આંખમાં આંસુ લાવી બોલી: " સસરાજી તો ઘરની બાબતમાં બોલવાના નહિ. અને એમને તો કંઇ મ્હારી જરાએ કાળજી છે ?—જુવોને, ત્હમારા વર તો ત્હમને ઘડી એકલાં મૂકતા નથી અને ધંધો ચાકરી તો કરવીજ પડે તો !—પણ ત્હમે માંદાં છો, તેથી એ બિચારા દવાખાને પણ જતા નથી ને એટલું કરે છે કે જીવ ક્હાડી નાંખવોજ બાકી રહે છે. ને અમારે ત્યાં હું માંદી હોઉ ને, ત્યારે તો એમના દર્શનજ

દેવને દુર્લભ !–એમને શી ફિકર છે? હું મરી જઇશ, તો બીજી આવશે,–મ્હારાથી વધારે રૂપાળી, ભણેલી ગણેલી, ને ડાહી!"

"મોહિની બ્હેન! મોહિની બ્હેન!" સુલોચના જરા હશીને બોલી: "એમ ગાંડુ ગાંડુ શું બોલો છો? પતિ પત્નીનો સંબંધ એવો નિર્મળ ને પવિત્ર છે, કે એને લીધેજ આપણી શુષ્ક જિંદગીમાં પ્રીતિ અને વાત્સલ્યનાં ઝરણુ વહે છે. તેથી પતિનું ખોટું આપણે બોલીએ, ત્હેમાં દોષ લાગે છે, બ્હેન!–અને આપણી સ્ત્રીઓનો પણ ક્યાં વાંક હોતો નથી? સ્વરૂપચન્દ્રભાઇનો ધંધોજ એવો છે કે એમને ફુરસદ ઓછી મળે. ને કેટલાક પુરૂષોથી દર્દી માણસ પાસેજ નથી બેસાતું."

"એમ છાવરશો નહિં." મોહિની જરા ગ્હીડાઇને બોલી ઉઠી: "એમને ધંધો ને રોજગાર શું છે, એ તો હું જાણું છું!–પણ સ્હો ને, બ્હેન! ત્હમને કહું.–આ ગઇ કાલે જ મ્હારૂં માથું દુઃખતું હતું, તે હું મેન્થોલ (દવા) ઘસતી હતી, એવામાં એ આવ્યા. પણ ન બોલ્યા ને ન ચાલ્યા: ને લુગડાં પ્હેરીને બ્હાર જવાની તૈયારી કરી. મ્હારી રાંડની જીભ હાલ્યા વના ના રહી! મ્હેં 'કુ–' આમ કહ્યા કારણ્યા વગર ક્યાં ચાલ્યા?'–તો કે' છે જે, 'ત્હારે પૂછવાનું શું કામ છે?' આ ઉપરથી જરા બોલાબોલી થઇ. તો કે' છે જે, 'તું તો હવે બદ શિકલ થઇ ગઈ છે; ને તું તો વાંઝણી રહેવાની છે! તે હું તો બીજી પરણી લાવીશ.'–કહો સુલોચના બ્હેન! આ ત્હમે છો. ત્હમે માંદાં છો ને તેથીજ હશે તો,–પણ ત્હમારા માથાનો કોઇ કોઇ વાળ પણ ધોળો થવા માંડયો છે! અને ત્હમારૂં રૂપ પ્હેલાં હતું એવું ક્યાં રહ્યું છે?–નર્યું શરીર સૂકાઇને હાડ પિંજર થઈ રહ્યું છે! પણ આણંદલાલ ભાઇ ત્હમારી કેટલી બરદાશ્ત ઉઠાવે છે, ને કેટલી ચાકરી કરે છે?–

ને મ્હારે ઘેર ત્હમે જોયું હોય તો જાણો !—રડયું, આના કરતાં હું મરી જાઉંને તો સારૂં થાય, જે આ દુઃખમાંથી છૂટું. ”

સુલોચનાને મોહિનીની દયા આવી. ત્હેણે બહુ રીતે ત્હેનું સાન્ત્વન કર્યું. અંતે તે ગઇ. પણ ત્હેની ફરિયાદ સુલોચનાને વાજબી લાગી હતી. પોતે ફક્ત એકાદ બે વ્હેમ ઉપરથી, પતિ જે અન્તઃકરણથી પોતાની સેવા અને સારવાર કરતો હતો, ત્હેની અવગણના કરવાનું ઘોર પાપ વ્હોરી લીધું હતું, ત્હેનું ત્હેને અત્યારે સ્મરણ થયું. મોહિનીને પોતે ડાહી થઇને શ્રદ્ધા, ધૈર્ય રાખવાની સલાહ આપી હતી, પરન્તુ પોતે તે પ્રમાણે વર્તી હતી ?—આ પ્રશ્નનો પણ નકારમાં જ ત્હેને ઉત્તર આપવો પડયો.—અને, અને....મોહિનીએ કહ્યું તેમ—પોતાને ધોળા વાળ પણ આવી ગયા અને પોતાની સુન્દરતા મંદવાડને લીધે ઓછી પણ થઇ ગઈ, એની ત્હેને ધાસ્તી લાગી. દરેક સ્ત્રીને મન, પુરૂષોના કરતાં રૂપ યૌવનનું વધારે મહત્વ હોય છે. સુલોચનાને આજ ભીતિ થઇ આવી કે, પોતાની કુદરતી ખુબસુરતી ઓછી થઇ, તો પતિ પ્રેમમાં ધીમે ધીમે હવે ઘટાડોજ થવાનો !

આવા વિચાર ત્હેના હૃદયને મથતા હતા, એવામાં આનન્દલાલ અંદર આવ્યો. નિત્યની પેઠે ત્હેનો ચ્હેરો સ્મિતભર્યો ન્હોતો, પણ તે પર ગંભીરતા છવાઇ ગઇ હતી. આનો પણ સુલોચનાએ પોતાની ઇચ્છા મુજબ અર્થ કર્યો; કારણ કે પતિ પ્રેમ જેવું અમૂલ્ય રત્ન જોખમમાં આવેલું જોઇને, કોઇ પણ હિન્દુ મહિલા ત્હેના બચાવ અર્થે પોતાનું સર્વસ્વ અર્પવાની પણ ભાગ્યેજ આનાકાની કરશે. આનન્દલાલ અંદર આવીને નિત્યે સામે પડેલી ખુરશી ઉપર બેસતો; પણ આજે તે પલંગ ઉપર આવીને બેઠો; અને ત્હેણે સુલોચનાનું માથું પોતાના ખોળામાં લઇ, તે ઉપરસ્નેહભર્યો હાથ ફેરવવા માંડયો.

અણધારેલો આ ફેરફાર પતિના વર્તનમાં જોઇ, પત્ની રોઇજ

પડી. ત્હેના મનમાં આજ જે વિવિધ પરસ્પર વિરોધી વિચાર વૃત્તિઓ વ્યથા કરતી હતી, ત્હેમનું પરિણામ અશ્રુરૂપે બ્હાર આવ્યું.

"વ્હાલી!" આનન્દલાલ ત્હેના સૂકાઇ ગયેલા વદન ઉપર, ફિક્કા પડી ગયેલા વાળ ઉપર સપ્રેમ ચુંબન લેતાં બોલ્યો: "વ્હાલી! આ શું? આમ વિના કારણ રૂપે છે, શાથી?–કાંઇ કહે તો સમજણ પડે. ત્હને કાંઈ ચિન્તા અથવા મનની વ્યથા છે?–ત્હારો મંદવાડ આમનો આમ કાંઇ ફેર લીધા વિના ચાલ્યોજ જાય છે, તેથી મ્હને ત્હારે માટે બહુ ફિકર થાય છે. મ્હેં કાંઇ એવું વર્તન કર્યું છે, કે જેથી ત્હને માઠું લાગ્યું હોય?–તું આમ રોયાં કરે અને બોલે જ નહિં તો તેથી શું સમજાય?" ત્હેણે પત્નીને પોતાના હૃદય સરસી દાબી.

સ્વરૂપચન્દ્રનું પત્ની તરફનું વર્તન ક્યાં, અને પોતાના પતિની પોતાના તરફની લાગણી ક્યાં?–આવી બે સરખામણીજ ન કરી શકાય, એવી વસ્તુઓની તુલના કેવી રીતે થઇ શકે? સુલોચના પોતે આજ અત્યન્ત કૃતાર્થ થઇ; અને લક્ષાધિપતિના પુત્રને ત્યાં પરણીને પતિ તરફથી દુઃખ ભોગવવું, ત્હેના કરતાં ગરીબાઇમાં પણ પતિ પ્રેમનો અનુભવ કરવો, એ કેટલું ઉત્તમ છે, એની ખરી પ્રતીતિ ત્હેને આજ થઇ. ત્હેણે મ્હોં મલકાવ્યું. ઘણે વખતે આજ પત્નીનું આનન્દલાલે વદન પ્રસન્ન જોયું; અને ત્હેમાંય આ સ્મિત અશ્રુભર્યું, તથા ફિક્કા ચ્હેરામાં પ્રસરેલું હોવાથી, ત્હેને એમજ લાગ્યું કે, જાણે ઘનઘોર વાદળ વર્ષી રહીને વીખરાયા પછી છૂટાં છવાયાં વાદળાંની વચમાં જાણે આછી પ્રકટતી ચન્દ્રકલાનું દર્શન જ તે હોય નહિં? પોતાના દાંપત્ય જીવનમાં ભેદ હોય તો ત્હેનો અન્ત લાવવાને પ્રવૃત્ત થયેલા પતિએ પ્રભુની કરુણાના આ શુભ ચિન્હ તરીકે ત્હેને અન્તરના ઉમળકા ભર્યાં મધુરાં ચુંબનથી વધાવી લીધું.

પતિના શરીરને અઢેલીને બેઠેલી, હ્હેની છાતી ઉપર માથું ટેકાવતી, સુલોચનાએ અત્યારે દીર્ઘકાળની પ્રિયમુખ દર્શનની તૃષા તૃપ્ત કરી. અન્તે કંઇ વિચાર આવ્યો, તેથી તે બેઠી થઇ અને પતિને હ્હેણે પૂછ્યું: "વ્હાલા! મ્હારા વાળ તો જુવો; અત્યારમાંથી તો એ ધોળાયે થવા માંડ્યા."

આનન્દલાલ હસ્યો. "એ વળી ત્હને કોણે કહ્યું?–જરા ચાટલામાં તો જો. ત્હારા આવા સુન્દર વાળને કોણ ધોળા કહે?" હ્હેણે પત્ની તરફ પ્રીતિપૂર્ણ દૃષ્ટિથી જોઇને કહ્યું,

"શું ખરૂં કહો છો?" તે બોલી ઉઠી: "લાવો પેલો આયનો, એટલે ખરૂં ખોટું હમણાં સમજાશે." મ્હોટો આયનો લાવીને પતિએ આપ્યો, હ્હેમાં મુખ જોતી સુલોચનાને આજ પોતાના કોઇ કોઇ વાળ સફેત લાગ્યા; એટલુંજ નહિં, પણ ચ્હેરોયે તદ્દન સૂકાઇ, ચિમળાઇ ગયેલો જણાયો. પરન્તુ પતિનું મ્હોં પોતાની સાથેજ ચાટલામાં દેખાતું હતું, હ્હેનાં નયનમાં જે અપૂર્વ પ્રેમ અને મમતાની પૂર્ણતા હ્હેની નજરે પડી, એવી કદિય હ્હેણે જોઇ ન્હોતી. અન્તઃકરણમાં ઉપકાર વશ થતી તે બોલી.

'વ્હાલા! વાળતો ધોળા થવા માંડ્યાજ છે તો! ને મ્હારો ચ્હેરો યે જુવોને કેવો સૂકો થઇ ગયો છે?–તેથી ત્હમને મ્હારો કંટાળો નથી આવતો?"

"ગાંડી!" આનન્દલાલ હ્હેને પાછું પ્રણયદાન દેતો બોલ્યો. "ત્હેં મ્હને પૂછ્યું ન્હોતું ત્યાં સુધી તો ત્હારા વાળ કે ચ્હેરામાં ફેરફારજ મ્હારી નજરે ન્હોતો પડ્યો; અને હજી એમાં મહત્વનો ફેરફાર હું જોઇ શકતો નથી. પણ કદાપિ તેમ થાય, અને ભવિષ્યમાં આપણું બંનેને વખતની અસર થશે, તો–તું એમ ધારે છે, કે ખરો પ્રેમ,–ઘડી બેઘડીમાં ભસ્મ થઇ જાય, પ્રત્યેક પળે બદલાઇ જાય, એવા આપણા આ શરીરની સારી ખોટી રચના ઉપર, અથવા ચ્હેરાની, આંખોની

ખુબ સુરતી ઉપર આધાર રાખે છે ?—અને શરીરની સુન્દરતા પણ માત્ર સ્થૂલ ઉપર રચાઇ નથી. જેનું અન્તઃકરણ સારૂં, જેની બુદ્ધિ નિર્મળ, જેનો આત્મા પવિત્ર,—તે સર્વદા મનોહરજ હોય છે, અને ત્હેનીજ સુન્દરતા સત્ય પ્રેમના પ્રકાશથી સુહાતી રહે છે.—વ્હાલી ! તું નિઃશંક માનજે કે આપણાં અને આપણા જેવાં અન્ય મનુષ્યોનાં દંપતી જીવનને પ્રેમની જે પ્રભા અજવાળે છે, તે માત્ર દેહના રૂપ રંગને લઇને નહિં. કારણ કે અનેક જન્મનાં સંચિત કર્મને પરિણામે પ્રેમના દિવ્ય તન્તુઓથી એક આત્મા અન્યની સાથે સંધાય છે. અને સ્નેહમાં જો પ્રભુત્વ હોય, પ્રકાશ હોય, સનાતનતા હોય, તો તે ફક્ત આ ક્ષણિક જિંદગી ને માટેજ હશે ?"

સુલોચનાનું હૃદય પ્રીતિના ઉલ્લાસથી ભરપૂર દેખાયું. પ્રણય સાગરના શાન્ત કલ્લોલમાં સ્વસ્થ, તે બંનેએ કેટલીક વાર સુધી મૌન રાખ્યું. અન્તે સુલોચનાએ તે શાન્તિનો ત્યાગ કર્યો. પ્રિય પતિને કંઠે ગાઢ આલિંગન કરતી, તે બોલી.

" વ્હાલા ! મ્હારે આજ ત્હમારી એક માફી માગવાની છે." અને ત્હેણે પોતાના મનમાં આનન્દલાલ અને મંજુલગોરીને માટે વ્હેમ આવ્યો હતો, તે સઘળી હકીકત અથથી ઇતિ સુધી કહી દીધી.

" ઓહો હો ! એજ હતું કે ? " આનન્દલાલ હશી પડયો.

"ત્યારે જગત્દાસનું કહેવું તો ખરૂં પડયું. મ્હારા મનમાં તો ત્હને કાંઇ મુંઝવણ છે ત્હેનો ખ્યાલ જ ન્હોતો. હશે; પણ જે થયું તે સારૂં થયું.—મંજુલને તો મ્હારી સગી બ્હેન કરતાં પણ અધિક, અને શ્રીમતીના જેવીજ હું ગણું છું. આવો અયોગ્ય વ્હેમ લાવતા પ્હેલાં મ્હને પૂછતી તો ખરી ?"

વ્હાલા ! સુલોચનાએ આંખો નીચી નમાવી, પગના અંગુઠાથી જમીન ખણતાં કહ્યું: "પણ એવાં સુન્દર વસ્ત્ર અલંકારથી શોભતી

સ્ત્રીઓ ત્હમે જુવો, ત્હેમાં મ્હારાં થીગડાં દીધેલાં જેવાં જૂના કપડાં ત્હમને સારાં નજ લાગે એમ મ્હેં ધાર્યું હતું; અને મંજુલના રૂવાબ આગળ તો સર્વ કોઇ અંજાઇ જાય, એમાં કાંઇ આશ્ચર્ય હતું ?"

. "તું મ્હને પૂછે છે, ત્યારે હું ત્હને આજ મ્હારા હ્રદયના તે દિવસના વિચાર કહું છું." આનન્દલાલ બોલ્યો, "તું જાણે છે, તેમ હું બહુ સંમીલનો અને પાર્ટીઓમાં જતો નથી તે દિવસ હું આવ્યો હતો, પણ ત્યાં આવી બહુ નિરાશ થયો હતો. કારણ કે લૂગડાં ઘરેણાંના વિવિધ રંગો ઝળકાવતી, પરન્તુ કોમળ, વિનિત સ્ત્રીત્વની મ્હોટી ન્યૂનતા દેખાડી ફેશનેબલ યુવતીઓને જોઇને, એમને સન્નારીઓ કરતાં પતંગિયાં અને ફુદાં તરીકે જ ઓળખવાનું મ્હારા મનમાં બહુ થઇ આવ્યું હતું !—ત્હને ખુશી કરવાને હું નથી કહેતો, પણ સત્ય બોલું છું કે, એ આખા મેળાવડામાં એક મહિલા તરીકે તો ત્હારા શિવાય કોઇ મ્હારી નજરેજ પડયું ન્હોતું ! શ્રીમતી, લલિતા અને કમલા વગેરે ત્યાં હતાં, પણ ત્હેમાંના કોઇની સાથે બાલકો ન્હોતાં; સ્ત્રીઓ પોતાનું માતૃત્વ ભૂલી જાય અને રંગ બેરંગી પતંગિયાંની પેઠ પુરૂષોની દ્દષ્ટિએ આકર્ષક થવાને ફાંફાં મારે, ત્હેના જેવી ત્હેમને વધારે અધમ બનાવનારી બીજી કોઇ વસ્તુ ભાગ્યેજ હશે.—અને તું શું એમજ ધારે છે, કે લુગડાં ઘરેણાંથી મઢેલી, પણ હ્રદયબુદ્ધિના વિકાસ વિનાની એવી પૂતળીઓ સ્ત્રીના નામને, સન્નારીના સ્થાનને, મહિલા તરીકે ગણાવાને લાયક છે ?—કદિ નહિં. ત્હારી ખરી ખુબસુરતી મ્હને તે જ દિવસ જણાઇ હતી. અને જો તું બીજે સ્હવારે ત્હારે પિયર ગઇ ન હોત, તો મ્હેં એ વાત ત્હને કહી પણ દીધી હોત. ખરેખર, વ્હાલી ! હું પ્રભુનો અન્તઃકરણથી ઉપકાર માનું છું કે ત્હેણે મ્હને ત્હારા જેવી સુશીલ, સદ્ગુણી પત્ની આપી છે."

પતિના હાથ ઉપરથી માથું ઉંચું કરી, સુલોચનાએ કહ્યું,

" અને હું ભગવાન પાસે એજ માગું છું કે, મ્હને ભવોભવ ત્હેમાંશે આવો જ પ્રીતિસંબન્ધ મળજો!" ત્હેની મુખાકૃતિ અને આંખો ઉપકાર ભરી, પ્રેમ પૂર્ણ હતી; ત્હેનું હૃદય ઉલ્લાસથી છલકાતું હતુ.

દૂરની કોટડીમાં વસન્તીનો સુમધુર સુર ધીમો ધીમો આવતો હતો. આ પ્રસંગની માધુરી અને સમયની શાન્તિએ તે બંનેનાં હૃદય ત્હેમાં પ્રેર્યાં.

" મીઠી મોરલી મધુ ભર્યું શું વાય છે જો,
વહી વનવને અનેરું, ઘેરું ગાય છે જો;
પીતાં વેણુ ઝ્હીલો જીવ ઉડી જાય છે જો,
આલી! અંતરે કંઇ-કંઈ-કે થાય છે જો!

... ... ... ... ...
ઝીણું ઝરમરઝર ઝરત ગાન મ્હેવલો જો,
શીળું કોયલ, ને લોલ લવે મોરલો જો;
મોહન મન્દિરિયે પ્રેમ તણી હેલી છે જો,
થઈ બ્હેની ત્હારી આજ ઘેલી—ઘેલી છે જો!

... ... ... ... ..
રાગ સાગર કલ્લોલમાં હું ડોલતી જો,
પ્રાણ ટ્હુકતા અમોલ બોલ બોલતી જો;
વિરલી પ્રીતમ રેલી માધુરીમાં ન્હાઉં છું જો,
સખી! વારી વારી તન-મન-ધન જાઉં છું જો." *

સંગીત થોડી થોડી ટૂંકો યાદ આવતી હોય, તેમ તેમ અટકી અટકીને ચાલતું હતું; પરન્તુ ત્હેની અદ્‌ભુત મોહિની અને વસન્તીના કંઠની સરલ મીઠાશ, એ બંનેના યોગથી મધુરતાનું અમૃતપૂર ચોતરફ રેલાતું હતું. સુલોચના ને આનન્દલાલનાં સ્નેહ ભર્યાં અંતરમાં ત્હેનો દિવ્ય સરોદ

* સુન્દરી સુબોધ (નવેમ્બર, ૧૯૧૧).

બધે પ્રસરી રહ્યો. પતિને ખભે માથું મૂકતી, પતિના નયનમાં પોતાનાં નયન પરોવતી સુલોચના બોલીઃ " વ્હાલા! ત્હારી ઉદાત્ત પ્રીતિની માધુરીમાં ન્હાતી, હું પણ આજ ખરેખર તન-મન-ધન વારી જાઉં છું જ હોં.-આપણું આ સૌભાગ્ય પ્રભુ અખંડ રાખો!"

વસન્તીએ ગીત બદલ્યું હતું, પરન્તુ આ દંપતીની ઉલ્લાસભરી હૃદય વૃત્તિઓની સાથે એકત્વ પામતું તે સંગીત પણ બંનેની આત્મ કુંજોમાં ઉતરતું હતુંઃ

" મીઠડાં જીવન લ્યો,-જીવન લ્યોઃ
લ્યોને ભરતભૂમિની નરનાર રે,
મીઠડાં જીવન લ્યો,-જીવન લ્યો. ×

નિર્મળ જીવનનો આવો પવિત્ર આનન્દ બીજાં દંપતી પણ આજ અનુભવતાં હતાં. સરલાની સુધારણાની શરૂઆતથી પ્રબોધ ચન્દ્રને શાન્તિ સન્તોષ પ્રાપ્ત થવા લાગ્યાં હતાં; અને પુત્રવત્સલ પિતાની ઉદારતાથી સંકટમુક્ત થયેલ મનુએ સુધરવાને કરેલા સંકલ્પો કમળાને પ્રીતિ સ્વાસ્થ્ય અર્પતા હતા. દૂર-દૂરના પ્રણય પ્રદેશોમાં અનસૂયા, ચન્દ્રકાન્ત, અને મોહિનીનાં ભાવિનું દુઃખકલેશમય જીવન ક્ષેત્રોમાં શોધન થતું હતું. અને ભગવતી યોગિની મૈયા તથા મહાત્મા જગતદાસના અમૂલ્ય સ્નેહ—સત્સંગમાં વિકાસ પામતાં મંજુલ તથા રતનરામ, અને ઉત્કર્ષ પન્થે ગતિમાન થવામાં સહાય પામતાં નવીન તથા બાલા દાંપત્યજીવનની મંગલતાનાં સુવાસ, આનન્દ, અને કલ્યાણ ભર્યાં ઝરણાં ચોતરફ રેલાવતાં હતાં. છે. વિપત્તિથી પાવન થયેલ જીવનમાં સેવા, ત્યાગ, અને પ્રેમ અવતરે છે, ત્યારે પ્રભુજીવન ત્હેનાથી કદિય દૂર રહેતું નથી, એ નિઃસંશય છે. પરન્તુ તેમ થવાનો માત્ર એકજ સન્માર્ગ છેઃ "ચ્હાઓ અને સેવો!"

---

× સુન્દરી સુબોધ ( જૂન, ૧૯૧૦ )

# સુન્દરી સુબોધ મંડળ.

૧. સુન્દરી સુબોધ માસિક પત્રના સર્વ સહાયકો, ગ્રાહકો, અને લેખકો, સ્ત્રીઓ તથા પુરૂષો, આ **મંડળમાં સભાસદ થઇ** શકે છે.

૨. ત્હેનો ઉદ્દેશ, ત્હેના **સભાસદો**એ લેવાના નીચેના **સંકલ્પમાં** સુસ્પષ્ટ થાય છે: "સ્ત્રીની ઉન્નતિ ઉપર જગત્‌ની ઉન્નતિનો આધાર છે; તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ,–સુજ્ઞ માતાઓ વડે પ્રજા,–અને સાધ્વી સ્ત્રીઓ વડે સ્વદેશ–નો ઉદય થાય, તથા પ્રાણિમાત્રનાં સુખ, સન્તોષ, આનન્દ, ઉત્કર્ષ અને અને કલ્યાણમાં વધારો થાય; એમ કરવા હું હમ્મેશાં યથાશક્તિ પ્રયાસ કરીશ."

૩. આ **મંડળનું** મુખ્ય-જીવન સૂત્ર, '**ચ્હાઓ અને સેવો !**' (Love and Labour !)–એ છે.

૪. આ સંસ્થાને અંગે ત્રણ પ્રવૃત્તિઓ હાલ ચાલુ થઇ છે: **૧. ફરતું પુસ્તકાલય, ૨. બાલ ગ્રન્થાવલી,** અને **૩. અબલા સહાય ફંન્ડ.** ત્હેમાંની પ્હેલી દ્વારા–વિનામૂલ્યે સારાં પુસ્તકોની પ્રવાસ પેટીઓ વાંચનાર વર્ગમાં ફેલાવવામાં આવે છે; બીજી વડે–સાધારણ કેળવણી પામેલી સ્ત્રીઓ અને બાલકો માટે વાંચવા લાયક પુસ્તકો સસ્તી કિમ્મતે પ્રકટ કરવા ધાર્યાં છે; અને ત્રીજી મારફત–ગરીબ સ્ત્રીઓમાં પુસ્તકો અને પત્રો ( હાલ શરૂઆતમાં ફક્ત સુન્દરીસુબોધ માસિકપત્ર) જૂજ કિમ્મતે આપી શકાય છે.

૫. સભાસદ થવા માટે કાંઇ પણ લવાજમ રાખવામાં આવ્યું નથી. જેની ઇચ્છા–અનુકૂળતા હોય તે **મંડળના ફંન્ડને** મદદ કરી શકશે.

પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો: 21642